શ્રી ફાર્બસ ગુજરાતી સભાની ગ્રંથમાળા

કવિ માંડણકૃત

# પ્રબોધબત્રીશી

અથવા

## માંડણ બંધારાના ઉખાણા

અને

કવિ શ્રીધરકૃત

## રાવણમંદોદરીસંવાદ


સંશોધન કરનાર :

મણિલાલ બકોરભાઇ વ્યાસ,

પ્રસ્તાવના અને સમજુતીના લેખક :

શંકરપ્રસાદ છગનલાલ રાવળ.



પ્રકાશક :

શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઇ.

વિ. સ. ૧૯૮૬ ઈ. સ. ૧૯૩૦

મુદ્રણસ્થાન : આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ—અમદાવાદ
મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક

પ્રકાશસ્થાન : રા. રા. હરસિદ્ધભાઈ વજુભાઈ દિવટીયા,
એમ. એ. એલએલ. બી. એડવોકેટ હાઇકોર્ટ, મુંબઇ

માનદ મંત્રી શ્રી ફાર્બસ ગુજરાતી સભા-મુંબઇ, મહારાજા
મેન્શન્સ, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ નં. ૨

શ્રી ફાર્બસ ગુજરાતી સભાની ગ્રંથમાળા

કવિ માંડણકૃત

# પ્રબોધબત્રીશી

અથવા

## માંડણ બંધારાના ઉખાણા

અને

કવિ શ્રીધરકૃત

## રાવણમંદોદરીસંવાદ

સંશોધન કરનાર:

**મણિલાલ બકોરભાઈ વ્યાસ,**

પ્રસ્તાવના અને સમજુતીના લેખક:

**શંકરપ્રસાદ છગનલાલ રાવળ.**

153

પ્રકાશક:

**શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ.**

વિ. સ. ૧૯૮૬ ઈ. સ ૧૯૩૦

ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૨૫૩૨૬

મુદ્રણસ્થાન: આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ - અમદાવાદ
મુદ્રક: ગજાનન વિશ્વનાથ પાઠક

પ્રકાશકસ્થાન: રા. રા. હરસિદ્ધભાઈ વજુભાઈ દિવટીયા,
એમ. એ. એલએલ. બી. એડવોકેટ હાઇકોર્ટ, મુંબઇ

માનંદ મંત્રી શ્રી ફાર્બસ ગુજરાતી સભા-મુંબઇ, મહારાજ
મેન્શન્સ, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ નં. ૨

# અનુક્રમણિકા

# શ્રી ફાર્બસ ગુજરાતી સભાની માલિકીનાં પુસ્તકો



**૧-૨ રાસમાળા** (સચિત્ર) **તૃતીય આવૃત્તિ, ભાગ ૧ લો, તથા બીજો;** સ્વ. શ્રી. અલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસે રચેલી, અને દિ. બ. રણછોડભાઈ ઉદયરામ દવેએ ભાષાન્તર કરેલી. દરેકનું **મૂલ્ય રૂ. ૫-૮-૦.**

**૩ માર્કસ ઓરેલીઅસ એન્ટોનીનસના સુવિચારો**—ભાષાન્તરકાર, ઈડરનરેશ સ્વ. શ્રી. **મહારાજા સર કેશરીસિંહજી;** રા. રા. નગીનદાસ પુ. સંઘવીના ઉપોદ્‌ઘાત અને સમાન સંસ્કૃત સુભાષિત અને તત્ત્વજ્ઞાનનાં વચનો સાથે. **મૂલ્ય રૂા. ૨-૦-૦.**

**૪-૫ શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ, ભાગ ૧ લો, તથા ભાગ ૨ જો;** તૈયાર કરનાર રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.. દરેકનું **મૂલ્ય રૂા. ૨-૦-૦.**

**૬ ગુજરાતનાં ઐતિહાસિક સાધનો ભાગ ૧-૨** (સાથે ભેગા). તૈયાર કરનાર રા. રા. **નર્મદાશંકર** વલ્લભજી દ્વિવેદી; મૂલ્ય રૂ. ૧-૦-૦

**૭ રસકલ્લોલ :** બાળાઓએ ગાવાનાં સ્ત્રીજીવનનાં ગીતો : સંપાદક રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ, મહેતાજી. રૂા. ૦-૧૦-૦.

**૮ પ્રબોધબત્રીશી** (કવિશ્રી માંડણકૃત) **અને રાવણમંદોદરી-સંવાદ** (કવિ શ્રીધરકૃત) સંપાદક અને સંશોધક સ્વ. રા. મણિલાલ બકોરભાઇ વ્યાસ; ટીકા અને ઉપોદ્‌ઘાત લખનાર, રા. રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ. મૂલ્ય

મળવાનું ઠેકાણું

**મેશર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું.**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

**પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨**

# પ્રસ્તાવના

## ૧ માંડણ

### પ્રબોધ બત્રીશી: હાથપ્રત

પ્રબોધ બત્રીશી અથવા માંડણ બંધારાના ઉખાણાની હાથપ્રત હું જોઈ શકયો નથી. એના સંબંધમાં એનું સંસ્કરણ કરનાર જુની ગુજરાતીના રસીઆ સ્વર્ગસ્થ મણિલાલ બકોરભાઇ વ્યાસ લખે છે:

"લૌકિક સાહિત્યમાં માંડણના ઉખાણા એ ખાસ ધ્યાન ખેંચનારો ગ્રંથ છે. આ પ્રદર્શન વડે જ એ ગ્રંથ બહાર આવવા પામ્યો છે. એ ગ્રંથની ભાષા જોતાં સં. ૧૬૦૦ ની લગભગમાં એ ગ્રંથ રચાયલો હોય એમ લાગે છે. એમાં ગુંથેલી કહેવતોનો જથ્થો બહુ મોટો છે અને તેમાં જનસમાજના મનોભાવનાં ખરેખરાં દશ્ય છે."[૧]

હાથપ્રતની વિશેષ માહીતી આપતાં સ્વર્ગસ્થ મણિલાલ વ્યાસ બીજે સ્થલે જણાવે છે:[૨]

| "નામ | લેખક | રચ્યા સં. | લખ્યા સં. | પૃષ્ઠ. |
|---|---|---|---|---|
| માંડણ બંધારાના ઉખાણા-વેદાંત | માંડણ | લગભગ ૧૬૦૦ | ૧૭૦૦ | ૫૦." |

સંસ્કારીને છપાવેલા આ કાવ્યગ્રંથમાં મણિલાલ પૃષ્ઠ ૧ ની ચરણ-ટિપ્પણીમાં જણાવે છે:

"આ વીશીની શરૂઆતનું એક પાન તુટક હતું. તેમાં સાત ટુંકો (તુકો ?) હતી. ખોળતાં ખોળતાં ઝઘડીઆના ભંડારમાંથી ઉખાણાનાં થોડાં પાનાં મળ્યાં. તેમાં આજ ગ્રંથના ઉખાણા હતા, તેથી ખુટતા હતા તે તેમાંથી ઉતારી લીધા છે."

આ ગ્રંથની પુષ્પિકા સંબંધમાં ૮૦ મે પૃષ્ઠે મણિલાલે નીચે મુજબ નોંધ મુકી છે:

"ઇતિ માંડણ બંધારાના ઉખાણા સમાપ્ત." (અહીંથી આગળ છેકી નાંખેલા અક્ષરોમાં આ પ્રમાણે વંચાય છે. સોળ કે સત્તર તે બરાબર સમજાતું નથી, પણ ૧૬ હોવું જોઇએ.) '૨૩ વર્ષે આસો શુદિ ૩ સોમે."

---

૧ જુઓ પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ (સુરત) નો અહેવાલ, વિ. સં. ૧૯૭૧: ગ્રંથપ્રદર્શન વિભાગ: મંત્રીનો અહેવાલ, પૃષ્ઠ ૨૦.

૨ જુઓ એજ અહેવાલ પૃષ્ઠ ૮૧.

આમ ઝઘડીઆના ભંડારનાં થોડાં પૃષ્ઠોથી તુટક પ્રત સાંધી માત્ર એકજ હાથપ્રત ઉપરથી મણિલાલે એમની હયાતીમાં શ્રી ફોર્બસ ગુજરાતી સભા માટે આ કાવ્યગ્રંથ સંસ્કારીને છપાવ્યો છે. મુળ હાથપ્રત કે ઝઘડીઆભંડારનાં છુટાંછવાયાં પૃષ્ઠો હવે ક્યાં છે તે તપાસ કર્યાં છતાં આ છપાયલા વસ્તુ સાથે સરખાવવાનો યોગ પણ હું પ્રાપ્ત કરી શકયો નથી. આમ સ્વર્ગસ્થ સંસ્કર્તાની શાંત સમાધિ સાથે આ હાથપ્રત પણ શાંત સમાધિ લે છે તેથી એ બંનેની શાંત સમાધિમાં ઉચિત પૂજ્યભાવથી જરાએ ડખલગીરી કર્યા વગર આપણે પણ શાંતિથી એમને બંનેને અંતિમ નિદ્રા લેવા દઇશું. આપણા બહુ મૂલ્યવાન પ્રાચીન ગુજરાતીના સદ્‌ભાગ્યે આ ગ્રંથની કોઈ કાળે બીજી કોઇ પ્રત પ્રાપ્ત થાય તો એનાં પાઠાંતરો કે શુદ્ધિઅશુદ્ધિની ચર્ચાની વાસ્તવિકતાનો વિચાર થઇ રહે.[3]

### માંડણનો કૈંક પરિચય

માંડણ નામના આ સાથે બે કવિ આપણા જોવા જાણવામાં આવ્યા છે. બીજો માંડણ આ માંડણ કરતાં વધારે અર્વાચીન છે અને એનું એકજ પદ આપણા જાણવામાં છે.[4]

પ્રબોધ બત્રીશીકાર માંડણ વીશે બહુ જાણવામાં આવ્યું નથી. પોતાને ઉદ્દેશીને આ જ્ઞાની કવિ નીચે પ્રમાણે કૈંક આછી આછી નોંધ એની કૃતિઓમાં કરે છેઃ

(૧) " માંડણ કુલ બંધારા તણઈ, લીધુ જન્મ કર્મ્મંઈ આપણિ.
વિષ્ણુજન બહુ સેવા કરી, તુ નિર્ઇ મનિ આવ્યું હરિ.
ભૂમંડલિ યેતુ જનસાથ કરૂં પ્રણામ શવિ જોડી હાથ. "
(માંડણઃ પ્રબોધ બત્રીશીઃ ૬૪૪)

(૨) " ન્યાતિ બંધારા માંડણ નામ, માતા મેઘૂ ઉદરિ વિશ્રામ.
હરિ હરિદાસ તાત ઉગિ શંભ, સેવક (?) સદાચરણ શવિ બંભ. ૪૦૩

3 મારા જાણવા મુજબ મણિલાલ વ્યાસના અવસાન પછી એમનાં વિધવા ગં. મણિબહેને જે પુસ્તકો રા. રા. કનૈયાલાલ મુનશીને મોકલ્યા હતાં તેમાં આ હાથપ્રત નહોતી. એ પુસ્તકોની કેટલીક યાદી રા. દયાશંકર ભટ્ટની મદદ લઇ મેં પણ કરી હતી. બાદ એ બધો સંગ્રહ રા. જીવણચંદ સાકરચંદ ઝવેરી પાસે ગયો છે તેમાં એ હાથપ્રત કદાચ ગઇ હોય અથવા મણિબહેન પાસે હોય. વિદ્વાન સભાને આ ઉપયોગી પ્રત માટે તપાસ કરવા વીનંતી કરૂં ?

4 જુઓ બૃ. કા. દો. ગ્રં. ૭ માનું " મરઘા ! તુંને કોણે ભણાવીઓ ? "— એ પદ.

પવનપુત્રચી કીરતિ કરઇ, કુલ એકોતર ઊધરઈ.
એહ કથાબંધ પૂરૂં થયૂં, વિષ્ણુવ શવિ વાયસૂત જપુ. ૪૦૪
( માંડણ: હનુમંતાખ્યાન. )[૫]

(૩) × × × ×

(અ) જોશિ મદનતણૂં શિશિ, પંડિત સૂ રદિસ ( ? )
આદરી ગ્રંથ સુણાવી...........પામૂં ઊપદેશ. ૩

(આ) શીરોહી સારણ સાનિધિ, કરી કથા આવી મન શિધિ.
આવ્યું કુલિ બંધારા તણઇ, લીધૂં જનમ કૃત આપણઈ. ૧૨
માતા મેધૂ ઊદિરિ નિવાસ, વિષ્ણુવભક્ત સહુનુ દાસ.
સાચઇ કુડઇ એતાઇ મિશિ, મંડણમુખિ હરિનામ આવશિ. ૧૩
( માંડણ: રુકમાંગદાખ્યાન )[૬]

---

૫ દુર્ભાગ્યે કવિની આ કૃતિની હાથપ્રત પણ ત્રુટક છે. જુઓ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી હસ્તકની કવિ દલપતરામ સંગ્રહિત હસ્તલિખિતગ્રંથોની મારી તૈયાર કરેલી યાદી:

| નં. | નામ | લેખક | ર. સં. | લ. સં. | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૩૯૬ | રામાયણ | માંડણ | ( ? ) | ૧૫૭૪ | ૧૪–૪૦ |

પ્રત ત્રુટક છે તેમજ દરેક પૃષ્ઠે નીચેના ભાગમા મોટે ભાગે ફાટી ગયેલી છે. પ્રથમનાં ૧૯ પૃષ્ઠો નથી, તેમજ ત્યાર પછી વચ્ચમાંનાં પૃષ્ઠો પણ ખુટે છે.

કવિ વીશેની નોંધ લેતી ઉપલી ૪૦૩–૪૦૪ કડીઓ પછી પ્રતમાં નીચે મુજબ નોંધ છે:

“ખંડ ૩૦ ઇતિ શ્રીહનોમંતાખ્યાન સમાપ્ત” (પૃ. ૧૬).

પ્રતનો અંતવિભાગ:

“માંડણ જોયૂં વિમાસણ ઘણી, અનિ ન બીજી પરિ ઊતરવા તણી.
ભવસાગર એ અનંત અગાધિ, તરવા કહઈ નહી એ સાધિ. ૭૬
રામનામ લીલાઈ પાર, જોતા મોટા મુનિ વિચાર.
બ્રહ્માંડ કોટાકોટિ × ×, મંડણ શરણાગત તવ પાઈ.” ૭૭

ખંડ ૭૦ ઇતિ શ્રીરામાયણ સમાપ્ત. × ×

સંવત ૧૫૭૪ ભાદરવા વદિ ૭ ધનદપુર ( ? ) × × પ્રતિ દેલવાડા વાસ્તવ્ય ×

૬ કવિની આ કૃતિ ઉપરની જ હાથપ્રતમાં છે. મેં એની યાદી કરતાં નીચે મુજબ નોંધ લીધી છે :

**૩૯૬ક રુકમાંગદકથા માંડણ (?) ૧૫૭૪ ૯૯–૧૧૪**

અસલ પ્રતનાં પૃષ્ઠો આગળ પાછળ ગોઠવાઈ નંત્રસરથી બાંધવામાં આવ્યાથી કથાનું સાતત્ય જોવું મુશ્કેલ થઇ પડે છે.

રુકમાંગદાખ્યાન, હનુમંતાખ્યાન, રામાયણ વગેરે તુટક કૃતિઓ અને આ પ્રબોધ બત્રીશીની કૃતિઓનો જે કૈં ભાગ હું જોઇ શકયો છું તે ઉપરથી એમનો કર્તા આ એકજ માંડણ હોવો જોઇએ એમ હું માનું છું. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી હસ્તકની મજકુર તુટક કૃતિઓની લખ્યા સાલ વિ. સં. ૧૫૭૪ ની છે એ જોતાં એમની રચ્યા સાલનું અનુમાન વિક્રમના સોળમા શતકની પહેલી કે બીજી પચ્ચીશીમાં લઇ જવું અવાસ્તવિક ગણાશે નહીં. કવિની કાવ્યશૈલીનો જે વિકાસક્રમ આ આખ્યાનોમાં દેખાય છે તેમાં અને ઉખાણાની કાવ્યશૈલીમાં ઝાઝો અંતર પણ નથી લાગતો. આ ઉપરથી સ્વર્ગસ્થ મણિલાલ વ્યાસે ઉખાણાની રચ્યા સાલ અનુમાનપૂર્વક જે વિ. સં. ૧૬૦૦ સુધી આગળ ઠેલી મુકી છે તેને પણ સોળમા શતકની બીજી પચ્ચીશીના અંતમાં કે લગભગ તેજ ગાળામાં પાછળ લાવવી એ ઠીક થઇ પડશે. પ્રથમ રુકમાંગદાખ્યાન જેવી વ્રતકથા, પછી હનુમંતાખ્યાન અને રામાયણ જેવી પૌરાણિક કથાઓ અને ત્યાર પછી સંસારજ્ઞાન કે વેદાંતની તીવ્રતાને લૌકિક ન્યાયાવલિ–કહેવતો–ઉખાણા–જેવી સીધી, સચોટ અને સૂત્રાત્મક શૈલીમાં ગુંથવી એમ ભક્ત, કથાનક અને જ્ઞાની કવિના માનસનો સ્વાભાવિક વિકાસક્રમ લેખીએ તો ઉખાણાની શૈલીનો ઉદ્‌ભવકાલ સોળમા શતકની લગભગ બીજી પચ્ચીશીમાં ગણાય, અને સં. ૧૫૭૪ નો લખ્યા સંવત પણ રચ્યા સંવતની આ અટકળને અનુકૂળ થઇ પડે.

કવિનો જન્મકાલ આમ સોળમા શતકની પ્રથમ પચ્ચીશીમાં હોવો જોઇએ અને એની જ્ઞાતિ બંધારાઓની જ્ઞાતિ જોતાં મોટી ઉમરે વિકાસ પામેલા એના સંસ્કારોએ એને મોટી ઉમરે કવિ થવા પ્રેર્યો હશે.

---

**રાગ આસાઉરી ધ્રુપદ.**

**આરંભ—**

એકાદશ તણું મહિમાઈ, ગાઉ ગુણ રુકમાંગદ રાઈ.
સૂરિજવંશ હયૂં અવતાર, કહિ મંડણ એ કૃતિયુગિ સાર. ૧

**ધ્રુપદ પૂરવછાયા**

ગૌરીનંદન ગુણ સ્તવૂં, સમરૂં સારદ માઈ.
ચરિત રુકમાંગદતણૂં આપૂં તેહ ઊપાઈ. ૧
મહિમાએ એકાદશી, વિષ્ણુતણું વ્રત સાર.
ઉમંગ અંતરિ ઊપનૂં શ્રીગુરુ ચરણાધાર. ૨

× ×     × ×

**અંત—**

ઈતિ શ્રી એકાદશી વ્રતમહિમા રાજા રૂખમાંગદચરિત્ર સમાપ્ત. × ×

માંડણકવિ જ્ઞાતિએ ઉદ્યોગી બંધારા જ્ઞાતિનો અને શીરોહી કે શીરોહી પાસેનો રહીશ લાગે છે. એના પિતાનું નામ હરિ જણાવી એને શિવ અને બ્રાહ્મણ પ્રત્યે ભક્તિભાવ હતો એમ એ કહે છે. એની માતાનું નામ એ મેઘૂ કહે છે. એના કાવ્યોમાં જ્યાંત્યાં એ વૈષ્ણવજીવનના ઇસારા કરે છે તે ઉપરથી વૈષ્ણવ સંપ્રદાયનો એ પક્ષપાતી જણાય છે. બીજા કોઈ કુટુંબીજનની કે પોતાની આ કરતાં કૈં વિશેષ હકીકત એ આપતો નથી જણાતો.

કવિના અભ્યાસ વીશે કૈં ખાસ ઇસારા નથી જણાતા; પણ એની કૃતિઓમાં પ્રતિબિંબિત જ્ઞાનસમૃદ્ધિ જોતાં એ બહુશ્રુત જ્ઞાની લાગ્યા વગર નથી રહેતો.

### કાવ્યાવલોકન

પ્રબોધ બત્રીશી કાવ્ય એ કવિના પાકટ વયની ઠરેલી ઉપદેશપ્રધાન કૃતિ લાગે છે. આ ઉપદેશાત્મક કાવ્યમાં કવિનાં સંસારજ્ઞાન અને તત્ત્વજ્ઞાન ઠલવાઈ રહ્યાં છે. એની બહુશ્રુતતા ફુલીફાલી પલ્લવભરી ઘટા બની રહી છે. વીશીએ વીશીએ એના તીવ્ર વેદાંતજ્ઞાનની ધારાઓ જોશભેર ફુટી રહી છે. એક અખંડિત જ્ઞાનગંગાનું વહન વણઅટક્યું એના ઉદ્દિષ્ટ વિવિધ વિષયોને તરબોળ કરતું કરતું સરલતાથી વહી રહ્યું છે. વહેનની નિર્મળતા વક્તવ્યને બને તેટલા શુદ્ધ સ્વરૂપે રજુ કરી રહી છે. બત્રીશે વીશીરૂપ પાંદડીઓ એમના કાવ્યપુષ્પ ને સુંદર અને સરસ રીતે સોહાવી રહી છે. થોડાંક દૃષ્ટાંતો લઈએ:

ભક્તિવીશીમાં કવિ તેના સમયના શ્રોતાઓ કેવા હતા તે યથાર્થતાથી કહે છે :

"ખિણ સાંભળવા શ્રોતા મિલ્યા, જાણે તિલ કોદ્રવમાં ભલ્યા !
તેહની ઘયસિ ન ઘાણી હોઈ, વાંચિ વ્યાસ ન બૂઝઈ કોઇ.
ઇમ કરતાં તે નવિ છૂટિઈ, સેવંતરાં ડાંગિ કુટીઈ. ૩

**( ભક્તિવીશી )**

ગૃહસ્થાશ્રમવીશીમાં ઘરનાં જ દેવદેવી તુલ્ય માતાપિતાને અપુજ રાખી મુવા પછી તેમને વરાઓથી સંતોષવા મૂર્ખપ્રયત્ન કરનાર કુપુત્રનું એ ચિત્ર આલેખે છે:

---

૭ આ બંધારા જ્ઞાતિએ આપણને ત્રણ કવિઓ આપ્યા છે: (૧) માંડણ, (૨) ખંભાતનો કાશી સુત શેધજી–હનુમંતચરિત્રકાર (સં. ૧૬૪૭) અને (૩) હરિયાદનિવાસી તાપીદાસ–અભિમન્યુ આખ્યાનકાર ( સં. ૧૭૦૮ ). જુઓ રા. મંજુલાલ મજમુંદાર સંશોધિત અભિમન્યુ આખ્યાનની પ્રસ્તાવના.

"માતાપિતા મેલ્હી દીકરૂં પૂજઇ દેવ કરઇ બહુ બરૂ.
માઈબાપ મૂઆં ટલવલી, જાત્રઇ જલ દીધૂં અંજલિ.
જીવતાં યણુનાહાર નવિ ર્ક્યા, ઘર બાલી નઇ તીરથ ર્ક્યા. ૩૫"

(ગૃહસ્થાશ્રમવીશી)

સારા જીવનભર એક જ જાતનું શુષ્ક કામ કરનાર અને તે પણ નહીં કરવાનું કરનારને કવિ કેવો ચીતરે છે?

"રસના રામ વિના મોકલી. ચક્ષુ-ચતુર્ભુજ વિણ બહુ ચલી.
પગ પીતાંબર વિણ બહુ પલ્યા. કર કેશવ વિણ વિધિ વલ્યા.
કુડિધા મશિ કાયા ખઇ. જાં જીવઈ તાં સીત્રઈ સઈ. ૭૪"

(દાનવીશી)

કવિ કહેવતોનો ઉપયોગ એની વાણીને સરસ અને સચોટ કરવા જ્યાં ત્યાં કરે છે. એમાં એ ઔચિત્યથી જરાએ આઘો ખસતો નથી. સંસારનાં સૂક્ષ્મ અને દૃષ્ટાંતરૂપ અવલોકનો કરવામાં એની કલ્પનાશક્તિ ફલદ્રુપ બની જાય છે:

" × × × ×
ભૂખ્યું વેચિ મહિલા આપણી, કુમાર્ગિ કુધારા ભણી. ૧૫૧"

(અદ્ભુતવીશી)

"પસન્ન વદન, સદા મનિ ચંગ, પર ઉપગારિ પદિ પદિ ગંગ.
સોઇ સજ્જનની લાભઈ સેવ, જાણૂં દૂધિ વુઠા મેહ!
× × × ×
૨૧૦"

(સજ્જનવીશી)

"છાંડી પ્રીતિ બહુ તન ભાગ, પરનારી સંગ અંતરિ દાગ.
સૌખ્ય સ્વરામા બે જણ રંગ, અપત્ય આપઈ વિલસતાં અનંગ.
જુ તૂં ભાંણિ ભરાઈ ન દ્રાઈ, ચાટિ હાથિ ન ભૂખસ જાઈ. ૩૦૫"

(સાધારણવીશી)

" × × ×
આલસુ આઇ જણ્યા દીકિરા, માંચીના માંકણ થઇ સર્યા. ૪૦૩"

(કૃપણવીશી)

" × × × ×
રાંધાં ખીર તે બોલ્યા શુણ, ડાહી તેડૂ ઘાલઇ લુણ! ૪૧૬".

(કૃપણવીશી)

કવિનો તીર્થપ્રવાસ પણ ઘણો છે, છતાં છેવટે આર્દ્ર ભાવે પ્રભુશરણ લઇ એ કહે છે:

"બહુ તીરથ મઇ જોયાં કરી, બારે વરસે ગોદાવરી.
તોરા ચરણ શરણ ફલ લીધ, અગ્નિ ઘૃત તત્કાલિ વીધ.
એ મગ એણઇ નીરિ ચડઈ, તવ પદ શરણે આવ્યુ રડઈ. ૪૭૨
કિમ એ આજુ રહિ શરીર ? વાઘ બિહુ વચિ પીવું નીર. ૪૭૩
× × × ×
બહુ તીરથ કહિનાં કહિ તણાં ? ઘણા ઘરના યમ પરુહણા. ૪૭૪"

(શરણવીશી)

અવની કોંહી નહી તીરથ વિના, ગામિ ગામિ અવગાહિ જના.
મગતિ મગતિ સહુઇ ઇમ ભણઈ, ઉઘલતી કુલ કેહાં ગિણઈ ? ૪૮૫"

(સેવાવીશી)

નાગરીની મૈત્રીનાં કવિ કેવાં વખાણ કરે છે ?
"વિષ્ણુ ભગતિ તેણઇ નાદરી, જાણ્યું ગોઠિ કરઇ નાગરી ! ૬૩૨"

(સંતોષવીશી)

કવિની જીવનવીશીનું એકે એક ચરણ એક એક રત્ન જેવું કીમતી લાગે છે. જુનાં સાહિત્યરત્નોના સંબંધમાં એક એક શ્લોકના લાખ લાખ ટંકા આપ્યાની વાતો આપણે સાંભળી છે તે આ વીશીની કેટલીક તુકોનું મહત્વ જોતાં ખોટી લાગતી નથી. આ માટે ખાસ કરીને જુઓ રાજા ( ૫૨૮ ), પ્રધાન ( ૫૨૯–૩૦ ), સ્ત્રી ( ૫૩૧ ), પુત્ર ( ૫૩૪ ), વાણોતર (૫૩૫), અને ઇતરલોક ( ૫૩૯ ) વગેરે વગેરે વીશેના કવિના સુંદર, સરસ અને સચોટ સૂત્રાત્મક ઉદ્ગારો. આ જીવનવીશી અને ત્યાર પછીની ભવ્ય ચંદનવીશીમાં કવિ સુંદર મુક્તામાલામાં પરોવવા જેવાં મોતી રચે છે. કહેવતો ગુંથવાની એની તીવ્ર હોંસને પણ એ ઘડીભર દાબી દઇ એક પછી બીજા વકતવ્યને અસરકારક રીતે રજુ કરે છે.

માંડણકવિ તીવ્ર નજરવાળો સંસારનો સફલ દ્રષ્ટા છે. એની સફલ દૃષ્ટિએ સંસારનાં વિષ અને અમૃત યથાર્થતાથી જોયાં છે. બે પત્નીઓના જુના હાસ્યપાત્ર પતિની એ કેવી હસારત કરે છે ?

"કાયઇ ધાગઈ ધયૂં ઉન્માદ. કરિ આપણિ ઉતાયૂં નાદ.
પરણી ઉપરિ આણી નારિ, કલહુ ઉપનુ ન સકયૂં વારિ.
લીધૂં બોર ચિડી મુખિ શરઈ, આઘુ પાછુ કહુ કિમ કરઈ ? ૧૦૪"

(હાસ્યવીશી)

પોતાના માનવભવ પ્રતિ અને તેમાંએ પોતાની માનીતી વિષ્ણુભક્તિ પ્રતિ કવિને કેટલો બધો સ્નેહ છે ?

"લક્ષ ચુરાશી ધરીઆ દેહ, માનવભવસુ અધિક સનેહ.
વાણી આવઈ વિષ્ણુ વખાંણ, તુ મંડણ ! અવતાર પ્રમાણ.
ધિક માનવ [ જુ ] હરિપ્રમાદ, વેચી ગજ અંકુશનું વાદ. ૧૮૦"

(રાજનીતિવીશી)

કવિની વૈરાગ્યવીશી તો વૈરાગ્યમય જ છે. તીવ્ર, સચોટ અને વ્યાપક વિરાગ રસ એ શાંતિથી એમાં રેડે જાય છે. એના ઉદારચરિત ભાવ જુઓ:

"યે યે વઇરપણું લેખવિ, તે જાણે મિત્ર તાહરા શવિ.
જીભ હલાવી પાતક ધોઈ, તે કાલાં સઘલાં તવ જાઈ.
કરસિ ન કહિ કભાવન મન્ન, છેદી નાક કરઈ અપસકન્ન. ૧૯૭"

(વૈરાગ્યવીશી)

જ્ઞાનપ્રદેશના ઘણાએક ઉચ્ચ ગિરિશૃંગો ઉપર કવિ વિહાર કરતો કરતો ઘણાંએક સુંદર અને સનાતન સત્યો જોઇ શકયો છે; એમ છતાં એનું હૃદય પણ કેટલું ભીનું અને કુમળું એ રાખી રહ્યો છે ?

"યે શ્રદ્ધા કરિ પોષ્યાં પાત્ર, દીન તણાં આથ તોષ્યાં ગાત્ર.
કઈ હરિ સાધન કીધૂં ગોપિ, વાટઇ વટ પીપલતરુ રોપિ.
વાવ્યૂં હેમ ખણી કુદાલિ, એ વિણ ગરથ વહીતરૂ ભાલિ. ૩૫૦"

(હૃદયવીશી)

કવિની પ્રેમસગાઇ પણ મનમેલી નથી:

"આજ્ઞા અણપાલિ નહી લાગ, ગાઇ વાઇ ગુડઇ રાગ.
ચાલ સદાએ દીસીઇ અહી, સગાઇ યહાં દગાઇ નહી.
હવઇ મ પૂછીશ એ વલી વલી, જોયૂં સાતે ગલણે ગલી. ૫૭૦"

(પ્રેમવીશી)

માંડણની છેલ્લી સંતોષવીશી પણ એના લાક્ષણિક સ્વભાવના સંતોષની અમૃતઝરણી સરિતા જેવી છે. એ કહે છે:

"મેલ્હી સર્વ સ્વામીશરણિ રહિ, તુ તુસઇ મોક્ષપદ લહઈ."

× × × × ૬૨૧

"વસુદેવ વિણુ જે સાધશુ ભસ્મ માંહિ હવિ હોમ્યું તિશું. ૬૨૨"

× × × ×

"જેહનાં નેત્ર સૂર શશિ વાહિ, હૈયાહેત આંખિ જણાઈ.

કિમ અજુઆલા વિણુ વિશ્વ રહિ ? અંતર પ્રાણ પ્રકાશી કહિ.
એ આધારિ ત્રિભુવન રહ્યુ, પીશા માહિ પીશી જો કહ્યુ. ૬૨૩.
વેદ પુરાણ બોલીગ્યા સાર, રાંધ્યું રંધાય બીજી વાર.
શાસ્ત્રસ્મૃતિની એ ધાત, હૈઇ રાખીનઈકીજઈ વાત.
બીજી વાત કિમ મન રહઈ ? તેરસ ત્રીજ તિહાં ભેગાં વહઇ. ૬૨૪.

(સંતોષવીશી)

માંડણની જ્ઞાનવીશીઓમાં .આથી વધુ વિહાર આપણે કરીશું નહીં. એની જન્મભૂમિ શીરોહીની તાતી તલવારના અસંખ્ય વૈરાગ્યઝટકા એ અખાના પૂર્વજ જેવો લગાવે છે તેમ ઉચ્ચ અને સુંદર ગિરિશૃંગોની લીલી લીલોતરી ઉપર શાંત જ્ઞાનાકાશની ઘટા નીચે એ શાંત કૌમુદીવિહાર પણ કરાવે છે. ગુજરાતી સાહિત્યે જ્ઞાનસંપ્રદાયમાં અખાનું કવિસ્થાન અત્યાર સુધીમાં ઉચ્ચ ગણ્યું છે. પણ માંડણને જોતાં ને અનુભવતાં એ પણ અખાના પ્રતિષ્ઠાસંપન્ન પૂર્વજ કવિવર સમો એનું સ્થાન જરાએ નીચું પડવા દે એવો નથી લાગતો. અખાનો પુરોગામી આ કવિવર અખાની કાવ્યસૃષ્ટિની બાહ્ય અને આંતર રચનામાં ઘણે અંશે મળતો લાગે છે અને સોનીમહાજન અખાની જ્ઞાનજાન્હવીને પોતામાં સમાવી સંતાડી રાખનાર જન્હુ પુરેપુરો નહીં તો કેટલેક અંશે આ બંધારામહાજન માંડણ સિદ્ધ થાય એમ છે. એકે જ્ઞાનની દેવીને કાંચનનાં ખડબચડાં છતાં કીંમતી આભૂષણો ઘડી ઘડીને સજાવ્યાં છે; ત્યારે બીજાએ આ આભૂષણવિધિ પહેલાં એ દેવીને એક સુંદર ચુંદડી જ્ઞાન અને ભક્તિની ફુલગુંથણીની કળાથી રસિક રીતે બાંધી, વિવિધ રંગોથી રંગી ધારણ કરાવી છે. ચુંદડીના કુમાશભર્યાં પોત ઉપર સુંદર કાવ્યગલો આછા ઘેરા ઉડી રહ્યા છે અને એ તેજભરી ભીંજાયલી ચુંદડીમાંથી જ્ઞાનની દેવી એનો હૃદયરસ ધીમી ધીમી ટપકાવી રહી છે.

## માંડણનો સમય, લોકજીવન અને સાહિત્ય

ગુજરાતી સાહિત્યનો આરંભકાલ (સં. ૮૩૫ થી ૧૪૫૯) વીતી મધ્યકાલ (સં. ૧૪૫૯ થી ૧૯૦૮) પ્રવર્તે છે તેમાંની નરસિંહયુગ (સં. ૧૪૫૯ થી ૧૬૦૦)ની છેલ્લી શતાબ્દિ એ માંડણનો સમય છે. આ યુગના નામાંકિત સાહિત્યકારો—નરસિંહ, ભાલણ, પદ્મનાભ, ભીમ, મીરાં, ભાલણપુત્રો–ઉદ્ધવ અને વિષ્ણુદાસ, કેશવ હદેરામ, શ્રીધર, ગણપતિ, કર્મણ, જનાર્દન, લાવણ્યસમય વગેરે–ની નામાવલિમાં માંડણના નામનો પણ સમાવેશ થાય છે. આ યુગના આ આગળ પડતા સાહિત્યકારોનાં કાવ્યાદર્શો,

કૃતિઓ કે વિષયોએ જ માંડણને પણ સાહિત્યકાર બનાવ્યો છે. એ જ દેશકાલે અને તેમાં વસી રહેલાં સંસારીઓ અને તેમનાં સંસારચિત્રોએ આ ભિન્નરુચિ કવિગણોને સાથે સાથે પ્રેરણા પાઇ છે. એક જ જાતની પરચક્ર તળેની રાજકીય પરતંત્ર સ્થિતિ, એક જ જાતનાં સંસ્કૃતસાહિત્યનાં આંદોલનો, મુસલમાન જેવા પરસંસ્કારોનાં આવાગમનો, આક્રમણો અને સમન્વયો, એક જ ધાર્મિક સંપ્રદાયનું જૈનબંધુઓનું સાહિત્ય, તે વખતે દેશમાં પ્રચલિત શિવ, વિષ્ણુ કે દેવી પ્રત્યેની ભક્તિ ને જ્ઞાનમાર્ગીઓના સંપ્રદાયોઃ આ સૌનાં પ્રતિબિંબો ઝીલાય એટલાં ઝીલી આ સાહિત્યકારોની સાહિત્યકૃતિઓએ પોતાનું જીવન ઘડયું છે. તે સમયની સામાજિક સ્થિતિના વર્ણભેદ, ધાર્મિક ઝઘડા, રીતરીવાજો, જનસ્વભાવો, સાચાં કે મિથ્યા સામાજિક બંધનો, નૈતિક શિથિલતાઓ, અજ્ઞાનમય અને તેથી વહેમી લોકજીવન, ધર્મને ઓથે થતાં દ્વેષભાવો, પ્રપંચજાળો અને ઢોંગો, અંધશ્રદ્ધાથી ખેંચાયલા ભક્તિ કે જ્ઞાનમાર્ગના કાચા અનુયાયીઓના અકાળે લીધેલા વૈરાગ્યો અને તે ઉપરથી થતા જીવનના ફજેતાઃ આવાં આવાં લોકજીવનની વિવિધતાઓનાં લક્ષણો તે વખતના સાહિત્યનાં મુકુરોમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે દર્શન દે છે.

આ યુગના લોકજીવનને કાવ્યસંસ્કારોથી પોષતાં ત્રણ કવિરત્નો—નરસિંહ, ભાલણ અને પદ્મનાભ—ની ગણના કરી બીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી દી. બ. કેશવલાલભાઈએ કહ્યું હતુંઃ

“મધ્યયુગના બીજા ગણાવવા જેવા સમર્થ લેખક છે નહીં. મોટા ભાગે સ્થૂલ ધર્મબુદ્ધિ તૃપ્ત કરવા મહાભારત રામાયણનાં નાનાં મોટાં આખ્યાનોનાં જોડકણાં જોડાયલાં આ સમયમાં મળી આવે છે. અથવા તો સામાન્ય જનસમાજની વિનોદવૃત્તિ સંતોષવા વાર્તાઓ ગદ્ય અને પદ્યમાં લખાયલી જોઇએ છીએ. ભાલણસુત ઉદ્ધવ વાલ્મીકિના રામાયણનું પ્રતિબિંબ ઉતારે છે. વિહાસુત નાકર પુરાણીના મુખે સંસ્કૃત કથા સાંભળી માણગોળાવાળા અર્થે પુણ્યબુદ્ધિથી ભારતનાં પર્વો ઘડે છે. એ ધર્મસંહિતા પાછળ બહુ કથાભટો યુગમાં મંડી પડે છે. વિષ્ણુદાસ, શિવદાસ, દેવીદાસ, મુરારિ, શ્રીધર આદિ કથકોનાં આખ્યાનોની ને કથાઓની ધર્મમંદ નિઃસત્ત્વ પ્રજામાં ખપતી પુષ્કળ થાય છે.”[૮]

આ કથન પછીજ માંડણના આ કાવ્યની હયાતી આપણે જાણી શકીએ

---

૮ જુઓ બીજી ગુજરાતી સાહિત્ય-પરિષદનો અહેવાલઃ પ્રમુખનું ભાષણ.

૧૨૩૨૬

છીએ. રુકમાંગદની એકાદશી કથા આલેખી કવિ કથાનક થયો છે. હનુમંતાખ્યાન અને રામાયણ આલેખી એ આખ્યાનકાર થયો છે. એના સમકાલીનો જેવાં છુટક પદો એણે રચ્યાં હશે કે કેમ તે હજી જાણવામાં નથી. પણ આ બધા કરતાં માંડણની કાવ્યશક્તિનું સબલ દર્શન એના આ તત્ત્વજ્ઞાનભર્યા કાવ્યગ્રંથમાં ઉજ્જ્વળતાથી ઝળકી ઉઠે છે. સાહિત્યના આ અંગને આટલી સળંગતા અને સફલતાથી ખીલવનાર માંડણ ઉપર નિર્દેશેલા સામાન્ય કથકો કરતાં કે આપણી ધર્મસંહિતાઓના નીરસ કુસકાઓ ખાંડી આખ્યાનકારો બનેલા કવિઓ કરતાં વધારે ઉચ્ચ પદને યોગ્ય ઠરે છે.

ગુજરાતનું જનમંડળ કવિએ એના કાળમાં જોયું. એની અજ્ઞાનદશા, અવ્યવસ્થા અને નિર્બલતા એણે તાત્ત્વિક દૃષ્ટિએ નીહાળી. એને એમની આગળ નિર્મળ તત્ત્વદર્શન મુકવાની ઇચ્છા થઇ. અનુભવથી એણે એમની જીવનની રહેણીકરણી પ્રત્યક્ષ કરી. જ્ઞાની અને મૂર્ખ, પ્રેમી અને શુષ્ક, ડાહ્યાં અને ગાંડાં: આ સૌ આપણી ઠરેલ અને ઠાવકી વ્યવહારકુશળ ગુજરાતી પ્રજામાં પોતાના વક્તવ્યને સચોટ કરવા કહેવતનો ઉપયોગ કરે છે. કવિએ આમ લોકની જ ભાષા વાપરવાની દૃષ્ટિએ એની કાવ્યશક્તિ ખીલવી એમાં ભારોભાર અસંખ્ય કહેવતોના આડાઅવળા તંતુઓ ગોઠવી વણી દીધી છે અને 'બહુ તાંતણા બલવંતા' એ ન્યાયે એને કાવ્યને રસાળ, ઔચિત્યભર્યું અને બલવંતુ કર્યું છે.

કોઈ મદનજોશીનો એ શિષ્ય હતો.[૯] એની જ્ઞાનપીપાસા એની બહુ-શ્રુતતાને નવપલ્લવિત કરતી જાય છે. 'ગુજરાત શેરી સાંકડી,' 'પેટ ભરાયું તો પાટણ ભરાયું', 'પાટણના પરોણા' 'બારે વરસે ગોદાવરી,' 'નાગરીનાં ગોઠણપણાં': આ અને બીજી અનેક કહેવતો કહે છે કે એણે ગુજરાતી જનમંડળ સાથે પ્રવાસ કરી, સહવાસ સેવી ગાઢ પરિચય કર્યો છે. એના જીવનની અગાધતાઓમાં એ પ્રવેશ કરી શક્યો છે. એને જેવું હતું તેવું એના શબ્દોમાં એણે વર્ણવ્યું છે અને જુની ગુજરાતી ભાષાના સૌંદર્ય અને રસવૈભવને એણે કલાનિપુણ તત્વજ્ઞાનીની દૃષ્ટિએ સફલતાથી સુરેખ કરી બતાવ્યાં છે.

### કાવ્યગુંથણીમાં કહેવતોનો ઉપયોગ.

કહેવતને ખાતર કહેવત વાપરવાની ગાંડી ઇચ્છા કોઈ પણ કવિની કૃતિને રસભંગભરી અને દૂષિત કરી મુકે છે. કહેવતો એ જનમંડળના વિકસેલા

---

૯ જુઓ રુકમાંગદ આખ્યાનનું આગળ આપેલું અવતરણ.

ઉંડા ડહાપણની, આબાદ નીરીક્ષણતાની, ઉંડા અનુભવની અને સચોટ શબ્દ-સૌંદર્યોની મોંઘી ઉત્પત્તિ છે. એને જોઇએ ત્યાં અને જેટલી જોઇએ તેટલી વાપરવામાં આવે તો સુકવિને હાથે એનું સૌંદર્ય પણ વેડફાઈ જતું નથી પણ વધે છે. કહેવતોના ઉપયોગથી કાવ્યરસ ગરી પડતો નથી. એ લેખકના કથનને સફલ ને તાકયું તીર બનાવે છે. આવી કહેવતોમાં લૌકિક ન્યાયો, લોકપ્રિય ઉક્તિઓ, રૂઢિઓ, અનુભવથી છલકાતી શિષ્ટ સાહિત્ય-કારોની સદા મુખાગ્રે વસી રહે એવી સફળ શબ્દાવલિઓથી આપણું સંસ્કૃત સાહિત્ય તેમજ ગુજરાતી સાહિત્ય ભરપુર છે. એનાં મુળ શોધવાં, એના ફેરફારનો ઇતિહાસ આપવો, એ ઉપરથી જનમંડળનો ઇતિહાસનાં અનુમાનો કરવાં એ સમર્થ ભાષાશાસ્ત્રીઓનો અને રસિક અભ્યાસકોના અખંડિત સ્નેહશ્રમભર્યો પ્રિય વિષય છે. ગુજરાતી ભાષાનું આવું મોંઘું અઢળક ધન આપણા ભાષાસાહિત્યના વિશાળ રણની વેળુ અને મૃત્તિકાના કણોમાં છુપાયલું પડી રહી શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક દૃષ્ટિવાળા અર્ધો સૈકાનો શ્રમ-ભાર રસિકતાથી સહી શકે તેવા પંડિતોની રાહ જોતું પડયું છે તેને ભેગું કરી, તારવી, સંશોધીને સંસ્કારી ગુજરાતી સાહિત્યના પુણ્ય મંદિરમાં પધરા-વવાનું છે. આને માટે કેટલાક પ્રયત્નો થયા છે[૧૦] પરંતુ તેનો નવીન દૃષ્ટિએ પુનરુદ્ધાર અપેક્ષિત છે. સંસ્કૃત સાહિત્યમાંથી તારવી કાઢેલા 'લૌકિકન્યાય સંગ્રહ,[૧૧]' 'લૌકિક ન્યાયાંજલિ,[૧૨]' આપ્ટેનાં 'સંસ્કૃત કોષ' અને 'સંસ્કૃત નિબંધની માર્ગોપદેશિકા' વગેરેમાં આછાં આછાં પણ સૂચક રીતે આવી રૂઢિઓ, ન્યાયો, ઉખાણા, કહેવતો દર્શન દે છે તે તથા લોકવાણીમાં ચાલુ રહેલાં પ્રાકૃત, અપભ્રંશ અને જુની ગુજરાતીદ્વારા આપણા લોકજીવનના વપરાશમાં વિકૃત થતાં ન થતાં છતાં સતત ધારાએ વહેતાં રહ્યાં છે. નર-સિંહથી માંડી છેક દયારામ[૧૩] સુધીના આપણા કવિગણોએ થોડે કે ઘણે

૧૦ આશારામ દલીચંદ શાહસંગ્રહિત કહેવતસંગ્રહ, દામુભાઈ ડાહ્યાભાઈ મહેતાસંગ્રહિત ગુજરાતી કહેવતો, ભોગીલાલ ભીખાભાઇ ગાંધીસંગ્રહિત રુઢિ-પ્રયોગ વગેરે વગેરે. સ્વર્ગસ્થ મણિલાલ વ્યાસે પણ કહેવતોનો સંગ્રહ આદર્યો હતો પણ એમના અવસાને એ અધુરો જ રાખ્યો છે.

૧૧ જુઓ ડૉ. બ્યુલરનો સુવિખ્યાત કાશ્મીરનો અહેવાલ ( ઇ. સ. ૧૮૭૭ ). આ સંગ્રહ રજપુત રઘુનાથ સંગ્રહિત છે.

૧૨ કર્નલ જી. એ. જેકબકૃત ( ઈ. સ. ૧૯૦૦ )

૧૩ જુઓ [૧] 'સાત સાંધુ તહાં તેર તુટે'. **( નરસિંહ મહેતા. )**
[૨] 'કીડી સાંચરે તીતર ખાય તેમ થયું આજ મારે' **(પ્રેમાનંદ: ભાગવદ્દશમ)**

અંશે એમનો આશ્રય લઈ એ ધારાને બહલાવી છે. પણ જુની ગુજરાતીના માંડણ કે શ્રીધરે તો એનો બેશુમાર ઉદારતાથી આશ્રય લીધો છે છતાં ઔચિત્યભંગનો દોષ નથી વહોર્યો એ એમની સમર્થતાની ખાસ ખુબીઓ છે. પોતાના ઉખાણા વીશે ઉલ્લેખ કરતાં માંડણ તેમની અસંખ્ય સંખ્યા જોઈ ગભરાઈ જાય છે.[૧૪]

**માંડણના પદ્યબંધ અને અખાના છપ્પા તથા વિચારસામ્ય.**

અખો એની લોકપ્રિય કવિતાના પદ્યબંધને 'છપ્પા' કહે છે. અખાના છપ્પા પિંગલાચાર્યના છંદશાસ્ત્રના છપ્પા નથી. છ છ ચરણની ચોપાઈને અખાએ છપ્પા કહ્યા છે. અખાના આ છપ્પાનું મુળ આપણે માંડણના પદ્યબંધના સ્વરૂપમાં જોઇએ છીએ. અખાના છપ્પાઓ જુદા જુદા સમયે રચેલા છે, અને માંડણે જેમને 'વીશી' સંજ્ઞા આપી છે તેને એ '**અંગ**' સંજ્ઞા આપે છે. અખાના આ છપ્પાની સંખ્યા ૭૪૬ ની છે ત્યારે માંડણના છપ્પાની સંખ્યા પ્રત્યેક વીશીના વીસ વીસ અને વધારાના ચાર મળી કુલ ૬૪૪ ની છે.

એ પ્રબોધ બત્રીશીસાર, વીશી વીશી જોઈ વિચાર.
ઉખાણા બહુ આદર કરી, જોયો અર્થ વિધિ વિસ્તરી.
એ સંખ્યા ષટશતચૌઆલ, પહિલૂ આપ પછઇ શીખ બાલ. ૬૪૧

**( માંડણ: પ્રબોધબત્રીશી )**

કહેવતોના ઉપયોગ પણ બહુ વિસ્તારથી નહીં છતાં અખાએ પણ છુટથી કર્યો છે અને તેમાંની ઘણીએક બંનેએ એક જ વાપરી છે:

"સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી ચાલ્યો ઘેર આપ. ૧૨

---

[૩] 'લોભે લોક બડાઇ તણો ઉંદર કાજે ડુંગર ખણો' ( **અખો: છપ્પા** )

[૪] 'ચોરી દે તે શાનો ચાડ? પરઠ્યું દે તે શાનો પાડ?' ( **શામળ: નંદબત્રીશી** ) શામળે અંગદવિષ્ટિ કાવ્યમાં એ કહેવતોનો બેહદ ઉપયોગ કર્યો છે.

[૫] 'સો મણ તલથી શું કર્યું? રહ્યું અંધારૂં ઘોર.' (**દયારામ: પ્રબોધબાવની**)

૧૪ "અવની રહી ઉખાણા ભરી, તે કિમ સકાઇ પૂરા કરી?
ઈમ કરતાં જે જે સાંભર્યાં તે તે ગ્રંથ માંહિ વિસ્તરા.
ઘડા ગજુ ચ્યુહુ અંગુલિ ગ્રહ્યું તિમ આફણિઈ પૂરણ થયું. ૬૪૨"

**( માંડણ: પ્રબોધબત્રીશી )**

બીજે સ્થળે એ કહે છે:

"ઉખાણે હરિ લાગૂં મને, યમ ઉકરડા માહિ રતન." ૧૦૦

**( માંડણ: પ્રબોધબત્રીશી )**

ગોળે મરે કાં શોધે વખ? તપી ભમી કાં પામે દખ? ૩૧
અખા! મોટું છે એ વાંકડું, જેમ કરડયું વીંછીએ માંકડું. ૩૯
એક મુકી અન્ય સાધન કરે જેમ ભ્રમરોગી વિજયા વાવરે. ૨૯૪
સુકું જ્ઞાન ને વ્યંડળ મુછ, કરમી ધન કુતરાંનું પુછ:
એ ચારેથી અર્થ ન થાય, સામું એમ ઉઘાડે કાય. ૩૬૧
અખા! વસ્તુ સરીખો થાય, તે હીરે હીરો વેધાય. ૪૧૨
અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાં કોદરા મળ્યા;
ખેંસ ન થાય ન થાય ઘાણી, કહે અખો એ વાતો જાણી. ૬૩૫
આંધળો સસરો ને સણઘટ વહુ, એમ કથા સુણવા ચાલ્યું સહુ;
કહ્યું કાંઇ ને સમજ્યાં કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું.
ઉંડો કુવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક. ૬૩૬
(અખો : છપ્પા)

અખાએ આમ સ્વતંત્ર રીતે એક જ કહેવતોનો ઉપયોગ કર્યો હશે છતાં બન્ને કવિઓનું વિચારદર્શન પણ ઉપરની કહેવતો અને બીજાં અનેક સ્થળે એક જ ને આબેહુબ મળતું આવે છે. વિચારસામ્યનાં કેટલાંક સ્થલો સમજુતીમાં દર્શાવ્યાં છે તેથી અત્રે બહુ વિસ્તારની જરૂર નથી. બન્ને કવિઓના આ જાતના કાવ્યનું, તેના વિચારોનું, તેના પદ્યબંધનું, તેની સંખ્યાનું અને તેની શૈલીનું આ મળતાપણું સૂક્ષ્મ વાચકને જણાયા વગર રહે એમ નથી.[૧૫]

## ૨ શ્રીધર

## રાવણમંદોદરી સંવાદ: હાથપ્રત

જે હાથપ્રતમાંથી સ્વર્ગસ્થ મણિલાલ વ્યાસે સંશોધન ને સંસ્કરણ કરી વિદ્વાન સભા મારફત આ ગ્રંથ છપાવ્યો છે તે પ્રત પણ માંડણની 'પ્રબોધ બત્રીશી' માફક મને જોવાનો લાભ નથી મળ્યો. સુરતની પાંચમી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના ગ્રંથપ્રદર્શન વિભાગમાં મણિલાલ વ્યાસે નીચે મુજબ આ હાથપ્રતની નોંધ કરી છે:

---

૧૫ જુઓ આ કથનને પુષ્ટિ આપતો અભિપ્રાયઃ આ ગ્રંથનો રચનાબંધ, વિષયની વર્ણવવાની પદ્ધતિ, સામાન્ય વ્યવહારનાં વચનો અને 'ઉખાણા'નો ઉપયોગ વગેરે—અખાના પુરોગામી તરીકે આ કાવ્યને (પ્રબોધ બત્રીશીને) ખુબ મહત્વ આપે છે. (મંજુલાલ મજમુંદાર: અખો: ૧૯૨૯-૩૦ સ્કૂલ લીવીંગ પરીક્ષા માટેના કાવ્ય સંગ્રહની સમજુતી).

| નામ | સાહિત્ય | લેખક | રચ્યા સં. | લખ્યા સં. | પૃષ્ઠ. |
|---|---|---|---|---|---|
| મંદોદરી સંવાદ | કાવ્ય | શ્રીધર | ૧૫૬૫ | ૧૭૦૫ | ૧૬ |

આની પુષ્પિકામાં તે નીચે મુજબ જણાવે છે: "ઇતિશ્રી મંદોદરી સંવાદ ચઉપઈ સંપૂર્ણ.

સંવત ૧૭૦૫ વર્ષે વૈશાખ સુદિ ૧૫ દિને કાસિમપુર મધ્યે ઋષિશ્રી રાજપાલજી તસ્ય શિષ્ય મુનિ વીરજીલિપિકૃતં સ્વયંપઠનાર્થં."

મણિલાલ વ્યાસે આ હાથપ્રત સાથે બીજી પ્રતો સરખાવી છે તે આ છપાયલા ગ્રંથનાં કેટલાંક પૃષ્ઠોની ચરણટિપ્પણીઓ ને પાઠાંતરો ઉપરથી જણાય છે. પણ તે તે પ્રતોની કૈં હકીકત એમણે નોંધી નથી. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીવાળી પ્રત પણ એમણે જોએલી લાગે છે અને તેની નોંધ તેમણે ઉપર્યુક્ત પુષ્પિકા પછી કરી છે કે

"ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ઉપમંત્રી રા. હીરાલાલ પારેખ તરફની પ્રતિનું છેવટ આ પ્રમાણે છે:

"સંવત ૧૬૭૯ વર્ષે અશાઢ પ્રમાણ વદિ ૫ ભોમે શ્રીઅમરેલી વાસ્તવ્યે શ્રી કલ્યાણમસ્તુ."

આ સોસાયટીવાળી પ્રત આ સંસ્કારેલા ગ્રંથ સાથે સરખાવવા માટે મેં મેળવી હતી. પણ તે પ્રત તુટક છે. એની પ્રથમની ૧૫૯ કડીઓ નથી. તેને આ પ્રતની કડી ૫૨૭ થી બની તેટલી સરખાવી મેં કોઈ કોઇ સ્થળે પાઠાંતરો સુચવ્યા છે. આ પ્રતની કુલ કડીઓ ૪૦૭ છે.[૧૬]

શ્રીધરની આ કૃતિની ત્રીજી એક પ્રતની હકીકત નીચે મુજબ છે:–

"૨૧૫ + શ્રીધર (જૈનેતર)

રાવણ મંદોદરી સંવાદ. સં. ૧૬૬૫

—પત્ર ૨૪ ગ્રંથમાન ૨૦૬ લખ્યા સં. ૧૮૨૯. દાબડો ૨૨. લીં. (અર્થાત્ લીંબડી) ભંડાર. આ ચોપાઈ તથા દુહામાં છે. કુલ દુહા ૨૦૬ છે."[૧૭]

ઉપલી બે હાથપ્રતોમાંની રચ્યા સાલ અને આમાં જણાવેલી રચ્યા

---

૧૬ મણિલાલે કડીઓની સંખ્યા માંડણની કૃતિની સંખ્યા સાથે સળંગ રાખી ગણી છે, તેમજ ચોપાઈનાં ચાર પદોની એક કડી નહીં ગણતાં ૮ ની એક કડી ગણી છે આથી સરખાવવાનું કામ અઘરૂં થઈ પડે છે. **લેખક**

૧૭ જુઓ રા. મોહનલાલ દલીચંદ દેશાઇની તૈયાર કરેલી યાદી: જૈન ગુર્જર કવિઓ: પ્રથમ ભાગ: પૃષ્ઠ ૪૬૬

સાલનો સૈકાનો અંતર નોંધી લેવામાં કૈંક ભુલ થયેલી લાગે છે. આ પ્રતો હું મેળવી શક્યો નથી.

આ કાવ્યગ્રંથની હાથપ્રતો અને તેમાંથી સંસ્કારેલા આ ગ્રંથમાં મુળ લેખકના, લહીઆઓના કે સંસ્કર્તાના હાથથી જાણેઅજાણે ને ઉપલબ્ધ સામગ્રીની ન્યૂનતાને લીધે હજીએ બેશુમાર અશુદ્ધિઓ રહેવા પામી છે તે અભ્યાસીને જણાયા વગર રહેશે નહીં. ભ્રષ્ટ પાઠો, તુટી ગયેલા શબ્દોના અવયવોનાં બીજા શબ્દો સાથે અસંબંધ ભળી જવાથી કે છુટા પડી જવાથી વિકૃત દશા પામેલા કાવ્યના શબ્દકલેવરને યથાર્થ રૂપે જોવાનું અને તે ઉપરથી શબ્દાર્થ ઘટાવવાનું ઘણુંજ અઘરૂં થઈ પડે છે. વધારે સમય અને બીજી હાથપ્રતોના સાહાય્ય વગર, આ વસ્તુસ્થિતિ આમ મારે સ્વીકારી જ લેવી પડી છે.

## બે શ્રીધરો

દશમ સ્કંધ, શપ્તશતી અને રણમલ્લ છંદના કર્તા શ્રીધર વ્યાસથી આ રાવણ મંદોદરી સંવાદનો કર્તા અડાલજા મોઢ શ્રીધર ભિન્ન છે.[૧૮] દીવાન બહાદુર કેશવલાલભાઈ આ શ્રીધર સંબંધે ઉલ્લેખ કરે છે:

" રણમલ્લછંદના શ્રીધર ઉપરાંત એક ગૌરીચરિત્રનો શ્રીધર છે. પરંતુ એ શ્રીધર ભિન્ન સમજવાનો છે. પહેલાનું કાવ્ય છંદોબદ્ધ છે અને તે ઇડરમાં રચાયું છે. બીજાનું દેશીમાં છે અને તે જુનાગઢ પાસે લખાયું છે.× ગૌરીચરિત્રના કર્તાએ રાવણમંદોદરી સંવાદ પણ લખ્યો છે. તેમાં તે પોતાને જીર્ણદુર્ગનો મોઢ અડાળજો કહે છે. રણમલ્લ છંદનો કર્તા વ્યાસ અવટંક ઉપરથી બ્રાહ્મણ સમજાય છે. રાવણમંદોદરી સંવાદની રચનાનું વર્ષ સંવત ૧૫૬૫ છે. રણમલ્લ છંદની રચનાની સાલ ઈ. સ. ૧૩૯૮ (સં. ૧૪૫૪) આવે છે. બે કવિનો વચ્ચે એકસોઅગીયાર વરસનું અંતર છે. " મંત્રી સહમાનો પુત્ર "* ઇડરના રાજકવિથી બહુ અર્વાચીન છે."

---

૧૮ અડાલજા મોઢના ગોર અડાલજા મોઢ બ્રાહ્મણો હોય છે. આ કવિ બ્રાહ્મણ કે વણિક છે તે માટે સંતોષકારક ખુલાસો મળતો નથી.

× જુઓ ગૌરીચરિત્ર, ૧૬, ૩

" સરસ્વતીસાગર નીર નિર્મળ સોમશિર ધારા ઢળે."

પ્રસ્તુત પંક્તિમાં જુનાગઢ પાસેના પ્રભાસક્ષેત્રનો નિર્દેશ છે.

* જુઓ રાવણ મંદોદરી સંવાદની સમાપ્તિની નીચેની કડીઓ:

ગૌરીચરિત્રકાર શ્રીધર અને રાવણમંદોદરીસંવાદકાર શ્રીધર દી. બ. કેશવલાલભાઈ જણાવે છે તેમ એક જ હશે? બૃહત કાવ્યદોહન પુસ્તક છઠ્ઠામાં જે હાથપ્રતમાંથી ગૌરીચરિત્ર સંસ્કારીને પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે તેની લખ્યા સાલ સં. ૧૬૭૫ ના શ્રાવણ સુદ ૧૪ ની આપેલી છે.[૧૯] આ સાથે સોસાઈટીવાળી રાવણમંદોદરી સંવાદની પ્રતની લખ્યા સાલ સં. ૧૬૭૯ના લગભગ સામ્યથી આપણે કૈંક પ્રકાશ લઈશું?

ગૌરીચરિત્ર આ યુગના ભાલણાદિ કવિઓના પ્રિય વિષય થઈ પડેલા શિવભીલડી સંવાદ સંબંધનું ટૂંકું કાવ્ય છે. એની ભાષા અને રાવણમંદોદરી સંવાદની ભાષા કેટલેક અંશે શબ્દસામ્ય અને ચોપાઈના પદોના છેલ્લા શબ્દોના ત્યાર પછીની ચોપાઇના પ્રથમ શબ્દોના એકપણાથી મળતી પણ આવે છે. આ બંને કાવ્યોના કર્તા શ્રીધરના એકપણા વીશે છતાં વિશેષ સૂક્ષ્મતાથી હજી તપાસવા જેવું છે.

આ શ્રીધરને નામે સપ્તશતી અને કવિત ભાગવત પણ અન્ય સ્થળે ચઢાવી દેવામાં આવ્યાં છે,[૨૦] તે તો ભ્રમથી થયું લાગે છે, એ શ્રીધર વ્યાસની પ્રાચીન ભાષા પરથી જણાઈ આવ્યા વગર રહેતું નથી.

કવિ શ્રીધર વીશે, તેના પિતા સહમા અને તેના મંત્રી હોવા ઉપરાંત આપણે કૈં વધુ જાણી શકતા નથી. કવિ રામભક્ત વૈષ્ણવ છે અને એના

---

સંવત પંનર પાંસઠઇ જીરણદુર્ગ નિવાસ.
પૂર્ણ ચ્યારિ ચૂપઈ વીસઈ બાધી બુદ્ધિ પ્રકાશિ.
સુહઇ મંત્રી સહમા સુતન કવિતા સીધર નામિ.
ઉતપત મોઢ અડાલજા તસ તૂઠા શ્રીરામ.

જુઓ ઈ. સ. પંદરમા શતકનાં દી. બ. કે. હ. ધ્રુવસંશોધિત પ્રાચીન ગુર્જર કાવ્યની પ્રસ્તાવના–પૃષ્ઠ ૧૦–૧૧.

૧૯ જુઓ ગૌરીચરિત્ર બૃહત કાવ્યદોહન ભાગ ૬ ઠ્ઠાના અંતભાગ ઉપરની નોંધ.

૨૦ જુઓ રા. કનૈયાલાલ મુનશીનો લેખ:

સં. ૧૫૪૮ માં જંબુસરમાં ગૌડ બ્રાહ્મણ જનાર્દન ઓખાહરણ રચે છે. અને સં. ૧૫૫૦ માં ગણદેવીનો અનાવિલ બ્રાહ્મણ ફીકો વસી બાલચરિત્ર લખે છે. સં. ૧૫૬૨ માં અડાલજનો મોઢ શ્રીધર રાવણમંદોદરી સંવાદ, સપ્તશતી છંદ અને કવિત ભાગવત લખે છે. ૧૫૭૪ માં ઉના ગામનો માંડણ દશ હજાર ટૂંકનું રામાયણ અને હનુમંતાખ્યાન લખે છે. આમ આ યુગમાં પૌરાણિક પ્રોત્સાહન ચારે તરફ નવા પ્રયત્નો કરવાની આકાંક્ષા પ્રસારી રહ્યું હતું. (ગુજરાતી સાહિત્ય: ખંડ ૫: ભક્તિ અને ગુજરાતી સાહિત્ય: પ્રકરણ ૧૧: પૃ. ૩૨૦)

કાવ્યારંભે જણાવે છે તેમ એ રામકથાનાં સોના અને સુગંધનો રસીઓ છે. ગૌરીચરિત્ર એણે જ લખ્યું હોય તો તે શિવભક્ત પણ હોવો જોઈએ અને શિવ અને વિષ્ણુ વીશેના સમભાવભર્યા ઉલ્લેખો જોતાં એના યુગના ભાલણના જેવો એ હરિહર પ્રત્યે ઉદાર સમદૃષ્ટિ ધરાવતો લાગે છે.

એનો અભ્યાસ એ સંવાદના આરંભમાં નમ્રતાથી જણાવે છે તેમ સંગીન અને શાસ્ત્રીય નથી. એના યુગના અન્ય લેખકો જેવો એ બહુશ્રુત જણાય છે. એની ભાષા ઉપરની પ્રભુતા સબળ લાગે છે.

### જુનાગઢના બે કવિઓ : નરસિંહ અને શ્રીધર

શ્રીધરના કાવ્યની રચ્યા સાલ સંવત ૧૫૬૫ ની જોતાં એના જન્મકાળના વર્ષો તરફ તેમજ એની વતનભૂમિ જુનાગઢ તરફ પણ આપણી નજર ગયા વગર નથી રહેતી. મહેતાજી અને શ્રીધર સમકાલીન હશે ? રા. કનૈયાલાલ મુનશીએ સં. ૧૫૭૨ સાથે મહેતાજીનો સમય ઘટાવવા પૂર્વપક્ષ કર્યો છે તે હકીકત પણ યાદ કરીશું ?[૨૧]

જુનાગઢ દરબારમાં મહેતાજીને વરઘોડે ઉભરેલા સાજનમંડલમાં શ્રીધરને શોધી કઢાશે ? બેશુમાર ક્ષેપકતાથી ભરપુર હારસમાનાં પદોમાં અને તે પણ કોઈ જુનામાં જુની મહેતાકૃત કાવ્યોની હાથપ્રતમાં આ શ્રીધર જણાય તો ? પણ ઉપર્યુક્ત સાજનમંડલમાં એક શ્રીધર સંન્યાસી—બ્રહ્મચારી—તો જણાય છે. શ્રીધરને એ શ્રીધર સાથે ઘટાવવો એ મુશ્કેલ તો છે જ.[૨૨]

### રાવણમંદોદરી સંવાદ : કાવ્યવિવેચન

રાવણ અને મંદોદરીના સંવાદનું વિષયવસ્તુ લઈ પ્રત્યેક સાહિત્ય યુગમાં અનેક ગુજરાતી કવિઓએ ગુજરાતમાં કાવ્યસરિતા વહેવડાવી છે. માંડણની માફક ઉખાણાનો ઉદાર ઉપયોગ કરી શ્રીધરે આ સતીશિરોમણિના અને એના બલવાન છતાં પામર પતિપ્રભુના સંવાદને સબલ અને સરસ રીતે ગુંથ્યો છે. મંગલાચરણ પુરૂં કરી કવિ કહે છેઃ

---

૨૧ જુઓ ગુજરાતી સાહિત્ય, ખંડ ૫, ભાગ ૮ મો, પ્રકરણ ૧૬ મું.

૨૨ જુઓ નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહમાંની હારમાળાનું પદ ૪૯ મું, પૃ. ૧૯, ગુજરાતી પ્રેસની સં. ૧૯૬૯ ની આવૃત્તિઃ

"પાગે પડ પહેલાં સંન્યાસીને મુકને આ માલા ઉતારી રે.
મૃત્યુ થકો ઉગર રે નરસૈંયા ! કહે શ્રીધર બ્રહ્મચારી.
નાગરા ! રાત રહી બહુ થોડી."

" રઢિ રાવણુ મતિ મંદોદરી કરિસી કવિત ઉખાણિ કરી;
રામકથા સોનું ને સરહુ સો કવિ શ્રીધર જુડસિ ખરૂં."

આ પછી મંદોદરી સંવાદ ઉપાડે છે. રાવણ રઢ લેતો જ જાય છે. સતી એક પછી એક માથામાં વાગે એવો પ્રત્યુત્તર આપે જાય છે. કવિની પ્રાસાદિક વાણી પણ સંવાદના રસે ચઢી રસ ને જોમની જમાવટ કરતી જાય છે. રાવણની ઈકોતેરે પેઢી ઉકેલી સતી ઉપાલંભ ઉપર ઉપાલંભના વજ્રપ્રહાર કરે છે; છતાં તડ અને ફડ કરતી એ મૃદુલ મહિલાની કઠોર વાણી છેવટ સુધી પતિરૂપ પથ્થર ઉપર પાણી જ રેડે છે. પતિ ઉલટો આડો જ ફાટે છે. મુરખને શી મતિ દેવી? સતી કહે છે:

મંદોદરી—" મુરખ મતિ દેતાં ચઉપઈ, સો સખ્યા પરિપૂરણ થઈ,
તોહિ ન લાગિ સીખ શરીર, કાલમીંટ કિમ ભીંજઇ નીર?
પ્રિય પ્રીછવતાં માથું પલિઉં, જિમ પાડા સિરિ પાણી ઢલિઉં.
વન વાસિઇ નર નીલજ તણઈ, સીતલ છાયા સીધર ભણઇ." ७४८

સતીનાં વચનબાણોનો અગ્નિ પતિને પગથી ચોટલી સુધી ચેતાવી મૂકે છે:

રાવણ—" તિણિ વચનિ સુણી સિર થકો, ચાલ્યો ચરણ લગી ચાટકો.
રાતાં લોચન રીસિઈ ભરિયાં, દસ મસ્તક ચડયાં થરહરિયાં.
અસુર ન મારિ અબલા પાત્ર, ધરણી હણી ધરિ ખણવું ખાત્ર.
વરિ વયરી પણ પંડિત ભલો, પ્રીતિવંત પામર દોહિલો. ૮૨૫

× × × ×

રાંડ ભાંડ બે સાંઢ સમાન, આગઈ કર જોડયા ઇશાનિ.
એક અબલા નઇ એહેરૂ તણાં કર્મ થોડાં ને પ્રાક્રમ ઘણાં.'' ૮૨૭

કંથ કોપ્યો. હવે કોને કહેવું? મંદોદરીએ છેવટે
" સ્રષ્ટા સમરી સસરાભણી વાહાર કરિ કુલિવહૂઅર તણી."

બ્રહ્મા ને શિવ આવી છેવટે આ અજાયુદ્ધ સમા રૂસણાનો અંત લાવે છે. કવિ આ દ્વિમૂર્તિ દેવોદ્વારા પતિપત્નીધર્મનો પૃથ્વીપ્રાચીન પાઠ ભણાવે છે ને તેમને ઠંડાં પાડે છે. કાવ્યનો મંગલ અંત કવિ સરસ શબ્દોમાં સમેટી લે છે:

" રામિ રાવણ નઇ ઘટકરણ, તારિયા કુંવર કુલ આભરણ.
આવાગમન કરી ભિભગા તઇ સરગતિ રાખ્યા શ્રીરંગા.

અચલ વિભીષણુ આપ્યૂં રાજ, વલી પાડિઉં વાનરનૂં કાજ.
સીત સહિત અવધ્યા આવિયા, ભરત શત્રુઘ્ન સાહમા ગયા. ૮૪૭
ગયા નગરિ નરનાયક નારિ યમ હર જમલી હેમકુમારી.
પંચ શબ્દ શીકિરિ સરિ ઢલિ, આગલિ અધિપતિ પાલા પલિ.
સિંધાસણિ બઇઠા શ્રીરામ, સકલ લોકે લાધો વિશ્રામ×
સવિ ઉપગાર અમીરસ થયા,* કવિ સીધર નઇ કીધી મયા.
મઈ મતિમાનિ વાત વીનવી અધિકું ઊણું ખમયો કવિ." ૮૪૮

શ્રીધરે પણ પંક્તિએ પંક્તિએ કહેવતોનો ઉપયોગ કર્યો છે. માંડણુ ને એની આ લગભગ એક જ સમયની કૃતિઓમાં કહેવતોનો આવો ઉપયોગ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. માંડણની કહેવતો વીશે કહેવાનું કહેલું હોવાથી અહીં કહેવતોના સંબંધમાં વધુ કહેવાની જરૂર રહેતી નથી. માત્ર એટલું તો નોંધવુંજ જોઈએ કે આમાંની ઘણીએક એકજ જાતની કહેવતો બન્ને કવિઓએ વાપરી છે. માંડણની માફક શ્રીધરે પણ કહેવતોનો ઉપયોગ કરતાં ઔચિત્યભંગ નથી કર્યો.

## નરસિંહયુગની ભાષા અને તેનું વાસ્તવિક સ્વરૂપ

સ્વર્ગસ્થ ડૉ. ટેસીટોરી જેને Old Western Rajasthani (જુની પશ્ચિમ રાજસ્થાની ) કહે છે તેને રા. રા. નરસિંહરાવભાઇ 'ગુર્જર અપભ્રંશ' કહે છે અને તેમ કહેવાનાં કારણે તે આપે છે[૨૩] નરસિંહ મહેતા એમના યુગની આપણી ભાષાને એમના સુરતસંગ્રામમાં ' અપભ્રષ્ટ ગિરા ' નામ આપે છે. આ જુની પશ્ચિમ રાજસ્થાની, ' ગુર્જર અપભ્રંશ ' કે 'અપભ્રષ્ટ ગિરા 'નું જેવું હતું તેવું યથાર્થ સ્વરૂપ તેની શુદ્ધ રેખાઓમાં અંકિત થયેલું જોવાને આપણી ઐતિહાસિક દૃષ્ટિ તલસી રહી છે. એ દૃષ્ટિ અને એને જોવાના સત્ય સ્વરૂપની વચ્ચે હજી ઘણુંએક ધુમ્મસ જામી ગયું છે તેને વીખેરવા માટે હજી બીજાં નવીન સાધનોની, નવીન સંશોધનની અને નવીન પ્રકાશની અપેક્ષા રહે છે. પ્રાકૃત અને અપભ્રંશના અભ્યાસોનાં પરિણામ, જુની પશ્ચિમ રાજસ્થાનીનો સ્પષ્ટ ભૌગોલિક પ્રદેશ, હીંદી અને મારવાડી વગેરેની ગુજરાતી ઉપર અસર વગેરે વગેરે બાબતોનું આપણી

૨૩ જુઓ નરસિંહરાવભાઇનું કાન્હડદેપ્રબંધનું પુરોવચન : આવૃત્તિ બીજી ઇ. સ. ૧૯૨૬.

× પાઠાંતરઃ સકલ લોકનું રઘુ વિશ્રામ. ( સોસાઈટીની પ્રત)

* પાઠાંતરઃ હવિ અવધિ અમીરસ થયા. ( ,, )

ભાષાના સ્વરૂપદર્શન માટે સંશોધન થાય, તે સાથે ખુદ નરસિંહ મહેતાની 'અપભ્રષ્ટ ગિરા'ની શુદ્ધતાને પણ તેના ઉપર ફરી વળેલાં ધુમ્મસપડો-માંથી સંશોધવાની અને સંસ્કારવાની આવશ્યકતા છે. નરસિંહ મહેતાની અતીવ લોકપ્રિયતાને પામેલી પ્રકીર્ણ કાવ્યસામગ્રી વિવિધ જાતની ક્ષેપક સામગ્રીથી ભરપુર છે. 'હારસમાનાં પદો'ની જુજ સંખ્યા પણ તારવવાની અને સંશોધવાની છે. મહેતાનાં સળંગ કાવ્યોને પણ ભુંડી લોકપ્રિયતાએ ક્ષેપકતાની વરસોળીઓ ચોંટાડી છે. મહેતાના જીવનકાળના સંશોધનનો જે પૂર્વપક્ષ રા. કનૈયાલાલ મુનશીએ કર્યો છે તે પણ હજી ઉત્તરપક્ષની બહુજ અપેક્ષા રાખે છે. આવી સ્થિતિમાં નરસિંહયુગની યથાર્થ ભાષાનું સ્વરૂપ ક્યાં જોવું ?

નરસિંહ પછી મીરાંની પ્રકીર્ણ કાવ્યકૃતિઓના સ્વરૂપનાં દર્શન પણ ચોમેર વીંટળાઇ વળેલું ધુમ્મસ નથી કરવા દેતું. જુની પશ્ચિમ રાજસ્થાનીના એક વિભાગની વાણી તે મીરાંનાં કાવ્યોની વાણી. એનું યથાર્થ સ્વરૂપ ત્યાગી એણે ગુજરાતની અપભ્રષ્ટગિરાના વાઘા પાછળની લોકપ્રિયતાને હાથે ગમે તેમ વખતો વખત પહેર્યા એ સ્થિતિનાં કોકડાં પણ ઉકેલવાનાં રહ્યાં છે. અને મીરાંનું એકકે પદ ગુજરાતીમાં છે જ નહીં એ પ્રગલ્ભ લાગતા છતાં સાચા લાગતા અભિપ્રાયનું તારતમ્ય પણ કસોટીએ ચઢાવવા જેવું છે. નરસિંહ અને મીરાં આ બન્ને ભકતોએ ભક્તની નિર્મળ દૃષ્ટિએ જે જે નાની મોટી કૃતિ કરી હશે તેમાં નિર્મળ ભાષા, નિર્મળ ભાવ અને તે સમયની લોકભાષાનું નિર્મળ પ્રતિબિમ્બ હોવું જ જોઇએ. આ સ્થિતિમાં નરસિંહયુગની ભાષાનું યથાર્થ સ્વરૂપ કેમ કરી જોવું ?

નરસિંહની સ્વતંત્ર કાવ્યકૃતિઓના તે સમયની સમકાલીન કૃતિઓના શબ્દો સાથે સરખામણી, વાગ્વ્યાપારની વૈજ્ઞાનિક દૃષ્ટિએ તેની તપાસ, તે સમયનાં લોકજીવનનાં અન્ય કૃતિઓમાંથી હાથ લાગતાં દશ્યો આપણી આગળ વિશેષ સામગ્રીની મદદ સાથે રજુ થશે ત્યારેજ નરસિંહયુગની ભાષાનું સાચું સ્વરૂપ આપણે જોવા પામીશું.

નરસિંહ અને મીરાંની અસલ ભાષાના વિકૃત સ્વરૂપનો વિચાર કર્યા પછી તેજ યુગના વિદ્વદ્વર્ય કવિવર ભાલણની ભાષા વીશે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને આશ્વાસન મળે છે કે એની કાદંબરીદ્વારા આપણાથી તે કાલની ભાષાના સ્વરૂપની યથાર્થતા ઘણે અંશે પમાય છે. પણ કાદંબરી માફક એની અન્ય કૃતિઓ લહીઆઓ અને લોકપ્રિયતાને

હાથે જોઇએ તેટલી વિશુદ્ધ રહેવા પામી નથી એ પણ આપણે જોઈ શકીએ છીએ.

આ પરિસ્થિતિમાં આ સૈકાની ભાષાના વિકાસક્રમના ઇતિહાસને સૂક્ષ્મતાથી અવલોકવા આપણે વર્ષે વર્ષે સ્થિર સ્વરૂપ ધીમે ધીમે ધારણ કરતી જતી ભાષાના સંખ્યાબંધ અને વિવિધ નમુનાઓ તપાસવા જોઇએ. ' બાર ગાઉએ બોલી બદલાય ' ને ' બાર વર્ષે બોલી બદલાય ' એ હકીકતને પણ ધ્યાનમાં રાખી એ નમુનાઓ આપણે તપાસવા જોઇએ.

## વિક્રમના ૧૬મા શતકની ભાષા : કેટલાક નમુના

સંવત ૧૪૫૪ના ઈડરીઆ ગઢના રણકેસરી રણમલ્લના વીરરસથી ભરપુર પવાડાની શ્રીધર વ્યાસની ભાષાની મૂર્તિ આપણી નજર આગળ આપણે લાવીએ:

છપ્પય

" હિવ કિર ભાલપહારિ ધાર ગઢ ગાહવી છંડૂ.
કસબે-કડી કિવાણપટ્ટી કિલવાયણ ખંડૂ:
ભુજબલિ ભલ્લઈ ભિડિઅ ભરી ભય ભરુયચિ પઈસૂં.
ધરી અ ખંભાઈચ્ચિ અસુરસિરિ ચંપવિ બઈસૂં.
પ્રહઊગમિ પટ્ટણિ પટ્ટ કરી ધગડાયણ ધંધલિ ધરંજ.
ઈડરવઇ રા રણમલ્લ કહિ 'ઇક્કછત્ત રવિતલિ કરૂં " ૭૦

( શ્રીધર વ્યાસ : રણમલ્લ છંદ : સં. ૧૪૫૪ )

સં. ૧૪૫૪ની જુની ગુજરાતી ભાષાના આ અપભ્રંશની દુહિતા સમોવડા તાજા અવતારના ખડબચડા સ્વરૂપમાં સંતાયલા સ્વરૂપની રેખાઓ પછીથી વધારે સ્પષ્ટ થતી જાય છે. લાટ દેશની રસિકતાને વસંત વિલાસમાં છલોમલ ભરનાર અજ્ઞાત કવિ ત્યાર પછી કેટલેક વર્ષે આપણી ખીલતી ભાષાસુંદરીના સ્વરૂપના કૈંક સ્પષ્ટ દર્શન કરાવે છે. આ પ્રાચીન વસંતકવિની કાવ્યવાણી એ આપણી તે સમયની કવિતાની બની શકે તેવી સુકુમાર ભાષા છેઃ

" પહુતીય તિઊણી હિવ રતિ વરતિ; પહુતિ વસંત.
દહ દિસિ પસરઇ પરિમલ; નિરમલ થ્યા નભ અંત. ૨
શીત ગિઊં હિમવંતિ; વસંતિ લિઉ અવતાર.
અલિ મકરંદિ મુરિઆ; કહુંરિઆ સવિ સહકાર. ૩

મયણુ તણા ગુણ ગહગહ્યા. મહમહ્યા મહુ મહકાર.
ત્રિભુવનિ જયજયકાર પુકારઇ પિક અપારિ. ૪
પદ્મિની પરિમલ બહિકઇ. લહિકઇ મલયસમીર.
મયણુ જિહાં પરિપંથી, પંથી ધાઇ અધીર." ૫

(અજ્ઞાત કવિ : વસંતવિલાસ સં. ૧૫...)

'પહુતી', 'દહ', 'દિસિ', 'થ્યા', 'સવિ', 'પુકારઇ', 'મયણુ' વગેરે શબ્દોદ્વારા ગુજરાતી ભાષાએ પોતાની જનેતાના શબ્દોને સાચવી, વચમાંના પ્રાકૃત અને અપભ્રંશનાં લક્ષણો ધારણ કરી પોતાનું ભાષાજીવન ધારી રાખ્યું છે.

આ પછી નરસિંહ મહેતાનો એક પ્રકીર્ણ નમુનો લઇએ:

"વદન સુકુમલ, તારી ચાલને ચમકે મોહીરે, સુંદરી! દેખાડો ચાલીરે;
તમ વિના ઘડી એક ન રહી શકું હૃદયા ભેતર તાપ ચાલી રે. ૧
આણે મારગડે જાતાં શેરીએ સામું જોયું રે;
જે વારે ઘુંઘટ આઘો તાણ્યો તે વારે મારૂં મન મોહ્યું રે. ૨
જેને જેશું પ્રીતજ હોયે તે તે સામું જોયે રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ તમ સમોવડ નાહીં કો એ રે. ૩

(નરસિંહ મહેતા : શૃંગારમાલાનાં પદો : સં. ......)

સપ્તમીના 'ઇ' પ્રત્યને બદલે 'એ', ભાલણ 'જવારા વાપરે છે તેને બદલે 'જે વારે' એમ આધુનિકતાના રણકારા નરસિંહની તે વખતની વાણીમાં નહીં પણ તે પાછળથી લોકપ્રિયતાની શુદ્ધિએ ગજાવ્યા છે. 'ચા' પ્રત્યયનો મરાઠીનો સંપર્કસંસ્કાર એમાં ચાલુ રહ્યો છે.

હવે ભાલણ જોઇએ:

રાગ પરજીઓ

"સુંદર શ્યામજી હો! માહારા દુઃખતણો નહીં પાર.
પીછા તહ્મો પીતાંબર બલીઆ બલીઆ બહુ ભરથાર! ૧
શુદ્ધ અગ્નિકુંડથી ઊપની વૈરાટતણી થઈ દાસી.
ભોગવા વીણ નવ છુટીએ કરમ કરૂં જે નાસી. સુંદર. ૨
કૈએ કીચકે ઝાલી ઘસરડી સભા માંહે મારી રે.
જુધિસ્ટર તે જોઈ રહ્યા પણ તેહેને ન સકા વારી રે. સુંદર. ૩
ભીમસેનને જઇ કહ્યું દુષ્ટે દુઃ સંતાપી રે.
પીછડે માહારે કુડ કરીને રાતે મારો પાપી રે. સુંદર. ૪

બાંધી કાઢી બાલવા રાતિ સારંગપણિ રે !
તોહે પણ નથી નીસરો પાપી મારો પ્રાણી રે. સુંદર. ૫
**( ભાલણ : કૃષ્ણવિષ્ટિ : સં. ......)**

ભાલણની આ ભાષા લોકપ્રિયતાને હાથે કાદંબરીની ભાષા કરતાં વધારે સંસ્કારાઈ હશે. છતાં તેમાં 'દુષ્ટે હૂં સંતાપી' એ જુનો પ્રયોગ અને અધિકરણાર્થ સપ્તમીનો 'ઇ' પ્રત્યય 'રાતિ'માં સચવાઇ રહ્યા છે.

આ પછી પદ્મનાભનું તે કાળનું યથાર્થ ભાષાસ્વરૂપ સાચવી રાખનાર ઐતિહાસિક કાવ્ય લઇએ:

"એક પનુતી હો બગલડી જી, તેહચા પ્રેમ અપાર;
પિયુ પોખઇ પાવસિ ચડી જી, સુખ લીઇ સંસારિ. ૨૩૪
કઇ મઇં મન્મથ દૂહવિઉ જી, કઇ હું નિર્ગુણ નારી;
પિયુ પરદેસણી વીનવઇજી, આપિ આપ સંભારિ. ૨૩૫
દિવસ દોહિલા હું નીગમું જી, રયણિ ઘણેરી થાઇ;
વિરહવેદના માહરી જી, પિયુ વિણ રહણું ન જાઇ. ૨૩૬
જુ જલહીણી માછલી જી, જીવઈ નહિ જન માંહી;
કંત વિહૂણી કામિની જી, તિમ તિમ ખીણી થાઈ." ૨૩૭

**( પદ્મનાભઃ કાન્હડદે પ્રબંધ : ખંડ ૩: બાદશાહજાદીનો વિલાપ. સં. ૧૫૧૨ )**

'તેહચા', 'પોખઇ', 'પાવસિ', 'દુહવિઉ', 'જુ' વગેરે શબ્દપ્રયોગો તેમજ આખા ગીતની ભાષાનો રણકો બહારની ડખલગીરીથી બચેલો તે સમયનો શુદ્ધ રહી ગયો લાગે છે, અને નરસિંહ કે મીરાંની ભાષામાં જે આધુનિકતાના સુરો આપણે સાંભળીએ છીએ તેમનાથી આ સુરો જુદાજ પડી જઇ તે સમયની ભાષાના સ્વરૂપની આપણને પુરેપુરી ઝાંખી કરાવે છે. આ પછીની બેજ વર્ષ પછીની મતિશેખરકૃત ધન્નાચરિત્ર એ કૃતિના 'અનઇ' વગેરે પ્રયોગો પણ ઉપરનીજ ભાષાને અખંડિત જાળવી રાખે છે:

"ચોર અનઇ ચેલક ઘર તણા દુજણ વિજજ વિપ્ર પ્રાહુણા;
વેસ્યા ધૂત રાય એ સહી પીડ પાયારિ જાણઇ નહીં."
**( મતિશેખર : ધન્નાચરિત્રઃ સં. ૧૫૧૪ )**

આ પછીની જૈનકૃતિમાં પણ બહુધા તેજ સંસ્કારો દૃષ્ટિગોચર થાય છે:

"શ્રી મૂલ સંઘ અતિ નિરમલો, સરસતિ ગચ્છ ગુણવંત.
શ્રી સકલ કીરતિ ગુરુ જાણીઇ જિણસાસણી જયવંત. ૧
તાસ પાટિ અતિ રુયડા શ્રીભુવન કીરતિ ભવતાર.
રત્નત્રય કરી મંડીયા ગુણહ તણા ભંડાર. ૨
તે મુનિવર પાય પ્રણમી નિ કીયો સમિ સાર.
બ્રહ્મજિણદાસ ભણે રુયડો, પઢતાં પુણ્ય અપાર. ૩
સિષ્ય મનોહર રુયડો, મલ્લિદાસ ગુણદાસ.
પઢો પઢાવો વિસીરો, જિમ હોઈ સૌખ્ય અપાર. ૪
ભવીયણ જીવ સંબોધવા કીયો રાસ એ સાર.
અનેક કથા ગુણિ આગલો દયાતણો ભંડાર. ૫
સંવત પનર વીસોતરા વૈશાખ માસ વિસાલ;
સુકલ પક્ષ ચઉદિસિ દિને રાસ કીયો ગુણપાલ." ૬

**( બ્રહ્મજિનદાસ : હરિવંશરાસઃ સં. ૧૫૨૦ )**

સોળમા શતકની પ્રથમ પચ્ચીશી આમ આપણી જુની ગુજરાતીના સ્વત્વને સાચવી રાખી એનો અંતર્ગત વિકાસ સાધતી પુરી થાય છે.

બીજા ચરણને આરંભે પદ્મનાભની ભાષાનોજ રણકો પાડતી કર્મણમંત્રીની સીતાહરણની ભાષા છે. એ જોઇએ:

"વદન કરિ લેઇ કામિની, નયણિ વિહિ છઈ નીર.
તતખિણ વાનર ઊતર્યું, જઇ પાય લાગુ વીર. ૧૯૮
'રામલક્ષ્મણિ મોકલ્યુ હૂં. જાનકી ! તૂં જોઇ.
કમિ તુહ્મારઇ કટક આવ્યાં. માતા ! તૂં મા રોઇ. ૧૯૯
ક્ષુધા લાગી અતિ ઘણી ; ભૂખ ભંજુ આજ.'
'પડયાં વનફલ ભક્ષિ કરજ્યો, દુષ્ટ દાણવરાજ.' ૨૦૦
વચનઇ હૂં વેગરૂં' આમૂલ લઇ છઈ વૃક્ષ.
માલી પાડી બૂંબડી આવિઉ પ્રત્યક્ષ." ૨૦૧

**( કર્મણ : સીતાહરણ. સં. ૧૫૨૬ )**

આ અવતરણના 'વિહિ,' 'છઇ', ('અછઈ'નું આ સમયે 'છઈ' થયું દેખાય છે) 'રામલક્ષ્મણિ હૂં મોકલ્યુ' 'તુહ્મારઇ' આ શબ્દો અને વ્યાકરણના પ્રયોગો અણબદલાતાજ ચાલ્યા આવે છે.

આ પછીના પાંચ વર્ષ પછીની એક કૃતિ લઇએ :

" × × × ×

રાજભવન આવ્યુ ભૂપાલ મયણસૂંદરિ બોલાવી બાલ.
ક્રમે તુમ્હારિ આણુ આજ, આ અંબર પરણઉ વરરાજ. ૨૫
જવ આદેશ હૂઉ નરનાથ, તવ કુઅરીઈ ગ્રહીઉ કુષ્ઠી હાથ.
હિ ચડઉ ઊજેણીનાહ, ચિહુ કલસે કીધુ વિવાહ. ૨૬
એક નંદઇ પંડતનુ ભણ્યું, એક નંદઇ ધર્મ અરિહંતહ તણું.
એક કહિ એ ભૂંડી માઇ. એક કહિ એ વરાસઉ રાઉ. ૨૭
લાખ લોક ઇમ બોલિ વયણઃ વાયસ કોટિ બાધું રયણ.
કુષ્ઠી પેડૂ હરખઉ બહૂ. ઉતારિ લેઇ ગયા વહૂ." ૨૮

( જ્ઞાનસાગર : શ્રીપાલરાસ : સં. ૧૫૩૧ )

ભૂપાલની નાન્યતર જાતિ, 'મયણસુંદરિ', 'તુમ્હારિ', 'પરણઉ', 'ઊજેણીનાહ', 'ચિહુ', 'વયણ', 'રયણ' વગેરે પ્રયોગો અને શબ્દોએ ભાષાની પ્રાચીનતા સાચવી રાખી છે.

આ પછીના અવતરણોમાં પણ એજ ચાલ્યું આવતું સ્વરૂપ આપણે જોઇએ છીએ:

"સીલ પસાઈ સુખ ભોગવઈ, સીલજ નરનારી યોગવઇ;
તેહનઇ જસ આવઈ ઇહિ લોક, સ્વર્ગ સીધી પામઇ પરલોક. ૫૬
જીવી મયનરેહ રાખવી, જીણ સાસણી મહિમા દાખવી.
સા નીતુ મયણરેહ મહાસતી, કરો મંગલીક જયવંતિ સતી. ૫૭
શ્રી ઉવએસ ગછ ગુરરાય, કક્કસૂરિ તસ પદિ બિઆય;
સાંપ્રતિ દેવગુપતી ગણધારા તેહના ગુરણા વચન આધારા. ૫૮
પનરસઇ પાંત્રીસઇ વરસી એ પ્રબંધ કીઉ મનનઇ હરસિ.
વાચક મતિશેખર ઇમ ભણઇ, ભણઇ ગુણઈ ને સહૂ સુખ લહઈ." ૫૯

( મતિશેખર : મયણરેહાસતીરાસ. સં. ૧૫૩૫. )

"એહ પરિહાસ કહનઇ કહૂં ? 'વાડિ ચીભડાં ખાઇ.'
યુક્તિ કરી નઈ પ્રીછવૂં, બીજું નથી ઉપાય.
× × × ×
દેહી યદા કરઇ પ્રયાણ ખડમાંકડી તણી પરિ જાણિ,
ચરણ આગિલા આઘા ધરઈ, તુ પગ પાછિલા ઉદ્ધરઈ.
× × × ×
બોલઇ બોલ સોહામણા, મન માંહિ બહૂ પાપ.
લીયુ વિરાંસઈ દોરડું બોલા ઉપરિ સાપ.
× × × ×

સમ્યક્ હૂં વિરાંસી મૂલ, પેટ મસલી ઊપાયૂં શૂલ.
મારણિ આવી, પામી મૃત્ય, ચૂકી ઘર તણાં તે ધૂત.
× × × ×
મુક્તિપંથ કેરું સોપાન, તાહરી ભક્તિ ત્યજઈ અજ્ઞાન,
સાલિકુકસા ખંડન કરઇ, તેહેનઈ એક કલેશ ઊગરઇ.
× × × ×
સઘલા સુભટ દેવરાવ્યા માગ, જાણે ડોકરિનઇ ધરિ વાઘ !

( ભીમ : હરિલીલા ષોડશકલા : સં. ૧૫૪૧ )

સંવત ૧૫૪૧ ની ભીમ કવિની કૃતિએ પણ ભાષાનો જુનો ચીલોજ ચાલુ રાખ્યો છે. ભાલણની પેઠે આછો પણ કહેવતોનો ઉપયોગ ભીમની કવિતામાં કરાયલો જણાય છે અને એ બીજ માંડણ અને શ્રીધરમાં બેહદ ઉગી નીકળેલાં જણાશે. એક નમુનો વધારેઃ

" × × × ×
નયર ઉજેણી અતિ ભલૂં જિશ્યૂ હૂઇ અમરાપુર.
રાયા રાઉ અવંતીસેન, મંત્રી મતિસાગર. ૩
વસઈ વાસિ વ્યવહારીઉ એ નામિ ધન સાર.
રંભા ધરણિ શૂં મનહરંગી વિલસઈ સ વિચાર. ૪
સપન લહઇ તે ચતુર નારિ કાંઈ કેતલી રાતિ,
જિણવર નામ જપી કરી ઊઠી પરભાતિ. ૫
સ્વામિ ! સંભલિ વાત એક કહિતાં અતિ મીઠી.
જાણીજી સુહુણઇ અમૃતવેલિ મઝ ઉદરિ પઇઠી. ૬
ઇશે મનોરથિ ગરભ ધરિઊ જવ હુવા નવ માસ;
પુત્રી પ્રસવી તીણિ કરી મનિ પૂગી આસ. ૭
મૃગાંકલેખા દિઇ નામ વાધઈ સા બાલી.
ચઉસઠિ કલા કુશલ હુઇ, અંગિ અતિ સુંયાલી." ૮

( વચ્છ : મૃગાંકલેખારાસ : સં. ૧૫૪૬ )

'નયર', 'વ્યવહારીઉ', 'ધરણિ', 'કેતલી', 'મઝા', 'પૂગી', 'સા' આ સૌ શબ્દો જુની ગુજરાતીના જ ચાલુ રહ્યા છે.

અહીં વિક્રમની સોળની સદીનો પૂર્વાર્ધ પુરો થાય છે. ઉષાહરણકાર જનાર્દનની ભાષા પણ આ શતકની ચાલુ ભાષા છેઃ

" ઉષા ! પ્રતિજ્ઞા નવિ લીજઇ રે, સહીયરનૂં તે વાર્યૂં કીજઈ રે.
સહીયર કહે મન માણ રે, વર ઘરથી નથી જાણ્યું રે.

સહણુઈ તે લાખ બંધાઇ રે, તે વિહાણુઇ મિથ્યા થાઇ રે.
જનાર્દન ભણઇ ઉષા બોલી રે; તુહની રક્ષા કરઈ હિંગોલી રે.
તો મનિ નવિ આણે તાપ રે, ઉમાશંકર શિર માયબાપ રે.

(જનાર્દન : ઉષાહરણ : સં. ૧૫૪૮)

આ પછી આ સદીના બીજા અર્ધનો ભાષાવિકાસ આપણે જોઇએ. 'ગૌરીચરિત્ર' ના કર્તાને રાવણ મંદોદરીસંવાદનો કર્તા ગણી આપણે એની ભાષા તપાસીએ. ગુજરાતી પ્રેસની સંશોધેલી આ કૃતિમાં ભાષાને અનૈતિહાસિક દૃષ્ટિએ સંસ્કારો આપેલા આપણે અહીં જોઇએ છીએ. 'મઘવન્' ઉપરથી શુદ્ધ પ્રયોગ 'મેહવો' મુકી અતિ સંસ્કારેલો (?) 'મેશ્વો' પ્રયોગ ગુજરાતમાં આપણને જાણીતો છે. આમ એક શ્રીધરના બે કાવ્યોની ભાષામાં લહીઆઓએ કે વિદ્દદ્ભૂષણ સંશોધકોએ ઘાણ વાળ્યો જણાય છે. ગૌરીચરિત્રની અર્વાચીનતા અને રાવણમંદોદરીસંવાદની પ્રાચીનતા નીચેના ત્રણ નમુનાઓ વાચકોને સુસ્પષ્ટ કર્યા વગર રહેશે નહીં:

"સમર્યો રાય રતિ કેરડો નિજ સાથ લેઈ વસંતને;
વાય શીત સમીર રૂડા આણે પુષ્પસુગંધને.
હંસ સૂડા રૂપે રૂડા કોકિલા કલરવ કરે,
મોર મેના મધુર બોલે કામીજનનાં મન હરે.
મુચ્કુંદ ચંદન બાવના મંદાર માલતી કેતકી
નાના ભાત સુગંધ સાથે ભીલી ગાયે હેતથી.
પેર પેર પિઉશું પ્રીત માંડે જાણે રખે મન એનું નવ ચળે;
પાર્વતી મનશું મતિ વિચારી વિજયા વાવે પાખવે."

(શ્રીધર : ગૌરીચરિત્ર : સં. ૧૫૬૫)

"ગાય ઈશ્વરચરિત્ર ગૌરી, સાંભળે સહજે કરી;
તેનાં પિંડ પાતક જઇ પુણ્ય થાય માઘ મર્જન સરસ્વતી. ૩
સરસ્વતી સાયર નીર નિર્મળ, સોમશિરે ધારા ઢળે;
પુણ્યતણા પ્રભાવ વાધે, જે કો ગાયે સાંભળે. ૪
શીધર સ્વામી ચરિત્ર શિવનાં, ભાવે ગાતાં સાંભળે;
મન મનોરથ પૂર્ણ હોયે કૈલાસપતિ પ્રેમે મળે." ૫

(શ્રીધર : ગૌરીચરિત્ર : છેવટ : સં. ૧૫૬૫)

મંદોદરી—"છાકમ કરિ ઉપરિ મહીથલી, સીતા સવિ ગંગા નિર્મલી.
અહિલા ! ગંગોદક કિમ સડિ ? રુદ્ર કલસિ કિમ પૂરા પડિ ?

સઘલી શક્તિ શિરોમણિ સતી, તેહને રજ કિમ લાગે રતિ?
બીજા વહિરઇ બીજ મયંક, વિરાશા વિણુ કિમ ચડી કલંક? ૬૯૮
રાવણુ–કલંક કસિઉં કામિનિ રેસ? લાગો કર જિહાં લંકનરેશ.
જે જલ ગંગા ભીંતરિ ભલઈ, તે સિરિ સોમનાથ નઈ ઢલઇ.
પાવક સંગ કરિ સરપણું, કહાવિ મુખ તેત્રીસહ તણું.
ન્યા નરપતિ દા પાસિ પડિ, ગહિલી! ગોઝ ન ગિરુઆ ચડિ." ૬૯૯
(શ્રીધર : રાવણમંદોદરીસંવાદ : સં. ૧૫૬૫)

શ્રીધરના રાવણમંદોદરીસંવાદની અને માંડણના ઉખાણાની પ્રાચીન ભાષાવિષયક લઢણ બંન્ને કવિઓના અવતરણોથી જણાઈ આવે છે:

" દલ અહંકાર તણાં સાંચર્યાં, જન્મ કોડિ પાતક પરવર્યાં.
મોહબાણુ મેલ્હિ અતિ ઘણાં : રાખિન ચરણ શરણ તહ્મ તણાં.
નારાયણ નામિ શું કીયૂં? વાઇ વાદલ યમ ઠેલીયૂં. ૧૯
શંખ તણઇ બલિ શંખ જ રહિ, તાહરી માયા તૂં હજ લહઇ.
શેવ કરંતાં સુધુ કાય, મઝ મન રાખિન તોરે પાઈ.
કહિ મંડણ અહ્મચા નૃપ હોઇ, સ્વામિ વિના કુણ સાહમું જોઈ?" ૨૦
(માંડણ : ગૃહસ્થાશ્રમવીશી : સં. ૧૫...)

આ પછીના લાવણ્યસમયના વિમળ પ્રબંધ (સં. ૧૫૬૮)ની ભાષા તો આપણી આગળ ખુલ્લા પુસ્તક જેવી અણીશુદ્ધ સંરક્ષિત આપણે જાણીએ છીએ. સ્થલને અભાવે એના અવતરણોની જરૂર નથી. એક બીજો કવિ:

" હરણી તું મરણી થઇ સિંઘ ઉપરિ આવિ,
તાકી મારશિ તીર કિઈ સદનિ પાછી સિધાવિ.
કુસુમ મ કરમાઇ જસિઉ તેલ મ છંડિ તંબોલ,
પરિમલ પરિહર તુ રખે ચોપટ ચંદન ઘોલ."

(નરસાસુત ગણપતિ : માધવાનલ કામકુંદલાદોગ્ધક : સં. ૧૫૭૪)

સં. ૧૫૭૪ ની ગણપતિની ભાષાના સંસ્કાર પણ જુની ગુજરાતીના જ સંસ્કાર છે. આમ જુના સંસ્કારોથી પોષાતા સ્વરૂપમાં સોળમી સદીનો પોણો ભાગ વીતી જાય છે.

આ પછી છેલ્લા ચરણના ભાષાવિકાસના બે નમુનાઓ લઇશું. બંને જૈનકૃતિઓના નમુના છે અને એમણે તે કાલની પ્રચલિત ભાષાને ખાસ વફાદારીથી સાચવી રાખી છે. એ નમુના જોઇ લઇએ:

" બિ કીજઇ જઇ કિમઇ કલત્ર, મનસા હોઈ સહી વિચિત્ર.

ઇક આધી ઇક પાછી કરઇ તિણિ પાપઇ નર ગૂડા ભરઇ.
ઇક ધરણી તાં ધરની મેઢિ; બીજી હુઇ તઉ વાધઇ વેઢિ.
ધરની કલિ કુણ આગલિ કહઇ? ચોરમાઈ જિમ છાનઉ રુઆઈ.
એકઇ સંધ્યા ઊગિઉ સૂર, બીજીઈ મિલિઉ રુલિઉ ભૂર.
એકઈ બીજઇ શશી ઉગિઉ, બીજી બીજઇ તે ખય ગિઉ."

( જયશેખરસૂરિઃ પ્રબોધચિંતામણિઃ સં. ૧૫૮૧ આશરે[૨૪] )

"શ્રી જિનવર ચરણયુગલે પ્રણમેસુ!
સુગુરુનામ હિયડઇ સમરેસુ!
કહઇસુ સંખેપિઇ આરાધના ભાવિક જીવ સુખસાધના;
ઉત્તમ નર જે કરઈ ત્રિકાલ એ આરાહણ ગુણ સુવિસાલ.
વિનય સહિત મેલી કર ભાલ છલીય ન સક્કઇ તેહનઇ કાલ.
જીવતવ્યની મ કરિસિ આસ. સાસતણુ કેહુ વેસાસ?
ખિણિ ખિણિ આવઇ ખિણિ ખિણિ જાઈ, જતન કરતાં થિર ન થાઈ.
જમ્મણ મરણ અનંતીવાર, કીધાં કાંઇ ન આવ્યુ પાર.
આરાધન સૂધી નહુ કરી તિણિ નહુ પામી નિવૃત્તિ પુરી.
દુલહ લહી માણસભવસાર ઉત્તમ શ્રાવકકુલિ અવતાર
શ્રીજિનધર્મ સુગુરૂ મુખિ સુણિઉ તેહથી અવિરતપણુ
અવગણિઉ."

( વિજયસૂરિ : આરાધનારાસ : સં. ૧૫૮૨ )

'બિ', 'કિજઇ', 'કિમઇ', 'ઇક', 'તિણિ', 'ચોરમાઇ' વગેરે વગેરે પહેલા નમુનાના શબ્દપ્રયોગો તથા 'પ્રણમેસુ', 'હિયડઇ', 'આરાહણ', 'સક્કઇ', 'વેસાસ', 'ખિણિ', 'દુલહ' વગેરે બીજાના શબ્દો આ ભાષાને સંવત સોળમા શતકના નરસિંહયુગની ભાષા પુરવાર કરે છે. આ પછી નાકરયુગ બેસતાં જુની અસરો ધીમે ધીમે ગરી પડે છે. નાકર પછીના પ્રેમાનંદ યુગમાં તો આપણી ભાષાનું સુંદર અને સરસ પરિપાકભર્યું સ્થિર અને સિદ્ધ સ્વરૂપ આપણે સંપૂર્ણતાથી પામીએ છીએ.

### માંડણ અને શ્રીધરની ભાષા

માંડણ અને શ્રીધરની ભાષા આમ નરસિંહયુગની જુની ગુજરાતી

---

૨૪ જુઓ દી. બ. કેશવલાલ ધ્રુવનાં ઈ. સ. પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્યની પ્રસ્તાવનાઃ પૃષ્ટ ૨૩: "—તેજ આ ગુજરાતી પ્રબોધચિંતામણિ છે. એને હું ઇસવી પંદરમા શતકના પહેલા ચરણમાં મુકું છું."

ભાષા છે. આ કવિયુગે એક જ યુગમાં અને લગભગ એક જ સમયમાં પ્રચલિત દેશકાલના સંસ્કારોથી એ ભાષાને સંસ્કારી છે. એમના સમયના ગુણદોષો એ ભાષામાં સરખે ભાગે દેખાઇ આવે છે.

**પદ્યબંધમાં છંદનો ઉપયોગ**

બંને કવિઓએ એમના પદ્યબંધમાં ચોપાઇ છંદનો ઉપયોગ કર્યો છે. આ વીશે આગળ કહેવાનું હું કહી ગયો છું.

**ઉપકારદર્શન**

માંડણ અને શ્રીધરના આ આપણી જુની ગુજરાતીના કાવ્યપ્રદેશમાં વિચરવાની અને તે ઉપર સમજુતી અને પ્રસ્તાવના દ્વારા એક બાજુએથી કૈંક આછો પ્રકાશ પાડવા દેવાની મને ઉદાર ભાવે સગવડ કરી આપનાર મુંબાઇની વિદ્વાન ફાર્બસ ગુજરાતી સભાનો મારે સૌથી પહેલો આભાર માનવો જોઇએ. સ્વર્ગસ્થ મણિલાલ વ્યાસની આદરેલી આ અધુરી રહેલી જુના સાહિત્યની સેવા કરવાનો મને પ્રસંગ મળ્યો તેથી જ આ બંન્ને કવિઓની કૃતિઓ ઉપરાંત ઘણી પ્રકાશિત અને અપ્રકાશિત જુની ગુજરાતીની સાહિત્યકૃતિઓ હું જોવા પામ્યો. જુની ગુજરાતી સાહિત્યકૃતિઓમાં તદ્ભવ અને દેશ્ય શબ્દોનો અપાર સાગર ભરેલો છે. આ અજાણ્યો સાગર ખેડવામાં મારા જેવા નવીન ખલાસીને માટે કેટલું જોખમ ભરેલું છે તે હું સારી પેઠે જાણું છું. સંસ્કૃતની અગણિત સંસ્કારોવાળી પુત્રી, તેના ઉપર મધ્યકાલની પ્રાકૃત અને અપભ્રંશની સંસ્કારપરંપરા અને એ રીતે પ્રાચીન, માધ્યમિક અને અર્વાચીન સ્વરૂપ પામેલી ગુજરાતીની શબ્દવિદ્યાના અક્ષુણ્ણ મહાસાગરમાં સફર કરવામાં દી. બ. કેશવલાલભાઈ ને નરસિંહરાવભાઇ જેવા કુશળ કૈવર્તકો ન હોય તો આપણી પ્રિય જુની ગુજરાતીના કોડીલા અભ્યાસકોને કેવી કેવી મુશીબતો નડે તે સહજે સમજાય એવું છે. જુની સાહિત્યકૃતિઓની કાચી ધાતુ જેવી ઉપલબ્ધ અને અનુપલબ્ધ નહીંજેવી સામગ્રી, સાધનોની ગેરહાજરી, સાહાય્ય કરનારા શબ્દકોષો કે શબ્દસંગ્રહોનો અભાવઃ આ અને આવી મુશીબતોની પરંપરામાં થોડી પણ દ્યોતક દીવાદાંડીઓ જેવી વિશ્વાસપાત્ર જુજ સાહિત્યકૃતિઓ એની હોંસ જ્વલંત રાખે છે. આવી કૃતિઓના કર્તાઓનો હું ઉપકાર માનું છું. પણ દીવાન બહાદુર કેશવલાલભાઈની પહેલેથી છેવટ સુધીની સળંગ મદદ અને કીમતી સૂચનાઓ તો મને આ નમ્ર પ્રયાસમાં બહુજ મદદગાર નીવડી છે. મારા પર વર્ષોથી ગુરૂવત્સલતાના ઉભરાતા પ્રેમભાવથી પ્રેમાળ એવા એઓશ્રીએ જ્યારે ને ત્યારે કલાકોના

કલાકો ગાળી મારી એણીએક મુંઝવણો ઓછી કરી છે. એ માટે એ જુની ગુજરાતીના જરા જીર્ણ અને પૂજ્ય સાક્ષરશિરોમણિનો હું કેટલો બધો આભાર માનું ? વળી સોસાઇટીની પ્રતોએ મને અનેકવાર ઉપયોગ કરવા દેનાર ને કીમતી સૂચનાઓ આપનાર મારા સાહિત્યરસિક મિત્રોમાંથી રા. હીરાલાલ પારેખ, રા. મંજુલાલ મજમુંદાર તથા અધ્યાપક ગજેન્દ્રશંકર પંડયાનો પણ હું ઓછો આભારી નથી. સભાના સહમંત્રી મારા મિત્ર રા. અંબાલાલ જાનીનો તો મારે ખાસ ઉપકાર માનવો જોઇએ. એમનાં વખતો વખતનાં પ્રોત્સાહનો અને ઉઘરાણીથી જ હું આ કાર્ય આટલું મોડું છતાં પુરૂં કરી શક્યો છું.

મારા આ રંક પ્રયાસથી આ બન્ને કવિઓના અભ્યાસીઓને હું જરાએ મદદગાર થઈ શકીશ તો મારા શ્રમને હું કૃતાર્થ લેખીશ. મારાં ઘણાંએક શંકાસ્થાનોનાં તેમ જ ત્રુટીઓનાં સમાધાનો આપણા સાહિત્યરસિકો તરફથી આવે એમ ઇચ્છુ છું અને એમ થશે તો આ કૃતિઓના પુનઃમુદ્રણ પ્રસંગે એમનો હું ઉપકાર સાથે ઉપયોગ કરીશ.

ગુજરાત વિદ્યાનિકેતન,
ડભોડા, ( મહીકાંઠા )
તા. ૨૧-૯-૧૯૨૯.

શંકરપ્રસાદ છગનલાલ રાવળ

# પ્રબોધ બત્રીશી

અથવા

## માંડણ બંધારાના ઉખાણા.



### ભક્તિ વીશી. *

આગઇ કવિઅ્યા મોટા કવિ, જે બોલઈ તે વાણી નવી.
ગંગા અતિઘણુ પૂરઇ વહઇ, સકતિ આપણી જલ સંગ્રહી.
ગુણસાગર એ ભરીયા તોય, 'ચોરી ભાગિ મુંધી ન હોઇ'. ૧

મૂરખ નઇ મતિ દીજઇ કિસી ? હીઇ ન જાણઇ કાંઇ ઉલ્હસી,
જેતા અવગુણ તેતા ગ્રહઈ, ગુણની વાત ન એકુ લહઇ.
મનિ જાણઇ 'મારઇ છે ઝંખ,' 'બહિરા આગલી વાગ્રુ સંખ'. ૨

ખિણુ સાંભળવા શ્રોતા મિલ્યા, જાણે ' તિલ કોદ્રવમાં ભલ્યા'.
'તેહની ઘયસિ ન ઘાણી હોઇ', 'વાંચિ વ્યાસ ન બૂઝઇ કોઇ'.
ઇમ કરતાં તે નવિ છૂટીઇ, ' સેવંતરાં હાંગિં કુટીઇ '. ૩

ભૂત પ્રેત વૈતાલ પિસાચ, તે પૂજ્યઇ સ્યું દીઠું સાચ !
પર ભવિ ભૂખ્યા તે વનિ ફિરઇ, તુ તુમ્હારા દુખ કિમ હરઇ ?
'ગોત્રજ ગદીઆણાની કહઇ', મણનૂં તિલક'ભાર કિમ લહઇ ? ૪

ભગત હીન નર વાંછઇ ઘણું, સુકૃત કર્મ નહી પોતાતણુ,
' વલોઇ નીર વાંછિ ઘૃત સેર', 'સાંધઇ નવ નઇ ત્રૂટઇ તેર'.
' દુબલો કણબી કરસણ કરઇ, બીજ ભાતથી બિમણું વરઇ'.
' ખેડઇ છઇ પોગલી ખેત્ર, ખડહડ ભિસિ નઇ આઠમિ વેત્રિ'.

---

* આ વીશીની શરૂઆતનું એક પાન તુટક હતું. તેમાં સાત ટૂંકો હતી. ખોળતાં ખોળતાં ઝગડીઆના ભંડારમાંથી ઉખાણાનાં થોડાં પાનાં મળ્યાં. તેમાં આજ ગ્રંથના ઉખાણા હતા, તેથી ખુટતા હતા તે તેમાંથી ઉતારી લીધા છે.

ઇમક કરતાં કાંણીગણુ ચડું, ' ડુબલી વાડિ છીંડું પડું '. ૫
એક સાહ નઇ બીજુ ચોર, સાહ સૂંઆલુ ચોર કઠોર.
મલી ગોઠિ નિં ચઉહટી ચડયા, લોક લાખની દ્રષ્ટિ પડયા.
ચોર સાહનિ સંગતિ જોઇ, નગરતલારિં સાથા હોય'.
રાય રૂઠો સાહ કિમ ઉગરઇ ? ' સૂકઇ બલતાં નીલું બલઇ'. ૬
રૂડું કરવા હીંડઇ સહુ, જાણુઇ વાધઇ મહોતજ બહુ,
કાંઇ ઉપરાજી રાખું નામ, મોટાં મોટાં કીજઇ કામ.
ચ્યાર પાંચમાં મોટા થાઇ, ' ગ્રથ વિના ખોલા પથરાઇ.'
ઇમ કરતાં ઘર ચાંપટ બિઠું, ' ખિલાડી કાઢતાં ઉંટ પઇઠું". ૭
શિર તણા સમારઇ કેસ, આલ્યાનુ ન કરઇ અપદેસ.
' ચુરઇ બઇઠા ચવાસી કરઇ, ઘરમાં રાંડુ ભૂખિ મરઈ. '
ફોકટ બોલ ત્યાંહાં બોલઈ ઘણા, તે નર ' ઠાલા નઇ વાજણા'. ૮
નિખિ પખિં હોમ કર્યા નરિં ઘણા, જાંણ્યૂં વીર હસિ આપણા.
વિણુ ક્રિયાં ઘરિ ' વ્યંઠૂં મૂલ, ' ' પેટ ચોલી ઊપાયૂં સૂલ'. ૮
મંત્ર અપાસિ મ આપ વિગોઈ, ' લેતાં નવિ મૂક્તાં નવિ હોઈ',
'સર્પ વિરાંસિં છુછુંદરિ ગલઈ, મેલ્હૈ આંખિ લીધઇ તનુ ટલઇ '
' રાંણીશું સહીયાં માંડીઈ, હેલી બાઈ કહિતાં દંડીઇ. ' ૯
ફોકટ મંત્ર નઇ ફોકટ દેવ, ફોકટ માટઇ માંડી સેવ.
' નાગા ચોર તલારહ જોઇ, ' ' ફોકટ પંચાં ડુડસુ ' હોઇ.
ચેલા ચૂક ગોપ સાંમટુ, ' સસરૂ અંધ નઇ વહુ સરગટુ. ' ૧૪
હરિભકિત શ્રી સુખ સાંપડઇ, હરિભકિત યશ મોટા ચડઇ,
હરિભકિત નર નિર્વિઘ હોઇ, હરિભકિત કિંકર ન વિગોઇ.
હરિ છાંડી નઇ અન્ય આરાહિ, ' કોઠી સરસા કાંઠા ખાઇ. ' ૧૫
યમભાગુ નર તીરથ કરઈ, યમભાગુ બહુ તપ આદરઇ;
યમભાગુ વનિ યોગી થાઇ, યમભાગુજ કલેશ કરાય;

પર્યંકિ પુછ્યાં હરિ ગુણ લીયુ, 'ગુલિ મરિ તુ વિષ કાં દીઉ'? ૧૬
તુ રણુ એહ તુ જુ ઘરિ તિજુ, પાણિ એહ તુ જુ કહિ ભજુ,
શ્રવણ એહ સાંભળવુ કાંઇ, ચક્ષુ એહ કહિ સાહમું જોઇ.
એમજ મક્તિ હોઈ હરિ વડઇ, 'કાંઈ ન લ્યુ તમ્હે મધુ આકડિ'? ૧૭
પાપ તણુઇ પ્રભાવિં કરી, એ કાયા માયા આવરી,
કિંકરિ કરી મૂકયૂ આપણુ, નાંમ ન જાંણ્યુ ત્રુગપતિ તણુ,
સત્સંગતિ તજી કીધ આઘ, 'ડોકરિ નઇ ઘરિ પિઠુ વાઘ'. ૧૮
દલ અહંકાર તણાં સાંચર્યાં, જન્મ કોડિ પાતક પરવર્યાં,
મોહ બાણ મેહ્લિ અતિ ઘણાં, રાખિન ચરણ શરણ તહ્મ તણાં;
નારાયણ નામિં શું કીયૂં, ? 'વાઇ' વાદલ યમ ઠેલીયૂં' ૧૯
શંઘ તણુઈ બલિ શંઘજ રહિ, (તિમ) તાહરી માયા તૂંહજ વહઈ
સેવ કરંતાં સૂધુ કાય, મઝ મન રાખિન તોરે પાઈ,
કહિ મંડણ અહ્મચા નૃપ હોઇ, સ્વામિ વિના કુંણ સાહમું જોઇ?૨૦

ઇતિ ભક્તિ વીશી.

---

## ગૃહસ્થાશ્રમ વીશી.

---

ગ્રહાશ્રમ ધર્મ એ સાચવિ ખરુ, બીજુ નહીં કો તે ઉપરૂ;
બહુ તિર્યંક યોનિઇ ઊદ્ધર્યો બીજા ભવજલ કોટી તર્યો,
ચ્યારિ પદારથ નહી યે વિના!, 'મગ માહલિ મ મવિ ચોરના' ૨૧
કુડું બોહલું ઘટાવી આય, અયુક્તિ અશનઇ અગ્નિ ઉહ્લાઈ,
કાયા કપથ્ય કરી નશિ ઘણા, એ 'શવિ આયુષ મરણ તણા',
'કાંઈ કુશલ કેતાં પૂછીઇ ? કુહાડે કાપડ કુટીઇ ?' ૨૨
નર જીવંત ન દીધૂં દાંન, જાંણી યોગ ન ધરૂ જ્ઞાન,
કલવંતી ભતારિ નવિ રહી, સામી ભક્તિ તાં સાચી નહીં.
વાઢલ સુત રહ્યું અણુભણ્યું (એ) 'વારુ ભિંધિ પાડું વણ્યું'.
મોટાં સરસૂં માંડયૂં ઝૂઝ, વિરી સરસૂં નિમાચું ગૂઝ,

વિપ્ર પાણિ પાણી મૂકીઉ, આલસ વાલી નવિ આપીઉં.
સાહજિ સરજિ આંણું પાપ, 'ઘડતાં વાઘ થડચુ કરિ આપ' ૨૪

પ્રીતિં ઘ્રત કલા શીખયુ, દક્ષ દેવ કરૂ શરિ નવુ,
લોપી ગુરૂ નઇ કૂડુ કીઉં, તાત ત્યજી તનું અન્ય આપીઉ.
સમઇ થૈ શું કીધું આપ? આણી 'ઘાલ્યુ સુડિ માહિ સાપ.' ૨૫

પંચ મહા પાતક ચે કહ્યાં, દોષ શવે જાંણી નઇ રહ્યા,
વિષયા પંચ ન વારી સકયુ, તે તુ નર હીંડઇ તિચકયુ.
પ્રાશ્ચત કો મઝ મોટુ દીઇ ? '(યમ) પાણી પીનઇ ઘર પૂછીઇ'. ૨૬

દ્રોહ કરી નઇ ધન આણીઇ, છદ્રિ ઓલિ રાઉલિ જાંણીઇ,
મણિકા સંગતિ સંતતિ હોઇ, 'પાલા ટલીયા ખર આરોહિ'.
વઇરીનૂં મન વંછયૂં માંન, 'સોનઇ શું ચે ત્રૂટઇ કાંન ?' ૨૭

'એક છત્ર પીપારાં કહિ, તેહના પિતર ન પાંણી લહઇ,
રાઉલિ ધન જાઇ તે મૂલિ, 'ચાડ તણિ મુખિ આવઇ ધૂલિ'.
ગો ગોવાલ વિના યેમ મરઇ, 'ખાઇ સાપ અંત્યજ અપગરઇ'.

કૃપણુ ધન સાંચી નઇ મરઇ, ધૂલિ સરસૂં સાટૂં કરઇ,
દાંન ભોગ નવિ આદર કીધ, જાય સુત મુખિ નીર ન પીધ.
આયઇ કર્મ ભારિ કરિ જાઇ, 'ધોબી નીહતઇ ગાધિ ખાઇ'. ૨૮

વરતણુ સારુ વરુ નવિ કરઇ, બલ સારુ બોલી ન વિસરઇ.
ધન સારુ નવિ વિણુજ કરઇ, પુણ્ય સારુ ન મુખિ ઉચરઇ.
વિદ્યા સારૂ વાદ ન કરશિ, 'શેઠિ સવાહિ વધિ વાર શિં ? ૩૦

એક કાંમી પખિ બેઠી ભરઇ, બીજા અધિક કરવો ફિરઇ,
ધ્યાન મુરિત જાંણિ આપણૂં, તે વિષયા ઉપરિ રહિત ઘણૂં,
દેખાઇ દુ:કૃત ફલ રડવડઇ, 'વારીતુ નર કૂઇ પડઇ'. ૩૧

વયા વાંછઈ દુષ્ટ ભાવ ન જાઇ, વિદ્યા રસ નઈ આળસ કાય.

સુખ વાંછાઈ ઘરિ માંડઈ કલહુ, તીરથ આસ દરિદ્રિ રાંધણુ;
મન વાંછઇ ધર્મ નાવઇ હૈઈ, 'સાપિં ખાધુ આઉલિ ચાવીઈ'. ૩૨
નાંહનપણુઈ વાવરીયા ઘણૂં, વિષય વિન રહ્યું તરુણાયણૂં.
ત્રીજી વઈ ઘરભારિ ભમ્યુ, સઘલુ ' જન્મ આલિં નીંગમ્યુ,'
કાં નવિ ચેત્યુ જુ થ્યુ વડુ ? નાહ્યુ સમુદ્રિ અનઇ કોરડું! ૩૩
નામ લેઅંતાં ગરદુ થયુ, ફલં નવિ દીઠું, થાકી રહ્યુ,
પાપ સમૂહ ન જાતાં દીઠ, ઉલગ ઉપરિ નાવી ત્રીઠ
જગત તણી ઘણી પૂરઇ આસ, સ્વામી સોવ 'સુ તિમ પંઆસ', ૩૪
માતા પિતા મેહ્લી દીકરૂ, પૂજઇ દેવ કરઇ બહુ બરૂ,
માઈ બાપ મૂઆં ટલવલી જાત્રઇ જલ દીધૂં અંજલી,
જીવતાં પણુનાહાર નવિ ઠર્યાં, ' ઘર ખાલી નઇ તીરથ કર્યાં '. ૩૫
વાહવની શૂદ્ર શશ્રૂષા કરઇ, સ્ત્રી ભત્તાર ભકિત આદરઇ,
ભૂપતિ પ્રજા પાલઇ આપણી, પુત્ર તાત સેવા કરઇ ઘણી,
એક અર્થ સાચુ એ લીઇ, ' ખાંડની ખલિ નાહિ નઇ પીઇ ', ૩૬
બ્રાહ્મણજ ભણીજાણે પાત્ર, સેવુ ગુરૂ વિણુ કીયા છાત્ર,
માતા મનુ વિભચારિણી, પૂશ્તિ પાપ પિતા શરિ ઘણી.
ક્રોધ મ ખંડુ કામિની કંત, ' ધર્મની ગાઇ ન જોવા દંત '. ૩૭
સ્ત્રી ભત્તાર ભકિત નાદરઇ, એક બોલ ના હૈઅડઇ ધરઇ,
અંતા માન ન મેહલ્યું જાઈ, મરણ લગઇ સુવાડી રાઇ,
પુરૂષ પિરાયાના ગુણ સ્તવુ, ખણવું ગિરિ ઊંદિર સાહિવુ". ૩૮
બ્રહ્મોતર વર્ણ પૂજઇ દેવ, બ્રાહ્મણ આવઇ કરવા શેવ,
જોસી કરઈ પવિત્ર પાટલા, તે પ્રતિમા શશ્રૂષા ભલા,
' બાંધી આડર રૂની આસ, પોતાનુ ખાધુ કપાસ '. ૩૯
બ્રહ્મા ઘરિ બેઠાં સરસ્વતી, [illegible] સ્વામિનિ ઊપજઇ મતી,
મતિ ઉપાઇ બુદ્ધિપ્રકાશ, બુદ્ધિ તણુ એ વાગવિલાસ.

જ્ઞાનાતીત ગીત કિમ લહઇ ? માંડણુ નાંમ લવારી કહઇ. ૪૦
ઇતિ ગૃહસ્થાશ્રમ વીશી.

# માયાવીશી.



જઇરી કર્મ કર્યાં પાતાલિ, તે તાં દીઠાં દશ દિકપાલિ,
દેખઇ પંચ ભૂત આતમા, તે નવિ ઉલખીયા તે છતા.
કિમ નવિ અવિની ઉપયશ લહઇ? 'વૂઠા વાટ વટેવાહુ કહિ'. ૪૧
કર્મ વિપાક ન જાસિ વહી, 'માથાના ઘા ભૂલૂ સહી,'
'મુએ વરસે નહીં સહિવાસ,' યમ જોસિ તેતાં તપાસ,
પામશિ સંયમ નીયમ પડયુ,'ઘણા કાગ કરિ ગોહડ ચડયુ.' ૪૨
કોઉ કુષ્ટી નઇ રાફા રોગ, પાવા પીડિ ભગંદર યોગ,
કંપવાય બીજા બહુ ઘણા, એ વિપાક કીધા આપણા.
ભોગવતાં કર્મ કાંઇ કણમણઇ ? 'દીઅર સારૂ કે દીકિરા ચાણુ'? ૪૩
નેત્ર કર્મ સહિ નેત્ર વિકાર, શ્રવણ કર્યૂં સહિ શ્રવણ દૂઆરિ,
અવધિ કાંમિ કાંમિ મૂકીઉ, મદિરા સુખ દુખ દાંતે દીઉ,
'જે કરશિ સહસિ નર તેહ,' 'વાંકા લાકડ વાંકુ વેહ.' ૪૪
કાં નવિ દેખુ વસ્તુ સમુ ? યમ 'ભીખારી ઉહા યમુ,'
'સાન વિહુણુ સહિજિ મરઇ.' 'પાણી પાખઇ નર યમ તરઇ'.
'અશ્વ ચડયાં પગ સાહ્મુ જોઇ,' એણિ છરિ ક્ષૌર્યૂં સહુ' કોઇ. ૪૫
જે કીધાં કૂડાં પાડુઆં, તે સંધાં જાણુશઇ જન મૂઆં,
તે ભોગવવા થરિ આપણુઇ, કઇ છૂટસિ ઉલગિ હરિ તણઇ,
ઘરિ ઘરિ કરતુ હીંડિ મ પૂછ, કહિ 'સાદી મઇં કામ ન કૂછ'.
સાકજુર વેણુ મ બંજુ વાડિ, 'કિ ત્રૂટઇ કિ અડિ નિલાડિ.
સ્મૃતિ વાક્ય તણુ કરિ સોર, 'જાગતાં નવિ લીજઇ ચોર?'
'ગોલા નઇ કિહાં હુતી ગાઇ ?' 'વિહાંણું છાબલિ ન
ઢાંકયૂં જાઇ.' ૪૭

જાંણી આગલિ યમનુ હેલ, યમ ' માખી ખડી માંહિ તેલ'.
અંતકાલિ અંતક જવ લીઇ, 'વિણુ હથિઆર કિમ ઝૂઝીઈ ?'
ગૂંથિ ન નારાયણનું દોર, 'ગાણી ગાઈ નવિ પઇસઈ ચોર'. ૪૮
પૂર્વ પુરૂષ હૌઆ અસંખિ, મરતાં આવ્યા દેખિ અંખિ.
હવઈ તાહરૂ વારૂ આવીઉ, અણુમંગલિ કાં રીસાવીઉ ?
જુ તાહરિઇ ઠરિ યમકર ઘણું, 'ઉકલખ્યાં સાંહામુ શુકે કિશું? ૪૯
કાં ભય આંણુ ભૂપતિ વૃંદ, કાં ભય આંણુ યમ પ્રચંડ ?
કાં ભય આંણુ ગર્ભ વેદના, કાં ભય આંણુ આમઇ જના ?
ટાલિન અંતર મલનિ વાસ, 'વાઢ્યૂં ગલૂં નઇ ફીટુ સાસ' ૫૦
કબધી મન નવિ રાખ્યાં સાધિ, મૂઆં યમ જીવતાં સ વ્યાધિ.
બાહરિ લોક વિગોઇ ઘણું, ઘરિ દુઃખ પીડઇ દરિદ્રહ તણું.
'ચોરવાહર બલ દેવ્યાં દીઉં, એ પાડા બિહુ પરિ આવીઉં'. ૫૧
જે તઈ સ્મૃતિ ન કીધુ ભેદ, તીરથિ તથા દાંન કરિ છેદ.
જાંણેશિ જાં તુ યમકરિ ચડી, 'ગૂજરાત શેરી સાંકડી'.
વિસન વધારી તઇ ' વિષ વલી, ' ' કુહી બાંક સવાદી ભલી'. ૫૨
સાધૂ ધનાશૂં સાંભલી પુરાંણ, કૂચર મુખ માત આવ્યૂં માંણ,
નામ માત્ર મુખિ રહીઉ રાખિ, કર્મ કરંતાં કીધુ સાખિ,
પર ઘરિ પય મ નાવી જોઇ, ' બાબા ડાવી કહિ નવિ કોઇ'. ૫૩

જાઇ કાલ સુયુવતી સંગિ, કે જાઇ પર વાત પ્રસંગિ,
નિદ્રા વશિથાં જાઇ અર્ધ, જાઇ બાલ યુવા નઇ વૃદ્ધ.
જેતુ કાલ ગમ્યુ હરિ લાહિ, એહૂ ' ઉંડલ ઊધા માહિ'. ૫૪
કર્મ તણિ વશિ લિ અવતાર, કર્મ તણઇ વશિ યમનું ભાર,
કર્મ વશિ દુઃખ સુખ ભોગવિ, સુર અસુર કર્મવસિ સવઈ
કાંઈ ન તૂં હાર શરણઈ જાઇ ? 'ઊટિ ચડયાં ઉંદ્રડ ન ખાઇ'! ૫૫
સત્વ રજ તમ એ તનુ બંધ ' આવી અગડ ઉલખુ સંધિ.'
ચે હય દ્વારિ તે શુધિ ધરઈ, 'કોવિદ કેડિ ન કૂડી કરઇ.'
સ્વર્ગાવરુ સાત્વિક સમવાઈ, આવી ' કોઇલિ ગારી વાય '. ૫૬

રક્તવિકાર શમઇ વારુણી, ગ્રંથિ વિકાર દેવ પશુ હણી;
વાઈ વિકાર શમઇ ગુરૂ ગિલ, જર્ખ વ્યાઘ્ર ગોમાયસ તેલ.
જીવી કરવા નઇ બહુ આસ, ' કોઇ ન જીવિ ત્રણિ પંચાસ '. ૫૭
એક કલપના નડતી વારિ, દેવકન્યા ઘરિ ખેલવિ નારિ.
અંતઃકરણ રાખુ હરિનામ, બિઠાં તાંણી આંણુ સ્વાંમિ.
નિજ સંસાર મથેડેઇ કીઇ, ' વિટ ભાંગુ છેછક છાંડીઇ !' ૫૮
એકજ અંતર મન ચોખાલિ, પંચાગ્નિ મન દેહ પ્રજાલિ,
ઉંધિ મુખિ લોડાવિ મ કાઇ, ધુમ્રપાંન મન રોધશિ વાઇ
નાંખી રયણ નૈયણિ નિરખીઇ, એ 'યમ ડસકે ન પ્રીણીઇ.' ૫૯
બ્રહ્માંડ કોટાકોટી ગાંમ, એક સર્વથા વિષ્ણુ વિશ્રાંમ.
યમ નદી સહુ સાગાર ભિલઇ, તિમ પ્રાંણી હરિશું મિલઈ.
કહિ મંડણ વિશ્વંભર દેવ, ટાલિ ન તૂં ' ઊધારિ નિખેવ. ' ૫૯

ઇતિ માયાર્વાસી

## દાનવીશી.

સૂધું નવિ કીધૂં સાંભલૂ, 'ભાવ વિહુણું દત્ત દૂબલૂં,
કોહિરિ રાલિ સાલિ નહીં હોઈ, ' વાવ્યા વાલ સાલી નવી હોઇ.'
'જુ રૂઉ કૂડુ આપણુ, દોસ કિશુ સુતવાણિક તણુ ' ? ૬૧
દીધૂં દાન કરી ભયભીત, દીધૂં દાન સેવાનિં ચીંતિ;
દીધૂં દાન તે લાજઈ કરી, દીધૂં દાન લોભ આવરી;
ભાવ મેઘ વિણ વૂઠી તોઇ, ' ઠારે ઘડા ભર્યા મ ન જોઈ. ' ૬૨
એકે દાંન નશાચર ગ્રહઇ, એકે દાંન પિશાચી લહઇ,
એકે દાંન પશુ થૈ ખાઈ, એકે દાન તે આલિ જાઇ.
વેદ વિના યે વિધિ આદરઇ, 'આંધલુ વણઇ નઇ કોરડુ ચિણઈ '૬૩
દિ દિ દેવ ન નિરખઇ ભાલિ, ' વાવી વાલ નઇ વાંછઈ સાલિ,

'માગિ મેર દાન એક જવ, થાડૂં રાંધિ નઇ મૂં દ્રાવ'.
કરિ મૂઈ કયાત્રહ તણુઈ, ' કહુ લૂકડી વાઘ કિમ જિણુઈ ? ' ૬૪
જો તોરઇ દત મૂલ ન હોઇ, તુ તૃષ્ણા મ ન આપ વિગોઇ.
(જુ) ' દીધૂં હોસિ કેણિ કાલિ, તુ આવી ફલશિ અગાલિ. '
જુ ' જલ કૂંઇ હોશિ ઘણૂં, તુ આવશિ અવાહિ' આફણું. ૬૫
દીધા વિણુ નવિ કાંઈ જડઇ, ' કુઠ નહીં ચે વાઇ પડઇ.'
' ભાઇની ભાવિજ માંનીઇ, જુ પોતાનૂં થાલ ન લીઇ. '
દીધું કાલિં પામશિ સોઇ, ' રાંધીતાં નર કાંઇ રોઇ ? ' ૬૬
ઉત્તમ મધ્યમ ધરીયા દેહ, અધિક ન ઉછા સ્વામી ગેહ.
' ભૂપતિ આપઇ આખૂં ગામ, ભાવિં રાંક દિ બિસણુ ઠાંમ;'
દીનપણું આંણી કાં રડુ ? ' લાહુ લઘુ નઇ કેશવ વડુ. ' ૬૭
થોડા ભણી મ દેતુ રહિ, એક ગાઇ લક્ષ જામલિ લહિ.
જોઇ પ્રમાંણુ કારશી તણૂં,' મણની તોલ કરઇ સિંગાણું '.
નૂંનાધિક લેખૂં મ ગિણુ, કહઈ ઇમ ' ઘર સારૂ પરૂહણુ' ૬૮
દાંન કોડિ ગાં નૃપ નકિવાસ, એકઇ ગાઇ છોડવ્યુ પાશ.
છત્રધાર છત્રછાહ્યા ઘણી, થોડઇ સતે માંનિ તે ઘણી.
જી દીજિ દોહિલૂં આપણું, તે જન જાણુ ' થોડઇ ઘણું ' ૬૯
દાંન તણુ વિધિ લક્ષ્મી હાથિ, ગ્યુ પ્રતિબોધ તે વિદ્યા સાથિ,
' આવુ બિસુ પાણી પીઉ, એ માહિં કુણ ગ્રથિં લીઉ ? '
જુ એ ' આંબા રાઉલા હોઇ, વારઈ કુણ ગચરકા સોઇ ? ' ૭૦
ઉદ્વેગ માણિ નર દૂબલા, નિરતિ નિહાલે છિ જમલા,
તેજવંત તપદાનિં કરી વિલસંતાં વિધિ પૂજા હરી.
તે મોટાં સાંહુ કાં જોઇ ? ' રાંડી કાંઈ તે પાધરિ સૂઈ ' ? ૭૧
શબકા બઈઠાં થાકુ કાંઈ, ભારવહા તસ ચાંપઈ પાઇ,
કણુ નીપાઇ ફૂકસ ભોગ, સારા સૂર તણા ઘરયોગ.
'આખુ ખણઈ અહિ કારણિ' ગેહિ, 'તહિ ગાલિ તડિ ભૂસટ' તેહ.૭૨

બ્રાહ્મણ કરિ મૂકયું વાંતરૂ ગ્રહ સઘલા અન્ન પીડાહરૂ,
માથિ કણુ ફેરવીઉ સેર, જાઉ ધરતાં આમઇ મેર.
પાડી હોડ કુઢીઆ તણી, 'રૂડુ પડિ ડભોઇ ભણી '. ૭૩
રસના રામ વિના મોકલી, ચક્ષુ ચતુર્ભુજ વિણુ બહુ ચલી,
પગ પીતાંબર વિણુ બહુ પલ્યા, કર કેશવ વિણુ વિધ વલ્યા,
ફૂડીધા મશિ કાયા ખઇ, 'જાં જીવઇ તાં સીવઇ સઇ.' ૭૪
દેઇ દાંન મ કરિ ઉરતા, પ્રસન્ન કાલિ શું પોતિ હતા ?
કો લેઇ જાતુ દેખઈ શરઈ, રાજાભોજ તલાહાર કરઇ;
એ ઉપકારિઇ માન વિલાઇ, ' હાલુ આવ્યુ નઇ ભૂલુ જાઈ '. ૭૫
ચોર તણાં મંદિર સુર દાખિ, આર્ય કોઇ અંતિ પીડયુ ભાખિ.
' રાજહંસ મણિ મોતી ચિણુઇ,' વિષ્ટા વિસન તે વાયસ તણુઈ '
' કો વારૂ દાખુ વાગરી, ? યશા દેવ તિશી પાતરી '. ૭૬
કિમ કરૂણા આવઇ આમથી, ચોર ન હાંનિ પરયાદથી.
કિમ ફૂડઇ કરમાઇ મદી, ' ખાંટ અમૂલ અભાવ ન નદી .
પુત્ર કપાસી સોના તણુઈ, ' પલ અધ પુલનાં લેખાં ગિણુઈ '. ૭૭
' રાહુ સૂર શશિ વિગ્રહ રાઈ, વિગ્રહિ રાઈ પ્રજા ક્ષય જાઇ ',
વાતપિત્ત કોપિ તનુ કાલ, ' દંપતી વાદિ શીખિ બાલ. '
મન મોહિ ફલ ઇંદ્રી લહઈ ' પાડા વઢિ ઝાડ ક્ષય કહે ' ૭૮
નિગમ નિરંતર રહીયા નાંમિ, સમ્યક સ્વસ્ત્ય ન જાંણુઈ સ્વામિ,
સ્તુતિ સારદા નિરંતર કરઈ, સ્વામી સ્વરૂપ ન બોલી શરઈ,
થોડી બુદ્ધિ લીધૂં હરિ નાંમ. ' ગાલ માંહિથા કાઢયા કાંન. ' ૭૯
ચે શ્રુત વાંણી તોરી લીધ, ' સૂરજ આગલિ દીવુ કીધ; '
યમ રત્નાગુર માહિ મૂંકીઉં, નામ માત્ર મણિ એકજ લીઉ,
કહિ મંડણુ જુ ગાઢુ જાંણુ, ' મા આગલિ મુહુસાલ વિખાંણુ. ' ૮૦

ઇતિ દાંન વીસી.

---

## પાખંડ વીશી.



પાખંડી ગુરૂ માથઇ કર્યા, વામી વેદ ઉવટિ સાંચર્યા.
ધર્મ તણી હાંણિ નવિ સર્યું, ઉપરિ આલિ ધન વાવર્યું.
મિથ્યાલાપિ હોઆ સંયમી, ' ભઈસિ કેડિ પાડી નીગમી. ' ૮૧
પાખંડી પૂજા આદરી, બઇઠા મૂરત પાખલિ ફિરી,
કહિ કુલયુગનુ જોઉ પાર, એહવા ભકત ગુરુ તેહવાઈ.
' નાર સતી પુરૂષ તિમ સતુ, ગાધિ ગૂણિ કલશીનુ વિતુ. ' ૮૨
બહુ પાખંડિમતીના લોક, સર્વ વિખાણુ શરિ બહુ ફોક,
' ઘોડઇ ચડયા કોઇ નવિ કલઈ, અડિ ગાધિ સહુ જોવા મિલઇ, '
' જુ બઇઠા નવિ નિરખઇ કોઇ, તુ ઉભાં દીઠઇ શૂં હોઇ ? ' ૮૩
' મીચઈ આંખિ ન મીચઈ હઆ, ન ચલઈ કાછ ચાલઇ ધોતીઆં, '
' લાઈ ભૂતી વિભૂતી ન લઈ, તન સાંકલી નઇ મન સાંકલઈ. '
' દાંમી ઊંટ સકિ નવિ કોઈ, એ ગાહાદિ દામંતાં જોઈ. ' ૮૪
' અંગિ રાખ મનઈ રાખડી, બાહરિ બાંગ માંહિ બાંગડી. '
' ભાલિ ચંદન મન માહિ ચંદલી, માહિ વન અંતરિ વની, '
' એ ગુડીયા સંસારા દોર, અણદેખણીતે રાજા ચોર. ' ૮૫
ટીલાં કાઢઈ મ ટોકર થાઈ, મૂઢ મિરિહા મંડન કાઈ.
હોઠ હલાવિ જપ જાણિવું, પૂજા ઘાટ મ સિલહલવુ,
એ વિધિ જાણ ડંભક તણી, ' બા ચોરી (નઇ) ગુલ આપણુ ' ૮૬
વૈષ્ણવ ધર્મ લોક નઇ કહઈ, કરણી ચંડાલી મધ્ય ગ્રહઇ,
' સહિ તુ ટાલિ બિ શીસ ન હોઈ, મહિષી ઊંટ ન ચારઇ કોઈ,'
કિમ હોશિ નામિ નિર્મલાં ? ' ડાલિ ઊખલિ બિ મૂસલાં. ' ૮૭
જુ યોગી તુ કાંઈ ક્રોધ ? આતમ સુખ તુ કાઈ નિરોધ ?
સન્યાસી તુ કાંઈ અસંતોષ ? જુ તપ તુ શૂં કારણ લોક ?
જુ વિદ્યા તુ કાં કૂડું કવઈ, ' માથા માનિં શીસક શવઇ. ૮૮

વૈષ્ણવ કાહાવિ વશિ નવિ એઇ, બ્રહ્મ ક્રિયા વિણ બ્રાહ્મણ વેષ.
ગ્નાંન હીન ગ્નાંની માંહિ ભલઈ એક પ્રશ્ન પૂછી નીકલઇ.'

ઇંદ્રિ સાધિ નહી કહિ સધ ' 'કૂડઈ લોહડઈ કટક જુ ખધ.' ૮૯
યોગ ન જાંણઇ યોગી કહઇ, 'ખમણ તુ જુ ખમ નર હુઇ'
ઇંદ્રિ વશિ તુ વૈષ્ણવ નાંમ 'પાખંડી પંડિત પરણાંમ'
કૂડા બોલ ન આવિ વરઈ, ' 'વિણ પાણી મોજાં ઉતરઈ '
રોલી રાખ લાખ સિદ્ધ થાઇ 'હોઆ સાધ વ્યાધ ઘરિ ખાઇ'. ૯૦

ધૂતારી નઈ ધન ભોગવઇ, વાંછઈ યશ કિમ રૂડુ અવઇ' ?
યમ સ્વપનિ સીદુ પ્રાસંગ, ' દેખી ઉનયા ફોહ્યુ કુંભ. ' ૯૧
યોગી વિપ્ર વૈષ્ણવ યન યતી, ' રૂપિં રૂડા ન લહિ મતી. '
કે કે માંહિ પાખંડી કરઇ, નવિ નિર્મલ ઉપરિ મન ઠરઈ.
જુ જાવા લહિ જાત વિચાર, તુ ' હુંડી જાઈ કેહારિ. ' ૯૨

આસન નિદ્રા ડોલઈ શીસ, પુઠ્ઠ કહિતાં આવઇ રીસ.
જવ હેઠુ બઇસી તપ કરઈ, દેતાં દાંન ક્રોધ મનિ ધરઈ.
નિર્ગુણ નીસત નહી નિટોલ, ' નાહ્ને મુહે મોટા બોલ. ' ૯૩
રૂઢ પડયાં નર ક્ષણ સાંભલઇ, ' પાપ કરંતુ નવિ પાછુ વલઇ, '
શીખ શવે ઘરિ ગ્યાં વીસરી, ' પોથાં થોથાં નાંખ્યાં કરી. '
વ્યાસ વચનિ મન નુહિ થીર, ' ઉંટ ઘટિ જમ નાંખ્યું નીર '. ૯૪
ધરિ ધરિ પોથાના ઢિગ ચડયા, મુહુત મુખાધિ વેદ આવડયા.
એક બોલઇ એક નર સાંભલઇ, એક ' સોલ પોલિ નવિ ગણઇ, '
દેખાડિ મોટા આચાર, ' સાજી નવિ રાંધિ કુંભાર '. ૯૫

ધંધુ ધર્મ પાપ પાધરૂં, મોહિ મંનીખિઠા ખરૂં,
શવકહિ શીખ દેઅંતાં હોઇ, બૂડંતા આપિં નવિ જોઇ.
' સાપ ડશુ કિમ ઉખધ કરઇ, ' 'આંદ મરઇ સમ ખાતુ' શરઈ ૯૬
આહિ મઈલા નઈ કરિ સનાંન, પરદ્રોહી નઈ આપિ દાંન,

' મુહિ મીઠા અંતરિ શુણ જૂઆ, માહિ મોટા વિષના લાડૂઆ.
ઈમ કરતાં કિમ જાશુ પારિ ? ' મીંની જઈઆવી કેદારિ ! ' ૯૭
ઘરનાં પાતક તીરથિ જાઈ; તીરથનાં કોટી ગણ થાઈ. '
પાપ અજાંણિ લઘુ લેખવુ, જાંણિં મેર સમાનિ ભોગવુ,
વિણ વિશ્વાધાર વાહાર કુંણ ધાઈ? 'દીહઇ ચડયૂં ચુહુડું લૂસાઈ'૯૮
એક કહિશિં નિંદા કરઇ, ' મોદક મંદાગ્નિ નવિ જરઇ. '
રહિ ' જવાસુ જલિ સૂકાઇ, ' ' ગણિકા પુત્ર ન તાત સુહાઈ.
' સવી ઘૃત યાનિં નવિ સહઇ, ' ' લૂંડી પેટિ ક્ષીર નવિ રહિ. ૯૯
મંડણ કવિતા નાંમી ગણઈ, 'માથિ મણિ કાકીંડા તણઈ,'
કૂડી કાયા હરિ ગુણ સીધ, ' કુડી વડઇ હાથીઉ લીધ,'
ઉખાણે હરિ લાગૂં મન્ન, યમ ' ઉકરડા માહિ રતન. ૧૦૦

ઇતિ પાખંડ વીશી.

## હાસ્ય વીશી.



' પાપમતી નઈ મદિરા પીધ, વઢકણી વહુ નઈ પ્રીય પક્ષ કીધ. '
હૃદય સૂનું ભાંગિ વાવરઈ, ' વ્યાધિં પીડયુ દુઃકૃત કરઈ.
' કમાગીં નઈ કસંગતિ જડી, 'યમ કારેલી લીંબડિ ચડી'. ૧૦૧
થોડી વિદ્યા ચ્યુ ઠીકરૂં, ધન થોડું ધનવંત થ્યુ સરૂં,
' ઉણુ ઘડુ ગાજિ તે ઘણું,' ' પૂર પાંણી ગ્રહઈ આપણૂં,
મર્ણઈ ' સર્વ સુવર્ણ મઈ હોઈ, ' ' કીડી ચડી કાટલઈ જોઈ. ૧૦૨
પરણી નારિ તજી વનિ ગયુ, આલસ અંગિ તપસી થયુ,
કાંમ બાંણુ ન સકયુ જાલવી, રડવડતી સ્ત્રી આંણી નવી,
'શ્વાન ભસાવઈ હીડઈ' ચકયુ, 'બાહરિ નગ્યુ ઘર ન રાખી સકયુ'૧૦૩
કાચઇ પીગઇ ધર્યું ઉનમાદ, કરિ આપલિ ' ઉતાર્યુ નાદ. '
પરણી ઉપરિ આંણી નારિ, કલહુ ઉપનુ ન સકયુ વારિ.
લીધૂ 'ઓર ચિડી મુખિ' શરઇ, આધુ પાછુ કુણ કિમ કરઈ ? ૧૦૪

' કર્મ વિહુણુ કરસણુ કરઈ, મેહ નહીં કે ઢાંઢુ મરઇ.'
જ્યુ કદાચિ વાડી પાધરી, જાઈ ચોર શવિ તે ફિરી.
ચડિ પીપલિ ચડિ નીચી ડાલિ, 'જા પિઅ લાડિ પણુ કર્મ નિલાડિ'

' પાપી ધન શું વિણુજ કરેઉ, બેડી બૂડિ શરસી લેઉ.
એક ચોર પુર માહિ વાસીઇ, સારૂ નયર તે ઉજાડાઇ.
એક કપુત્રિં કુલ સારૂં રલઈ, સૂકઇ બલતઈ નીલૂં બલઇ ' ૧૦૬

કન્યા વેચી વિવાહ કરઇ, છાંડી સ્વર્ગ નરક પદ લહિ,
પૂરવ પુરૂષ હરિષ પાંમશિ, 'વીસ વિસા' જવ કરિ આવિશિ;
યમ કિંકરિ દીધાં અધિક વિતાં, ' પઈ ઊંટ બલા હાકતાં. ' ૧૦૭

પુણ્ય વિના નવિ પાધરૂં ક્ષેત્ર, પુણ્ય વિના ગૌ વિણુસઈ વેત્ર;
બીજુ વિણજ કરઈ અપાઈ, ' કરઈ પાધરૂં ઊંધૂં થાઈ.'
પુણ્ય વિના દુઃખ દારિદ્ર નડઈ, ' બઈઠું ઘરિ કુહાંડાં ઘડઈ. ' ૧૦૮

તીરથિ જાતાં પાગ નવિ વલઈ, પર કારણિ ગાઢેરૂ પલઈ,
સાંભલવા ક્ષણુ ક્ષણુ નવિ ગમઇ, ગુરૂ સેવા નવિ નરસ વમઈ,
લોભિ અતિ આરાસુ ધાઈ, ' ઉઠ્યુ લંઠ જોઅણુ નવ જાઈ.' ૧૦૯

માતા પિતા મારગ દાખવઈ, સજન લોક મિલી શીખવઈ,
ગુરૂ સ્મૃતિ વાંણી સાંભલિ દેખઈ, નૃપ શરિ દંડાફ્લઇ.
એતાં વારીતાં કર્મ કીધ, ' ભુંકંતુ ગાધહ ચોરે લીધ. ' ૧૧૦

કરણી નવિ દેખઈ આપણાં, લોક ધર્મ દેખાડઈ ઘણા,
શીબલી ફૂલ મભ માહિ અહઇ, બાહરિ શોભા જોઈ વહિ,
કહિ કારણિ નવિ ખરચઈ રૂઉ, ' ઉખરલી ખાટિ ચંદ્રૂઉ. ' ૧૧૧

યોગી મિલ્યુ જડી દાખવઈ, બ્રહ્મચારિ વિષયા ગુણુ ચવઈ,
જ્ઞાની ઘરિ બઇઠાં આવીઉ, ધાત કરૂં કહિ કાંઈ દીઉ.
પૂજિ મ જાંણી એ હવા પાત્ર, ' ઘર શરખી એ નુહિ જાત્ર. ' ૧૧૨

ધાતુવાદિ કરઇ ધન આસ, ગણિકા સંગિ સૌખ્ય વિલાસ,
ઘરિ યામાત્ર પુત્ર કલપીઈ, તૃષ્ણાપણુ જમલ જલ પીઇ.
મૂઢ મનોરથ કૂડા ઘટઇ, ' કોઠી ધોતાં કાદવ ઉમટઇ. ' ૧૧૩

ઘરિ ઘરિ વેદ મ વ્યાખ્યા કરૂ, રાખી મનિ યજ્ઞ ઉદ્ધરૂ.
શ્રી ગુરિ જ્ઞાન કહ્યું તુઝ ગૂઢ, તે સઘલિ સંભલાવિ મ મૂઢ.
ગોપ્ય પદારથ પ્રગટ મ ચવું, ' સૂંઘી સૂંઠિ મહારે મવુ. ' ૧૧૪

સુખ ભોગી નઈ સાખ્યજ લહઇ, ગોપી શવે સ્વર્ગ સંગ્રહઇ ?
' ઈંદ્રિ નિગ્રહ યુક્તિ જુ જાઈ, તુ પશુ પાર પાજ નવિ માઇ ? '
' શ્વાન શકટ તલિ ભાર વાહાય, મનિ માંડા તુ લૂખા કાંઈ ?' ૧૧૫

આવી નઈ શરિ દેવ્યા રહી, ઘરનઈ કાજિ પડયાં કિહાં ગઈ ?
ગ્રામ તણી આરતિ જૂ જૂઈ, તે ભાંજેવા સમરથ થઈ !
જોસ ગરોડાનુ પૂછીઈ, ' યમ આંધિ આંધૂ ઠેલીઈ ' ૧૧૬

ચે મનસા વાચા કૃત કર્મ, અણુ ભોગવવા કરશું શર્મ,
હર હત્યા નવિ તીરથ હરઈ, છાયા રૂપ સંઘાતિં ફિરઇ,
ચે અક્ષર લખીયા પટ ભાલિ, 'સુર તણી કિહાં જાઈ શીઆલિ'?૧૧૭

જણુ જણુ આગલિ ગુઝ મ પ્રકાશિ, અંતર આંણી મોટી આસ.
' માગંતા નવિ મુહુગા હોઈ, ' સહિજિ શ્રી નર પાંમઈ સોઇ,
કિમ મુહુગૂં મૂલિં વેચાઈ? ' ગાડિ ચઢયૂ ગોધુ ખડ ખાઈ. ' ૧૮
બહુ બોલંતા કહિ લવાર, કઠિણુ બોલ છિ [પર] ઉપગાર,
વિબુધા હૈઈ વિમાશી જોઈ, ' છેહા છિદ્ર વિના નવિ હોઈ, '
સત્ય બોલંતાં નુહિ હાંણિ, ' પાડુ માંકઈ ખીલા પ્રમાણિ.' ૧૧૯

કહિ મંડણુ જાંણુ સાર, મધ્ય ઉખાણા તણુ વિચાર.
ચે બોલ્યા મૂરખ મહા મતી, તે સુધા કીધા ભારતી.
ચે શમશા પૂરી પદ કીધ, ' બાચક યમ ધૂઆડુ લીધ. ૧૨૦

ઇતિ હાસ્ય વીસી.

---

## સૂર્ખ વીશી.



'મૂરખશું મન કરશુ સંગ,' 'રંગ માહિ તે કરશિ ભંગ.'
'સોના ઝાલ મ પાંણી ખોઇ,' 'મહૂ માલિ ચડાવ્યુ કિમ ટોહિ ?'
'કૈઢનંઇ રાજ કરાવ્યું કરઇ, માંતુ બોકડ મુખિ મૂતરઈ'. ૧૨૨

યે શીખામણ દીધી ખરી, દુર્બુદ્ધી નઈ લાગઇ ફરી.'
યે અંતરિ કૂડી કોથલી, નવિ સાંભલઇ 'બુકી હલી'.
સ્વામીનૂં સરયૂં કિમ ટલઈ? મહૂ મસાણુ ન પાછું વલઈ ૧૨૩

દુર્જન જીભ ન સીરી હોઈ, સજન સાહ્યું પૂઠિ વિગોઇ.
દીધૂં મહુત બહુ જન મલી, 'ફૂટણહારી ચોહાણી વલી.'
'નવ મોદક એલચી મસાંણિ,' આંછે દેખી ન સકે અજાંણિ.' ૧૨૪

ચેહની શીખ અર્થ સાંપડઈ, પામઈ સુખ દુઃખ ક્ષણ નવિ નડઈ.
'કીડા કીટ કપૂરિ નવિ કરઇ, વિષ્ટા વાયસ આસ આવરઇ.'
'રૂડઈ બોલિ લાગઇ માંશુ, કિમ 'ગર્દભ ગુરવનુ જાંણુ'? ૧૨૫

પહિલૂં વચન ન કીધૂં તાત, બીજી લોપી ગુરની વાત,
લોકે પુરણા ન કીધી રીતિ, ભય ભૂપતિ ન આવ્યુ ચીતિ,
'વારીતુ નર પ્રાંણિ પલઈ, જાં ન ભીતિં શર આફલઈ.' ૧૨૬

સજન ધર્મ દેખાડઇ ઘણા, કિમ મન માનઇ મધ્યમ તણા ?
'સ્વર્ગિ થિકી આવી કહિ બાપ, તુહિ ન છાંડઈ અંતર પાપ.'
'યમ 'અસતી પતિ વચન ન સહિ,' 'હસ્તી પહલાણ ન
ગાધઇ ચડઇ.' ૧૨૭

વેગિ પાપ વિશંસિ કર્યાં પરિભવ પૂર સરોવર ભર્યાં,
'જુ પહિલૂં કર ઘાલ્યા હઈઇ, તુ બાઇ કહિ કિમ છૂટીઇ, ?
'ચૂડકરણ ગુણ આવ્યા હઇઇ, શરમૂંડી મૂહુર્ત પૂછીઇ.' ૧૨૮

હારિદ્રી દીઠાં સજનાં, વિલસંતાં વિપરીત વાસના,
પામરનૂં મન હઇઇ ગયૂં, સત્સંગતિ વિણુ વાટ ન રહ્યું.
' નીલૂં દેખઇ ભીંપી ભણી, પૂઠી ચક્ષુ ભાદ્રવા તણી ' ૧૨૯
સાન વિહુણુ સમૃતિ શું કરઇ? 'બહિરા બોલ ન આવઇ વરઇ.'
વિનઇ નહી જવ વ્યંઠુ હોઇ, ' કુહિ નાકિં ગંધિ કિહાં લીઇ ? '
' પામર શા પ્રતિબોધા વરઇ ?' અંધ અરીસુ કહિ શૂં કરઇ? '૧૩૦
' આંણીતાં આઘેરૂ જાઈ, વારીતાં વાંકેરૂ થાઈ.
' સ્વાંન પૂંછ નલી ખટ માસ, તુહિ ન છંડઈ વંક અભ્યાસ. '
શીખ દેઅંતાં સાહૂમું ભડઇ, 'મુલિ લોહિ ન પોગર ચડઈ.' ૧૩૧
હીનમતી નઈ આદર કરઈ, તનું અહંકાર ભારિં આવરઇ.
મુહુત દેઇ મનાવઇ કોઈ, ' વીંછી કાંટુ અધિકુ હોઇ. '
' નૈરસ કાઠન ભાજઇ નમઇ, આછી છાશિ ન પાંણી ખમઇ.' ૧૩૨
મૂરખ નઇં દીધુ ઉપદેશ, ઇતર તોણ્યુ આણ્યુ રેસ,
' યમ ભૂઅંગમ પાયુ દૂધ, સાજુ શીહ મૂકાવ્યુ રૂધ. '
સામૂંહ સંભારિં પુર દહ્યું, 'ગહિલા ગામ મલા વશિ કહ્યું'. ૧૩૩
દુર્જન જીભ ન સારી હોઇ, સજન સાહમૂં પૂઠિ વિગોઇ,
દીધૂં મહુત બહુ જન મિલી, ' ફૂટણહારી ચોહાણી વલી. '
'નવિ મોદક એલચી મસાંણિ, આંજી દેખી ન સકિ અજાંણી.' ૧૩૪
' પાસ વિના નવિ લાગઇ રંગ, નારી સતી નવિ મોડિ અંગ .'
કુલવંતી વિણુ શીખ ન ગ્રહઈ, છિદ્ર વિણુ કો છિદ્ર ન કહઇ.
'કંબલિ ખૂંલખી ન પાડઇ કોઇ, જાતિભાતિ પડઈ નર જોઇ. ' ૧૩૫
ગુરૂ શીખામણુ સારી દિઇ, મનસા મૂઢ ન આવઈ હૈઇ.
સારા બોલ તે સઘલા ગલ્યા, ' સમુદ્ર માહિ સાતૂ યમ ભલ્યા. '
' નીલજ ગુહ્યક ઉગ્યુ ખીજડુ, સાહ્મૂં કહિ હૌઉ છાંહીડુ. ' ૧૩૬
વિષ્ણુ ભકિત વિદ્યા આવડી, ' ન વીંટીઆ વીંટી સાંપડી. '
'બાંધી પાહાણુ જાણુ કિમ તરઇ' ? ' આપિ મરઇ બાપ શું કરઇ ? '

'કૌઅચિ કેલાં લેવા મલી,' 'મડઇ માંસ ન ભૂખી ડાકિણી. ૧૩૭
સાચાં કૂડાં કારણ જોઇ, પુણ્ય પાપ વિપરીત ન હોઇ.
બ્રહ્મ શૂદ્ર સુત રાજા રંક, 'સંગતિ નાહ્માં શરખા અંક.
બ્રહ્મસૂત્ર રાજા છત્ર ધરઇ, 'જે જેહ્વા તે તેહ્વા શરઇ' ૧૩૮
ગ્રંથ માંહિ મુનિ બોલ્યા મર્મ, પર કારણિ અતિ કીધુ શર્મ.
પુણ્ય વખારી ખાંડયાં પાપ, 'વારી અંગિ હોઉ પ્રતાપ.'
સતિ વાંણી કિમ કૂડાં ખમઇ, ચોર ચાંદ્રણું કિમ ગમઇ? ૧૩૯
એ અભ્યાસ આયસ ચે કરઇ, શીખતાં શુદ્ધ હૈયડઇ ધરઈ,
ચે પદ માહિ કર્યા પરમેહ, આદરતાં નવિ પામઇ દેહ.
માંડણુચુ સ્વામી પ્રતિપાલ, 'ગાઈ ચારઇ તે ગોવાલ' ૧૪૦

ઇતિ મૂર્ખ વીશી.

## અદ્ભુત વીશી.



સંગતિભાવિં ઉવટિ સાંચર્યું, આપમતિ અહિંકારિં ભર્યું,
મેહ્લંતાં મનિ આવિ લાજ, અણમૂકંતાં વિણસઈ કાજ,
માંન પુણ્ય મન બિહ પરિ બાધ, 'સસરૂ વૈદ્ય કઠાહરઇ બાધ' ૧૪૧
દયા કરી પરપીડા હેઇ, અવગુણ બોલિ પુણ્ય નુ ગ્રહીઈ,
દુષ્ટ બુધ્ધ હોઉ અપગાર, કીર્તિ કર્મ ચડયુ અઘભાર.
'ડાહા સવહું મિલી એકજ બુદ્ધ, ચેહવી મનસા તેહવી શુદ્ધિ ૧૪૨
ઉધમ કરતાં ન ફલી આસ, દૈવ તણુ આગલિ થયુ પાસ,
દેવ દૈવ કરી બિશી રહિ, કહ ઉદ્યમ પાખઈ નવિ લહઇ,
જો ઉપરિ ઉદ્યમ દૈવહ તણી, 'એક ડાવી બીજી ચમણી.' ૧૪૩
ચે ધન ચોરિ આપણું હર્યું, કહિ લહિણૂં કિ દેણૂં કર્યું;
'વિણ અપરાધ દીધ પરિહાર, કહિ વલ વાલ કઈ આગલિં ભાર;'
એ તુ કો નવિ લહિ વિચાર, 'ધવ ચીકણા કઈ બૂઠા કુઠાર.' ૧૪૪
વિનિ વિવેકિ છાંડા ચવઈ, પ્રતિબોધિ નંદા પરઠવઈ,

વઇરાગી વઇદાગી કહિ, ધર્મ પુણ્ય નવિ અંતરિ લહઈ,
'એકઇ કાહિ કાંઇ તમે હણું ?' એ વિરાંસુ દીકિરા તણુ.' ૧૪૫

'જુ પગિ બેડી સોના તણી, આયસ બેપ ન અધિકુ ગિણી'.
જુ ચંદન મલિ ચરચ્યુ દેહ, મર્જનિ સિદ્ધ પખાલિ બેહ.
'પંકિ પંક મ ધોઉ આપ, તિજિ શુભાશુભ ટલઇ સંતાપ' ૧૪૬

મઈલ વાસસી નહીં વઈરાગ, નૃમલ એકજ પરઠઇ દાગ.
વૈષ્ણુવ અર્થ એકઈ પાતકી, અન્ય ઘણે કહિવાઇ સુગી.
'મોટાં મરણ મૂરખનઈ રાજ,' પઇલા ઊખાણાનૂં કાજ. ૧૪૭

'ઘરનાં પાતક તીરથિ જાઈ, તીરથનાં કોટી ગુણાં થાઈ'
પાપ અજાંણિ લઘુ લેખવુ, જાંણિ મેર સમાં ભોગવુ.
વિણુ વિશ્વાવાસ વાહારિ કુંણુ ધાઈ?'દીહિ ચડયું ચૂહુદું લૂસાઇ' ૧૪૮

અણપૂજિ અવિગત પદ લહિ, મૂરતિપૂજ કો બીજુ લહિ ?
કૌલક મતિ તહ્મો કાં વેધીઉ? 'મામા સાપ કહિતાં છૂટીઉ.'
નિર્ગુણ મારગ કાં આદરૂ?, 'સાપ તણા મામા થઇ સરૂ.' ૧૪૯

વેદ પુરાંણ પંથ પરહરિ, વાગ બ્રહ્મ કો બીજુ કરી, ?
અક્ષર જગ પેખીઉ પાષાણિ, વેદાતીત મ જોઉ જાંણિ.
નિર્ગુણ મારગ કાંઈ આદરૂ?, 'સાપ તણા માંમા થઈ સરૂ.' ૧૫૦

નિર્ધન ધની પ્રતિ નવિ મિલઇ, જાણિ મિત્ર કિંવારિં ટલઈ.
'નાનું નિરતું વદઇ તે વાઈ, હાથી ઢંઢોલિં ઘર જાઈ.'
'ભૂખ્યુ વેચિ મહિલા આપણી, કુમાર્ગિ કુધારા ભણી.' ૧૫૧

દુર્બલ ચે ચે કરઈ ઉપાય, તે 'શવિ આટા રેહણિ જાઈ'
'રોઅણહારી ન વંધ્યા મૂઈ, કૂંચ મૂંડામણ યમ પાવઈ'
મનુષ્ય મૂત્ર કાઢી કલ્પ જોઇ, 'માંકડ મરણ હશારથ હોઈ.' ૧૫૨

જેતલિ નરિ લીધી આખડી,' આવ્યું નહી ઊપરિથ્યું પડી.'
'વાવ્યું બીજ તણું સહિકાર, ફલ વાંછઈ વિણુ વાધ્યા દાર.'

'ચેતલઈ ખણ્યૂં નથી તલાવ, જલ માહિ મગર ાપઠુ આવિ.' ૧૫૩
દીસિ રૂડાં વ્યંઠાં ચીત, ' વિણુસણકાલિ બુદ્ધિ વિપરીત.'
'જુ ચંગા દેખી ચક્ષુ ચલી, ઘાલઇ સાપ મુખિ આંગલી.'
' કિમ નવિ ઊપજસિ તે કાલ, 'જુ ચીભડે નીસરી વિરાલ.' ૧૫૪
મૂરખ મૌન વરત આદરૂ, 'ભીર ભલા અભલા પરહરૂ.'
નારિ નપુંસક સંગ મ કરૂ, વિનુ વિરાગ કાં નવિ આવરૂ ?
' આલસ લાઈ બઇસુ રાખ, 'બાધી મૂંઠિ લહિ એક લાખ.' ૧૫૫
જનમ મરણ મધ્ય મોટાં કામ, 'બોલ્યું બિરદ દીધી બદામ,'
'દની માહિ દાતારે રાઉ, ગાંમગલમાંણું શેઠિ ચસવાઉ.'
ક્રીડા વચનિ ન આવિ ધાત, ' ઢંકિ વહુએ પ્રાછી વાત.' ૧૫૬
પંડિત પેખી કૂડાં કવી, જાણિ સમકિત આવઇ હઈ.
નવિ નેસાલ પેખઈ ગુરૂ છાત્ર, વિભચારણી પેખઈ પતિ ગાત્ર,
' વેશ્યાપુત્ર પિતા ન કહાઈ, દેખી સાપ દીવુ ઊ[illegible]ઈ.' ૧૫૭
ઉછવ અસુર તણાં હરખીઇ, કુંભી નર નિઃસંતા જઈઈ.
મેછન મૂકાવુ કરિ ચડી, ' ઉકરડા વાંછઈ ગાવડી,'
એ ટાલઇ તહ્ય પુણ્ય વિરા, કિમ ' માંગલિં જાઇ દીકિરા ?' ૧૫૮
' વેશ્યા વિણુજ અરથ નઈ ભોગ, વરતણ વ્યાસ પુહુચિ પુણ્ય યોગ,'
કુસમ સુગંધી વરતણ સાર, હરિ નાંમિ ઘરિ વિલસુ સાર.
' પૂરણ ઉદર નઇ રામતિ રાજ,' એ ઉખાણુ ' કાજિ કાજ.' ૧૫૯
જોઇ જાઈ નવિ કેણઈ જંમ, મંડણ સૂધુ મોડુ મર્મ.
રામનામ એક રહુ અનુસરી, એ ' શીંગે સાંકલ ઉતરી.'
હરિ વારણુ હરિ કેવલ લીઉ, એ ' કાંટિ કાંટુ કાઢીઉ.' ૧૬૦

ઇતિ અદ્ભુત વીસી.

# રાજનીતિ વીશી.



' શાસ્ત્ર ન સાહ્મી સાહઈ હાથ, પૂઠિ પુરાણ ન પાડઇ બાથ,
સ્મૃતિ બૂસટ માર્યું ન કોઈ, સદગર સાથિ ન આવી જોઈ.
ક્યન્ય જનમાંન કરૂ વિખાંણુ, 'આકની લાકડી રાઉલીની આણ' ૧૬૦
હંસા વિધિ સ્વર્ગિં સંભલ્યા, કઇ ઉપગારિ રૌરવિ રલ્યા.
કે કૂડે બોલે ઉધ્ધર્યા, કે સાચઇ અઘભારિં ભર્યા.
વાંણી વેદ વિચારૂ એહ, ' રાઉ માનઈ પૂર્વ દેશ તેહ.' ૧૬૨
કે પોષ્યા અન્ન આંણી દયા, કે પોષ્યા મુનિ સૂધી ક્રિયા,
પ્રીતિ કરી પોષ્યા વૃક્ષ વારિ, પોષ્યા પૂર્વ પુરુષ સંભારિ.
દુષ્ટજીવ માંજર મ પાલિ, એ ' વાટલી ત્રાટલી નીકાલિ.' ૧૬૩
ભુલુ પંથિ પલુ વિપરીતિ, પૂંછું પાછા વલવા રીતિ,
સુદ્ગુરૂ વાણી જુ સાંભલી, તે કાં મેલ્હું પાંમી રલી ?
દીર્ઘ દોષ કાંઇ નવિ લહુ? ' જાણી વાટ સખાલી કહુ.' ૧૬૪
જુ દેખઈ ડાંડુ પાધરુ, તુહિ 'રાજમારગિ સાંચરૂ'
સ્વર્ગ દેખાડઈ જૂ ટૂંકડુ, તુહિ સ્મૃતિ મ મેલ્હું થકુ.
'સુવર્ણ છિરિકાપેટિ ન ગિલઈ, ઉદ્ગઈ પાંણી ઘર નવિ બલઈ.' ૧૬૫
પાલી પ્રજા ઉસના રાઉ, કાયર ચ્યંતઇ અન્ય અપાય,
નીતિ ન નિરતી અંતરિ ચડી, ' બાહરિ મુક્તિ રહી રડવડી. '
રાજધર્મ ના હુઇ આપણું, ' નાચણહાર વાંકૂ આંગણું ૧૬૬
ગૃહી ધરિ મોટિમ જાંણી નહી, 'રડવડતી મુક્તિ છઈ કહી.'
' કલ્પવૃક્ષ આવ્યુ આફણી, સાંન વિહુણે નાંખુ ખણી,'
' વાહિ નાખ્યૂં વગડામણું, નાચણહાર વાંકૂ આંગણૂં. ૧૬૭
જઇ નઈ વનિ વિગૂવઇ કેય, તપ તીરથ ફલ ન સકય લેય,
મઈ ઘર મૂંકીનઈ શૂં કીઉ, ? પવનસાધ નાં પદ પેખીઉ.
વાહિ નાખ્યૂં વગડામણું, નાચણહાર વાંકૂ આંગણૂં. ૧૬૮
પવનસાધનાં નાખ્યુ મેલિ, કહિ ' સ્વામી આંહાંથી ઉવેલિ.'

ગૃહી વિના નવિ કો ઉધર્યું, 'પુંત્ર પજાવા પાખલિ ફિર્યું.'
'ધાર બઇઠુ મિરીડા ગિણૂં,' 'નાચણહાર વાંકૂ આંગણૂં' ૧૬૯
પુત્ર સવિચારુ પિતા પૂંજીઈ, શામા સાર શેવ પતિ લીઈ.
સ્વામિ ભગતિ ઉલગૂ વિચાર,' યે ચેહનઇ તે તેહનઇ સાર.'
પાંમિ મોક્ષ ન આદરવિણૂં, નાચણહાર વાંકૂં આંગણૂં. ૧૭૦
ઘરમાકુલિત શીત સુખ કરઇ, સીતાકુલિત અગ્નિ આવરઈ,
ઘરવટ વાડિ પાંચ મિલી જાઈ, મનિ પરિણાંમ સ્વજન સમવાઇ.
રાજપીડિ શમઇ કિમ કોક,? 'વ્યાસ કુષ્ટિ એ પડીયા લોક.' ૧૭૧
ચેહ શરિ અવની દીધુ ભાર, મેહલ્યા લોક મકાતી સાર,
ગહિલા ગર્વ ધમ્મ નવિ જોઇ, અર્થ કારણિ વ્યર્થ વિગોઇ;
ભેદ ન જાણઇ ભૂપતિ ભૂર, 'વાઇ અલગા ડાંગે તૂર.' ૧૭૨
'દેશમાહિ યે વરતઈ પાપ, તે ભૂપતિ યમ દેસિ જાપ;'
'ગ્રાંમ તણાં ગ્રામધિપ સહિ, વર્ણ વર્ણવડાં નિરવહઇ.
એ સત્ય વાંણી આણુ ધડઈ, 'ઊટ મરઇ કાપડ શરિ ચડિ' ૧૭૩
રાજધર્મ સાંભલીયાં રાઉ, અવની સુખ નર ચડિઇ ઉપાય;
ચેહ પ્રધાંન નીતિ નવિ લહિ, પીડિ પ્રજા ભૂપતિ નહી કહઇ.
'શીહ પ્રણાલિ ગયુ નિસરી, ઉટ બારિ ન માઇ ધરી.' ૧૭૪
કો કન્યા વેચી વૃત્ત લીઇ, કો ભૂપતિ પ્રજા પીડીઇ,
કો સુત માગઇ જૂ હરૂં તાત, કારણિ કલત્ર સંતાપઇ માત;
'લાગૂં ગાલિ ગલૂં અતિ ઘણૂં, કો પલ ખાસઈ પીંડી તણૂં?' ૧૭૫
અવનીપતિ અતિ પાલઈ લોક, જાંણી એ નિધિર ખિતારો લોક,
ધનલોભી ભવિ ભરઈ ભંડાર, શેવા સ્વામી કરેવા સાર.
પ્રજા પીડિ કરઇ સુરસાદ, 'વેચી ગજ અંકુશનુ વાદ.' ૧૭૬
શુદ્ર શશ્રૂષા સુધી વાટ, પાંમ્યાં સુખ વિપ્ર પૂજ્યા માટિ,
તીરથિ બઇઠાં જન જાઈ, પાલા દ્વિજ મુખિ સ્વાસ ન માઇ.
જાત્ર કરી ગુરૂ પીડા પાદ, 'વેચી ગજ અંકુશનુ વાદ.' ૧૭૭
ધમ્મ વડૂં સાંભલીઉ કાનિ, પ્રીતિ કરી બઇઠુ વિણુ સાન;

ન્યાતિ આપણી અલગુ કરૂ, ફિટ ફિટ થાઇ લોકિ ફિરૂ.
વામી યશ શુ એ ઉન્માદ, 'વેચી ગજ અંકુશનુ વાદ'. ૧૭૮
ગીત કરી ગાઉ ગોવ્યંદ, વાંણી વિશ્વરૂપ રતિ છંદ,
રાગિ કરી રીઝાવુ રાંમ, મહિમા મ ાવુ નિતુ નાંમિ.
' હરિ મેલ્હી નર કરસિ નાદ, 'વેચી ગજ અંકુશનુ વાદ '. ૧૭૯
લક્ષ ચુરાસી ધરીઆ દેહ, માનવ ભવસુ અધિક સનેહ,
વાણી આવઇ વિષ્ણુ વખાંણુ, તુ મંડણુ અવતાર પ્રમાણુ;
ધિક માનવ [જુ] હરિ પ્રમાદ, વેચી ગજ અંકુશનુ વાદ. ૧૮૦

॥ ઇતિ રાજનીતિ વીસી ॥

## વૈરાગ્ય વીશી.

નરિ ધન મેલી આશાપાશ, વિલસઈ કુટુંબ ભોગવઇ આપિ,
'પરમાનંદ દીવાલી કરઈ,' 'સુપડ કાકરડા સંગ્રહિ,'
' પડયુ કુટંબા એણુ અપાય, માંકડ નાચઇ યોગી ખાઈ ' ૧૮૧
તડકુ શીત વર્ષા શરિ પડયાં, ઉદર ન પૂરૂ વિણુ રડવડયાં,
અર્થવિનાશ વિછાંડયા ભોગ, મન વિના તનિ સાધુ યોગ.
' કુલ વંછ઼ં મુનિ મારગ લીધ, 'કરૂં કરાવૂં ફોગટ કીધ '. ૧૮૨
કાજ શવદ્દંનઈ હરિશું સરઈ, ધન કેડિ કહિ નાવઇ પરઈ.
પુત્ર કલત્ર છાંડઈ જીવતાં, કેડિ કૂડાં દીધ ન મતાં.
તેહશૂં મોહ ન આવઇ લાજ, 'કાબલિ ભીનઈ ધાબલિ કાજ'. ૧૮૩
વનવાસની વિસમી વાટ, ઘર ઊબર દોહિલું ઘાટ.
જુ માયા મેહલી નીસરૂ, [ તુ કાં મોહ કટંબિ ધરૂં ? ]
' કાલા કાંઈ ન કાશી જઈ ? ભઈરિવઝાંપ તુ ખિસતી કાંઇ ' ? ૧૮૪
મન છંદશઈ આતમારામ, તિહાં વલગી રહિ બાંધી માંમ.
પૂછિન એણુ ભમર પતંગ, હસ્તી મીન ભૂલા તનુ ભંગ.
ઇંદ્રિઅવસિ થઈનઈ કાં મરઈ. ? ' પાંચ ઘર ડાકિણિ પરહરિ ' ૧૮૫
પરમહંસનઈ પાપ નવિ ગમઈ, મન માનૂં જુ મોકલિ રમઈ.

જિમ જિમ આતમ હરિ અનુસરિઇ, ઇ કોડિ મૂંકંતાં સરઈ.
'યમ યમ રાઉલિ વરૂ જાઈ, તિમ તિમ ભંડારી દુર્બલ થાઈ!'૧૮૬
'ભૂપતિ પાશિ અમોયત જાઈ, સહજિ આય સંકોચી થાઈ'
યમ યમ દૂરિ પડિ પરધાંન, 'દૂર વસારા ન લહઈ માન.'
આપિ આપ હણ્યૂં કિમ ગમઇ? એ 'પગ પેટજ દેહાગમઈ.'૧૮૭
માયા મમતા આશા ભીર, કાં થાઈ કરિ તૃષ્ણા થીર?
એ ચિડી ઘર તાહારા તણી, તે શવિ કરૂં ગુરૂ શા ભણી?
જુ તૂં તેહનઈ માથઈ ધણી, 'રાઉલી આંણુ સીહાશિ આફણી.'૧૮૮
દમ દક્ષા વિણુ ન રહિઈ કાંમ, ક્રોધ ક્ષમા વારેવા ઠાંમ.
શમઇ સંખ્ય લોભ કલ્પના, મોહ ન વરઈ વૈરાગ્ય વિના.
મારિન મનસા નારિ સોહવસી, 'કમંરિ કટારી ઢીક ઉપરિ કિશી? ૧૮૯
ચે ઇંદ્રિઇ મન આવી રહઈ, તે ટાલી અન્ય ભોગ નિગ્રહઇ,
'કહુ કિમ નીગમીશિં કાલ, જુ લૂશી લિશિ રખવાલ.'
કરઇ 'કાછીઉ કિશુ ઉપાય, જુ એ વાડિ ચીભડાં ખાઇ?' ૧૯૦
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, જાતાં દુઃખ દેખઈ અતિ અંધ.
જુ આપણપૂં છાંડી રહિ, પાછલિ સોખ્ય અનંતા લહિ.
કાજિ ન કહિનઇ આવઈ સોઇ, 'એ પાંચિ પીઆરાં હોઇ' ૧૯૧
શ્રવણ સુણંતાં રાખુ વાત, અંખિ વસી નવિ આવઈ ઘાત;
જુ પદ પાણિ ફરી ગ્રહ રહ્યુ, તુ મન કલપઈ સુહુણાં લહુ.
કૂડ કટંબ તણુ એ સંચ, 'એ અંગલી ન શરખી પંચ'. ૧૯૩
ઇંદ્રિ ત્યાજિ તિજ્યુ સવિ સ્વાદિ, સુખ દુઃખ મેહ્લી પાડ્યુ સાદ;
વિસન ભિસન બોલેન વૈરાગ્ય; મેહ્લી માયા ભયુ વૈરાગ્ય,
સાંન વિહુણુ સંસારી હસઈ, 'આંધે કણબી ગામ ન વસઈ'. ૧૯૪
ઘર મેહ્લી નર નાગુ થાઇ, વિકલ વરાંસઇ જોવા જાઇ.
ઇંદ્રિયનુ યોગીશ્વર નાંમ, પ્રતીનિ ઇસ કરઇ પ્રણાંમ,
અવની આનંદ વરે નિકંટ, 'વાજઇ દેઉલિ સાજા ઘંટ'. ૧૯૫

જુ કેણિ તુઝ દીધી ગાલિ, તુ પહિલી મ પાછી વાલિ.
જુ એકિ દૂહ્વાણુ હેઇ, તુ અધિકી કાં બોલાવીઇ ?
મર્મ સુણીનઇ કાં તડફડઇ ? 'બાઇનાં ફૂલ બાઇનિ ચડિ.' ૧૯૬
જે જે વઇરપણું લેખવિ, તે જાણે મિત્ર તાહરા થવે.
જીભ હલાવી પાતક ધોઈ, તે કાલાં સઘલાં તવ જાઇ.
કરસિ ન દાંહ કભાવન મન્ન, 'છેદી નાક કરઈ અપસકંન!' ૧૯૭
ન્યાની સુખુ શાંતિ કહઇ, ધારિ વસ્ત્ર અચાચો વહિ.
હરિભક્તા હરિપાંશુ ઝિરઇ, 'દૂધિ વછ પૂંછ ફરહરઇ.'
'કાલુ ગુલ સવાદ ન કહિ, હસતાં હરખિ અંતર લહઇ.' ૧૯૮
જે જન સૂધા લાગી શીખ, છાંડી રાજ સ માગી ભીખ.
ભૂધર કાપિ કરઈ પ્રસાદ, સપ્તા ગિર તેજિ લહઇ લઘુનાદ,
વરિ પુત્ર મૂઉ સાંસઇઇ, 'વર્તુ લડસડટ ભાંજીઇ.' ૧૯૯
રતિ બોલી અરતિ વિલસીઇ, તનુ આધાર આહાર બહુ લીઇ,
સારા ગ્રહ પસારઇ પડયુ, હરિ ધ્યાએ હરવા તડફડયુ.
અક્ષર એકઇ અધિકુ વલ્યુ, 'અંગલી આપતાં પુહુચુ ગલુ.' ૨૦૦
પ્રથમા અંકૂરી એક પરા, પરા અંકૂરી પશ્યતી વરા,
પશ્યંતી કુણુ મધ્યમા કરી, મધ્યમા અંકૂરી વૈખરી,
પરાત્પર વૈખરી કિમ કહિ ? મંડણુ નામ લવારી કહિ. ૨૦૧

ઇતિ વૈરાગ્ય વીશી.

---

## સજ્જન વીશી.



કુલવંતુ નઇ ક્રિયા ઘણી, ઇંદ્રય વશિ નઇ તીરથ મણી.
ધન પૂરિત નઇ અંતરિ દયા, વિનય વિવેક નઇ ભૂપતિ મયા.
શ્રાધ્ધ પાત્ર નઇ મલ્યુ રવિ રાહુ, 'મા પ્રીસણુઈ મુહુસાલિ વીવાહ.' ૨૦૧

નિર્મલ કાયા નઇ નિરોગ, બીજઇ આશ્રમિ પામ્યુ ભોગ,
કવિતા વિણુ પ્રતિબોધ ન કવઇ, વ્યાસ વચન વિણુ ના રદ ચવઇ.
વાડવ વિષ્ણુભકિત આવર્યુ, ' આગઇ શંખ ગંગોદક ભર્યું.' ૨૦૨
ઇંદ્રિઇ વસિ જુ રાખ્યાં આપ, ત્યજૂં કલ્પના મન સંતાપ.
સ્વામિશરણ નવિ મૂકઇ ઘડી, મનસા મેહેલિ સંતોષિ જડી.
' હેમ કચોલૂ કરિ જો હોઇ, ઘાલઇ ભીખ નહી કો કોઇ.' ૨૦૩
કાયાકલેશ કરઇ પર કાજિ, પામઇ સુખ તુહિ મ ભાજિ,
' પાશૂ વસ્ત્ર જુગલઇ હોઇ, રંગ્યુ શરિ ભૂપતિ નઇકોઇ.'
' ચર્મ્મ ચીરા વિણુ રકત ન જોઇ,' 'મૂઆં પાખઇ સ્વર્ગ ન હોઇ.' ૪
વિદ્યા વિસન અસન વર વીખિ 'અધિક પાહિ અધિકારી શીખિ;'
મ કરિ અ્યંત ચડઉ બરિ હેઉ, ત્યાગીજન ફલ એ વાંછીઉં.
કાં કહિ ' શ્રી સરસ્વતીનઇ જડઇ' ? ડંભક દાતક પૂરિ ન પડઇ'. ૫
વૈષ્ણુવ હરિનામિ પૂરાંઉ, અન્ય પ્રબોધ ભલા તાં દીઉ,
' ક્ષાર સમુદ્રમાંહિ મીઠું કૂઉ, ' બીજી શીય મતિ તસ દીઉ ?
ગાઢુ ગુરૂ થઇ દક્ષા દીઇ, એ ' આંબિઇ તોરણુ બાંધીઇ.' ૨૦૬
' ફલકાલિ તરૂઅર નમતા જોઇ, પયભારિ ગૌ સો પરિ હોઇ. '
વૈષ્ણુવ વિગતઇ કરે પ્રણામ, હરિઇ કીધાં મનિ વિશ્રામ.
વૈષ્ણુવ મનિ અહંકાર નવિ ધરઇ, ' ઉચા મેહ નીચા થૈ ભરઇ' ૨૦૭
સજન મનિ ન હરિપદ ટલઇ, લોક માહિ શરિખા થઇ મિલઇ,
નારી કુંભ શીશિ સાચવઇ, વાટઇ વાત પરિ પ્રીછવઇ.
' હાથીદાંત બિહુ પરિ હૌઆ, ચાવઇ અન્ય દેખાડિ જૂઆ ' ૨૦૮
સજન જૂઆં કહિ સાત્વિક સરિ, સજન સંગતિ અધિકાં વહઇ,
' મોરનાં ઇંડાં કો ચીતરઇ? 'ઘડુ ઘડાનુ થાહાર સુ કરિઇ. '
' ખાંણુ વધારઇ અશ્વ આફૂણી, પ્રીશૂં પોતઇ જોઇતે ઘણી. ' ૨૦૯
પ્રસન વદન સદા મનિ ચંગ, પરઉપગારિ ' પદિ પદિ ગંગ. '
સોઇ સજનની લાભઇ સેવ, જાણું 'દૂધિ વુઠા મેહ.'
' દેવઇ ગાચિ રખિ પૂરઇ દીહ, ' ' ગાઢૂ ગયુ તગતગઇ લીહ'૨૧૦

નાહ્હાના લગઈ અન્યાક્તિ ચે કર્યું, દેવ દેવ કરતાં ઉછર્યું,
વિષ્ણુ વિષ્ણુ 'એ દૂધ એ દહી', શ્રીપતિસેવા મૂકઈ નહી.
'હાથીદાંત જે નીસર્યા,' તે કો દેખિ ન પાછા કર્યા. ૨૧૧

મારુ મોહ મછર મદ કામ, ક્રોધ લોભ મારેવા ઠામ.
મારુ તૃષ્ણા આશાપાશ, મારૂ કલ્પના મમતા લાસ.
એ હંસા મમ લેખઇ ગિણું, 'એ હસતાં રોતાં પરહુણુ.' ૨૧૨

આ અસી છલિ છલ્યું ન જાઇ, 'ધન્ય તે ઉદર જન્મુ માઇ.'
વાહારઇ વિગતિ જણાવી વીરિ, આવ્યુ અર્થ ઞ્યુ રહિત શરીર.
અંગિ આલસ આંણુ અતિઘણુ, એ 'હસતાં રોતાં પરહુણુ.' ૨૧૩

અદગર વૈયણુ મ મેહુ દૂરિ, વિસમરામ જમલા શશિ સૂર;
નાહિ તૂં નિર્મ્મલ જાંણી ગંગ, 'દેહરી દેહસુ આતમ લંગ.'
'જુ પ્રતિમા પર દૈવત જાંણુ, પૂજુ ગિરિ ગિરિગણુ પાષાણ.'૨૧૪

સંત્ય શૌચ સુત સુધી ક્રિયા; ક્ષમા દયા પ્રતિપાલણુ પ્રયા,
તે મેલ્હી વિણુ ભાવિ માઇ, તીરથ આલિઇ મ નીગમઇ.
'રૂડૂ વર પાડા કૃત રોલ અર્થ માંડઇ ગિરિમાથઇ ઢોલ' ૨૧૫

સજન રાજ દયૂ સંતોષ, શ્રી સુત તણુા સયશ સંભોગ.
ઇંતર પતિ આદરૂહ અનંગ, 'ભવન ભૂખ પ્રાસાદનુ ભંગ,'
દાશી દયાત્તમ ઇર્ષા માણુ, 'માનુ દેવ મ માનુ પાષાણુ.' ૨૧૬

વૈષ્ણવ વૈષ્ણવ કા નવિ મિલઇ ? પાપ ન જાઈ પાપી ટલઇ.
કર્મ્મ ન કાંપઈ કીરતિ રહિ, ધ્યાન ન આવિ ધ્યાની કહિ.
ભુઇ ન આવઈ જાઈ ભુઇ, 'હાલી મિત્ર કોઠીખડે દ્રુ.' ૨૧૭

ગુરૂ વિણુ મંત્ર કુણુ શીખવઇ? ગુરૂ વિણુ કવિતા બંધ ન કવિઇ.
ગુરૂ વિણુ વાય નિરોધઈ કાઇ, ગુરૂ વિણુ પૂજા વિધિ નવિ હોઈ.
અહિજાઇ ન દત્ત થઇ જૂઉ. 'પાલાં કિશુ રાઉલુ દઉ ?' ૨૧૮

' જઈન તણી લ્યુ જયણા સાર, વરતુ વેદ કર્મ્મ આચાર. '
' અસુર તણુ આંણુ વીસાસ, શેવુ આદિ પુરૂષ અવિનાશ. '
' એ રજમાંહિ તજ કાઢિ જોઇ, સોલે વાલે ગદીઆણુ હોઇ'. ૨૧૯

ત્યાંન જાઈ અંતઃ કરણ વસી, અંતઃકરણ લિ ઈંદ્રિઇ ગ્રસી,
ઈંદ્રિ મન વાહ્યાં તે સરઇ, મન તે બુદ્ધિ કહિ વિચરઇ.
બુધ્યાતીત ગીત કિમ કહઇ ! માંડણ નામ લવારી લહઇ. ૨૨૦

ઇતિ સજન વીશી.

---

## દ્વૈત વીશી.



પ્રાંણી ધર્મ્મ જૂ જૂઆ કહુ, યહાં વિચાર નવિ સૌક્ષમ લહુ.
પંચભૂત પિંડ સઘલા ઘડયા, તિમ જાણુ કંધિ એક ચડયા.
જુ અંતરિ આવીઉ વિવેક, ' ડાંગઈ મારૂં પાણી એક'. ૨૨૧

કે ઉપવીત પેટિ નવિ ભણ્યાં, તરક મ સૂનતિ સાથિ જણ્યા.
શિર નો લૂંચિ શ્રાવક નીસરા, ફાટે કાંન ન યોગી ગર્યા.
કર્મ્મ વિકારિ કર્યાં આપણા, ' ઊચનીચ ક્યા મન તણા'. ૨૨૨

જે જે દર્શન જે જે ગ્રહ્યાં, કેહિ દેવિ ન આવી કહ્યાં.
' કીધાં કર્મ્મ સહુ ભોગવઇ, ' 'આપ આપણાં રૂડાં ચવઇ'.
મનમાન્યા મારગ સહુ લીઇ, ' પાણી વા ડાંગે કૂટીઇ. ' ૨૨૩

દર્શન સઘલાં જે જે બોલઊ, ધર્મ્મ કુણિ નવિ ઉથાપીઉ;
' દેખંતાં જે આવઇ વડી, તે કિમ કહીઈ કુઇ પડી ? '
' દુડિઇ તેજી શરિખા ચડઇ, બિહિરાં કાનસોરા ના પડઇ '. ૨૨૪

શૈવ સદાશિવ પરઠઇ રૂપ, સાંખ્ય સહિત પ્રકૃત સો ભૂપ.
મીમાંસક કર્મ્મ વેદ પ્રમાંણ, જૈન વિક્ષમા મોક્ષ ક્ષણ જાંણિ;
ચાર્વાકિ અવતાર ન કીઉ, ' ચાક ઉપરિ પીંડુ મૂકીઉ '. ૨૨૫

એક કહિ પ્રાંણ સંયોગ, એક કહિઈ અનંગ વિના નવિ ભોગ.
એક કહિ નવિ કોઈ મરઈ, એક કહિ તુ કુણ અવતરઇ ?
નમણું દેવ ન દેહેરાં હસઇ, 'કહિની વહુ કહિનાં જહારશિઇ?૨૨૬
કે શર કાઢઇ વાલ સમૂલ, એ કે જટા વધારઇ સ્થૂલ.
એકે રોલઇ રાખ શરીરિ, કે પંચવાર પખાલઇ નીરિ.
મોક્ષારથઇ સહુ ખેડઇ ખૂટ, 'કહી કડણિ બઈસસિ ઊટ?' ૨૨૭
ભૂપૂજુ વિશ્વભારિ કી જઇ. પાંણી પુજુ ચે યુગ બીજ.
પૂજુ અગ્નિ વિના મૃત રૂપ, પૂજુ વાય ત્રિભોવન ભૂપ.
'ગ્યોમગતીયૂં ન પડઇ બાથ, યે દૃટ્ટું તે તેરજ હાથ'. ૨૨૮
એ સંસારિ સુણઇ સહુ કોઇ, ષટદર્શનિયા મારગ હોઇ.
ધર્માધર્મ કરિ સુવિચાર, કોઇ ન કંધ ઉતારઇ ભાર.
ભણતાં જન્મ ગયુ તે આલિ, 'ફૂટી હેયા ન દેખઇ ભાલ. ૨૨૯
આદિત્ય સોમ ભૌમ બુધ ધણી, ગુરૂ શુક્ર શનિવાર વિધિ ભણી.
જન હીઇ તે કરઇ પ્રભાત, તૂ શવિ માનૂ મોટી વાત;
એકજ સૂરિજ તણુ વિવેક, 'સાતે ફેરે ગ્રંથિજ એક'. ૨૩૦

જુ માયામઇ રચ્યુ સંસાર, મેલ્હી કહિવા શુ અધિકાર ?
ઘર મૂકિ માયા નવિ ટલઇ, અધિકી અધિકી આગલિ પલઇ.
જુ શરચી યુગ સૃષ્ટા તણી, 'છાસિ ગયા શી પૂઠિ દોહણી ?' ૨૩૧
કામ વિના કીજઇ નિજ કર્મ, ક્રોધ વિના તપ તીરથ ધર્મ,
પુત્ર કલત્ર મોહ વિના પાલીઇ, લોભ વિના ધન ધરિ મેલીઇ.
જુ નવિ પાસઇ યમણ હસિ, 'દેખઇ ચોર ન સુણહુ ભસઈ.' ૨૩૨
વાગ વિસી નવિ આવઇ કાંમ, પઇઠા ગુફા ન છંડઇ ઠાંમ.
'માર ન માંટી કો વાશા કરઈ,' ઘર છાંડિઇ કિમ આપ ઉધ્ધરઈ?
કમલાપતિ નામ પરિભવ સહઇ, 'અલીકે ચોર કાંધિ નર વહઇ'.૨૩૩
ધર્મગૃહી કઇ મારગ યતી, કઈ કાશી કઇ દ્વારાવતી.
નિર્ગુણ બ્રહ્મ કઇ મૂરતિ ધ્યાંન, શ્રાધ્ધ પાત્ર કઇ આરતિ દાંન.
સ્વામી વચન એકઇ જુઆં, એ 'બિહુ હાથે લાડુઆ.' ૨૩૪

યાગ ભાગ ફલ બોલ્યાં ઘણાં, હિંસા પાપ ન ઉછાં સુણ્યાં.
વર્ષ સહસ્ર ધરિ વિલસી નારિ, કલ્પઈ યતી અતિ અધિક વિચાર.
ઘરિ બઈઠાં મન રહુ હરિ લાગિ, ' આવુ જાઉ દીઠઇ માગિ.' ૨૩૫

જે શ્રવણે સાંભલ્યું શણગાર, વાણી વંચુ વિષઈ વિકાર
જોવા જાત્ર પાત્ર જોઈઈ, સ્ત્રીલીલા સંભારૂ હેઇ.
કામાયુધ કામિની સહુ અંગ, ' સૂતાં શ્વાન મ ઘાલુ ડંગ. ૨૩૬

પૂરવ કારણિ પાશ્ચમ ભમઇ, ઘર મેલ્હી પર પાડઈ રમઈ.
જે મુનિ મોટા મુક્તિ ગયા, ઘરના ભોગ તિ જીવનિ રહ્યા;
કારણિ મોક્ષ વિષઈ ગાઈ, ' માંડુ માકડ તણુંઅ ડંભાઈ' ૨૩૭

મહુત વડિ સજન પરિસાર, ધર્મ પ્રમાણ પરઉપગાર:
આમરથી નાવ બોલઇ ઘણું, ક્રોધ નહીં ફલ એ તપ તણું.
ધર્મ કરી જણાવુ સોઇ, એ 'ઊંડું આલોચી જોઇ,' ૨૩૮

બ્રહ્મ વિષ્ણુ રૂદ્ર મ્લેછ નહીં ગમઈ, કો કહિનઈ નવિ મારગ રમઇ.
બોધા બુદ્ધિ કરઇ આપણી, ક્રોધ નહી કહિ ઊધરિ ઘણી.
મનગમતાં દ્રડઇ મોકલાં, 'રાખઇ દેવ માહલ આંધલાં.' ૨૩૯

મન કરિ જ્ઞાંન મત હેઇ ' સિંધ વનિ તે સંમજ કહેઇ '
તીરથ પૂત કર્યાં શવિ રામિ, રાનિ ફિરતુ તીરથ કામિ.
માંડણ માતાપિતા સમવાઈ, એક અકેકે વિલગાં જાઇ. ' ૨૪૦

ઇતિ દ્વૈત વીશી.

---

## ભક્તિ વીશી.



તીરથ પાખઇ પાપ ન જાઇ, તપ પાખઇ નવિ નિર્મલ થાઇ.
યોગ વિના નવિ યોગી હોઇ, [ જ્ઞાન વિના જ્ઞાની નહી કોઇ ]
વિષ્ણુ વિના કાંધુ એ વડું, 'ગામિ નિરૂંખિ એરંડિ થડું,' ૨૪૧

સ્વર્ગિ ન વાડી ઝાડ ઉગીયાં, કુસુમ વિસાહી નવિ મૂકીયાં.
દેવકન્યા કરિ કિહાંથી માલ? શાસ્ત્ર ન કૂડાં બોલ્યાં ટાલ.
વિષ્ણુ ભગત વણી લૂછી લીઇ, 'ફૂલ પડઇ ચુસર ગૂથીઇ.' ૨૪૨
સહિજિ ભગતિ આવી હરિ તણી, શઇ સંભાલ કરશિ નવિ ઘણી.
'રામ ગોપાલ' દીક્ષા મંત્ર ગુરૂ મિલ્યુ, 'ગંગ પ્રવાહ ત્રાણે આખલ્યુ.'
આવી વાત નહી મન રૂચિ,' એહ ઘઘરણું વીલાહ વિચિ.' ૨૪૩
જુ હરિ વાલિમ આવી મિલી, સ્યૂં કરશિ તપ તીરથ રલી ?
'નવ સઈ નદી નવાણું ભરઇ, ઉદધિ ઉંચું આંગલિ નવિ કરઈ.'
આગિ એ ઉખાણુ કહિ, 'વિણુ કાચિરી માહેત્ર ન રહિ.' ૨૪૪
ચે જગદીસ ધરઈ અભિધાંન, વેદ વિચાર ન લહીઈ માંન.
બ્રહ્માંડ કોટિ અંધારૂ રહઇ, અંતરિ જ્ઞાન પ્રકાશજ કરઈ.
ભાનુ ભગતિ કિમ રહિ સંદેહ? 'ગદ્દૂં ગણઇ તસ માંડા કેહ.'૨૪૫
સિદ્ધિ વિદ્યા ગુરિ આપી મિલિ, કાજ કિશું ઇદ્રઇ પાખલિ (રલી!)
જુ અંતરિ હરિ આવી રહ્યુ, કોડિ પ્રબોધ માહિ તે વહ્યુ.
''વાઘ વુલાવા વાટ મ જોઇ, સીહ નઇ કુણ સંઘાતિ હોઇ ?' ૨૪૬
જન્મ મરણિ સુર ચે પૂજ્યા, યમ કિંકર દીઠઈ ધ્રૂજ્યા.
દુષ્ટ બુદ્ધિ લીધૂં હરિ નામ, કરતુ ચોખ જો એ તન કાંમ;
નંદા કરી મ લઇ શરિ ભાર, 'તેલ જો જો તેલનાં ધાર.' ૨૪૭
મિથ્યાતી મમ માહવ મેલિ, એ 'શું હુઇ બાલક ચા ખેલ' ?
તુહિ નારાયણ કહિં માથ, જન્મ મરણિ મૂંકાવઇ હરિ હાથ.
વિષ્ણુ વિના કુણ કરશિ વાહાર? 'તેલ જો જો તેલની ધાર.' ૨૪૮
યમ યમ અંતરિ આવઇ નાંમ, તિમ તિમ ઇંદ્રિઇ છાંડઇ ઠાંમ.
ક્ષણ ક્ષણ નીર પાલઇ પરવરઇ, તિમ તિમ મન પસારુ હરઈ.
યમ ઈટાલ અમન દી ગામિલા, તે 'સહિજિં હુશિ બાટલા.' ૨૪૯
શેવ્યુ સત્ય ફલ દેઇ હરી, દીન ન કસિ સ્વામિ શેવકી.
મૂક મ જે દિન બોલણ તણુ, 'પાન બિલિ શત ભારિ તોલણુ.'
પાડસુ શીહ તે જાલિ વહિ, 'નૃપ શગડી કુંણ તાપણ લહઇ?' ૨૫૦

ભાવિં તીરથ ભાવં દેવ, ભાવિં સ્વજન વાંછઇ સેવ.
ભાવિ ભોગ યોગ જાલવુ, ભાવિ પૂજા સ્તુતિ અતિ સ્તવુ.
ભાવ કભાવિં ભુધર ભજુ, એ ' શાણા આગલિ સૂંડલુ ' ૨૫૧
શ્રીપતિ શેવા ઇતિ આદરી, નિઘટ પુણ્ય પરિ પાધરી.
ચાહ ચીતરી ચતુર્ભુજ વારિ, ક્ષિ સમતિ નામઇ મુરારિ.
રામ નાંમ અગ્નિ અંતરિ જડી, એ આપણી 'આંધા લાકડી.' ૨૫૨
જાં લગઇ જરા શરીર નિગ્રહઈ, જાંલગિઇ ઇંદ્રિ વ્યાપ ન રહઈ.
જાં લગઈ સ્વજન ન મૂંકઈ આસ, જાં નવિ દીસઇ યમના પાશ.
તાં આદરી અંતરિ હરિ લીઉ, 'લીહઇ ઘોડુ તીણઇ ઘા લીઉ.' ૨૫૩
જુ વૃદ્ધવસ્તા પામ્યુ દેહ, અંતરિ ધ્યાન કિશું સંદેહ?
જુ કર શ્રવણુ પૂજાવિધિ ગયુ, તુ અંતરિ હરિ શઇ નવિ લીઉ ?
' દેવતણૂં દેવપણૂં ગયૂં, પીતલ મૂલ ન ઉછું થયૂં '. ૨૫૪
ઇદ્રઇ દમ સારિ તપ તેજ, ભાવિ ચિત્ત સારિત હેજ.
' પુત્ર કલત્ર પશુ લહિણાદેવ' સુકૃત દુઃકૃત સુખ વ્યાધિ નિષેવ.
એહજ મુકિત દેઇ હરિ વશુ, ' કરકાંકણ આરીશુ કિશુ ? ' ૨૫૫
ઉદરિ ચુરાશી લક્ષ અવતરી, કહે અવતારિ નરહરિ શુધિ ધરી.
જુ માનુષ જનમ તંઇ ધર્યું, માથઇ યશસ વ્યરારૂ કર્યું.
રસના શ્રવણે ગ્રહુ હરિ ગેલિ, 'એતાં હાથી આવ્યુ રેલિ.' ૨૫૬
મેલ્હી ચુરાશી માનવ લહ્યુ, કુછત તજિ કુલ ઉત્તમ ભયુ.
સહિજિ સદગર આવી મિલ્યું, આમઇ અંગ ન એકઇ ભિલ્યુ.
લીલાં તાણી દ્યુ હરિ વેલિ, એતાં 'હાથી આવ્યુ રેલિ' ૨૫૭
સહિજિ નારાયણ નિજ ધર્મ, બીજુ કાં કીજઈ તનુ શર્મ !
જુ નવિ કીધુ વિષ્ણુ વિચાર, ' જાણે દિશિ અનૂઠી આરિ.'
લોપી વેદપુરાણી વાચ, 'મૂંકી મણિ કરિ ગ્રહીઉ કાચ.' ૨૫૮
રામરંગમઇ રામ આદરૂં, પરહરિ પાપ સાર સમધરૂ.
લીલાં અવતારી તે રૂપ, એ અવતરીઉ આદિ સ્વરૂપ.
તે તનુ મન સ્વામી સુંપીઉં, ' કિમ ઉગઇ ઊખરિ વાવીઉ!' ૨૫૯

વેદ પુરાણ ન લાભઇ પાર, સ્મૃતશાસ્ત્ર અધિક વિચાર.
શ્રુતિ પાઠી ગણિત અતિહાસ, વૈદિક વાસ્તુ ચોતિવિલાસ.
વીશોતી કો [રિવા ભણી ? ગીત ગાઇ તિહના ] આગણુઇ. ૨૬૦

ઇતિ ભક્તિ વીશી.

## બોધાવિડંબન વીશી.

છાંડી ધર્મ પ્રગટ પ્રમાંણ, ઇંદ્રિ જીસ સવાદિ ખાંણ.
છ દરશન છાંનૂ પાખંડ, રાચઇ કો કલિ કેરઇ દંડ ?
મેલ્ડી વિષ્ણુ પૂજુ અન્ય જોઇ, 'છાંડી હસ્તિ ચડિ ખરિ કોઇ'? ૨૬૧
+ જુ સૂધું ખાતાં બહુ મિલી, કાં છાનૂં કીધું સહુ મિલી ?
'ચુકિ ચડી વાઉ બાકરી,' ધર્મ દેખાડુ કાંઈ કરી.
લીધિ નામિં કાંઇ આવટુ ? 'પઇઠી નાચિ કિશુ ઘુંઘટુ ?' ૨૬૨
'ઢોલ વાજતઈ' પરણી પ્રયા, ઢોલ વાજતઇ તીરથિ ગયા.
ગંગોદક સાહ્મું શંખ જાઈ, સ્નાની શર ચુહુટઇ ઉગાઇ.
એકાદશી કીધઈ યશ લાધ, 'ચોખી રોટી ચાચરિ ખાધ.' ૨૬૩
છાંના મંત્ર નઈ છાંના યંત્ર, છાંના મિલઇ ચોરના મિંત્ર.
ગિરિ સુહુલિ મંદિરી સુરરાઇ, વંચ, દ્રોહ, છીલ છાંના થાઇ.
તિમ બોધા છાંના રહ્યા સમાઈ, 'ચોખી નહિ કિમ ચાચરિ ખાઇ'?૨૬૪
પ્રગટયુ સૂર્ય પુણ્યપ્રકાશ, ગાજી મેઘ સહુ પૂરઈ આસ.
સવારથિ કરતાં દેખુ કર્મ્મ, પ્રગટ પાપ કહુ છાંના ધર્મ !
છરણુ ઘૃત પશુ એકઇ મરૂ, 'ઘાટા વણિક સખાઇઉ કરૂ'! ૨૬૫
વડું સાંભલી ત્રૂટી પડયું, પાતક મેલી પરભવિ નડયુ.
પાતકના ભણી અંગિ ઉલ્લાદ, 'ખાતાં ખરલીંડાનુ સ્વાદ !'
'ચોપડ વાંસઇ અઇડૂં ખાધ,' 'દીઠુ માલસુ ભાગી સાધ.' ૨૬૬

---

+ પાઠાંતર. જો કીધું તમ્હે સઘલે મલી, તો કાં રાખો છાંનુ વલી ?
અછિં ધર્મ દેખાડો કરી, 'ચોકિં ચઢી વાહો બાકરી'.
નામિં શીખઇં કો આવટુ ? 'નાચણિ પઇઠી કિસ્યૂં ઘુંઘટું' ?

ઓઘે મારગ લીધુ નવુ, કલિયુગ માટિ થઇ નવિ સ્તવુ ?
એહ અઢાર પુરાંણુ નવિ કહઇ, 'જ્ઞાની અણુભાખિં કિમ રહઈ? '
' જુ વનિ ગહ્યા હુઇ ઈટાલ, કિમ આગલિ ઉગરઈ શીઆલ ?' ૨૬૭
ધર્મ ગયૂં કરિ વિનય વિચારિ, ધર્મ ગયૂ સત્ય કૂયા બારિ.
ધર્મ ગયૂં સંતોષહ ઠાંમિ, ધર્મ ગયૂં કરૂણાનિ ગાંમિ.
ન્યાઈ મારગ લઈ તે નવા, ' મીણુને દાંતે ચિણા ચાવવા !' ૨૬૮
ધર્મ વિશે બિહુ આવી રહ્યુ, ' અઘ અઢાર ' કરી ગહિગહ્યું.
ક્રીયા વિણુ શૂં સ્વર્ગ દેખાડિ ? શીલ તણુઇ માથઇ 'ભડિ પાડિ.'
ચોરી પઇસઇ જેહનઇ કીધ, ' હડહડતી ડોકરિ પય પીધ. ' ૨૬૯
આગઇ દેવ કર્યાં સુરપાંન, સોલ સહસ ભોગવતુ કાંહ્ન.
આમિષ ભોજન અધિપતિ કરઇ, ખોટા વાદ મોટા મશિ કરઇ.
ઇશ હલાહલ પીધૂં જાઇ, ' હસ્તિવાહિ કિમ ડાંડા ખાઇ ? ' ૨૭૦
અભક્ષ કાલિ લક્ષ આમિષ કીધ, અપેય કલપના નઇ મદિ પીધ.
અગમ્ય સૂંનિ પરરામા રમઇ, અણુ જ્રતી ભવક્રીયા વમઇ.
જ્ઞાનાગ્નિ લવ લાગઈ હાથ, ' પાશ શીયાલે સર્વસ ખાથ. ' ૨૭૧
સબલુ સાથ તે લાગુ મીંઠ; લોકમાંહિ યશ જાતુ ન દીઠ.
રહીનઈ કાંન કાં નવિ ધરૂ ? મોટી નારી વંધ્યા મમ વરૂ. '
અંતરદષ્ટિ જોઉ આપલી, ' પુત્ર પ્રસૂતા નાહી ભલી. ' ૨૭૨
જુ આદરી અતિ ખોટી વાટ, દીઠુ નહીં આગલિ સર્વ ઠાટ.
પ્રસીધ્ધ પુરાણુ ન શીખાદરી, રહ્યા ' અણુતોલે ડીંગે ભરી. '
' પડિ પરાણિ વારતાં બંધ, વાજિ ભીંતિ વિના નવિ અંધ.' ૨૭૩
પ્રીયા પાંચ લગઇ ચે ચાલિ, તે બોધ સકૂ કિમ પાલિ ?
વર્ષ દોઇ સાત પાલુ છાટ, ' નવિન રહણી છેદણુ વાટ. '
કરૂ મ કરૂ મ ધરશુ રીસ, ' લાગઈ બાંધિ ધૂજાવઈ સીસ. ' ૨૭૪
કહુ કિમ સૂધી શીખ મનાઇ ? સૂધુ સ્વાદ મૂકલુ થાઈ.
' વારી વિસન સકઇ નવિ કોઈ, ' નુ ધરિ કાંઈ ઉદ્દ હોઇ.
આણુ નેહ સ્વદારા રંગ, ' સાપ મરઇ નવિ લાઠી ભંગ '. ૨૭૫

જુ યુગ પાહલે એ અધર્મ ગાઈ, 'કહિતાં જીભ શતખંડ થાઇ
ગૌહંસા જિહાં પડિઈ પ્રસાદ, કાં નવિ કરૂ વિના સત્ય વાદ ?
જોઉ કલયુગની પ્રૌઢિ, ' ગોરી ગોરાપણું ગ્યૂં કોઢિ ! ' ૨૭૬

કલિ કાલિં કીધાં આપણાં, કામ ક્રોધ લોભ મોહજ ઘણા.
કિમ આદરશૂં યુગ પ્રયા વાટ, તેહ તણા અંગિ કરિગ્યુ પાટ.
' કહિનઇ ચોર ન હોસી નાભ, પાડાનઇ ઉચાલઇ લાભ. '
કાયર કરિ કલ્પના મ જોઇ, દયા આણિ યમ દ્વાપર હોઇ.
ત્રય પક્ષ તારિ ત્રયતા યુગ આંણિ, સત્ય ક્રિયા તિહાં સત્યયુગજાંણિ.
વેદ વિચાર શુ કરઇ નરા ? ' સાપિ ખાધુ ખીહઇ શીદરા. ' ૨૭૮

એક કહિ અહ્મે મારગિ રહું, પણિ કલિયુગ તે આગલિ નવિ લહું.
સદ્ધ સાથ કોટી ગતિ ભયું, ચુથુ યુગ તે આગલિ થયું.
આદર વિણ નરિ ઉત્તર કીઉ, યમ ' ગાડઇ પાડુ બાંધીઉ'. ૨૭૯.

જુ સઘલુ લાગુ કલિકાલ, તુહિ ન ભીજઈ નીર મૃણાલ.
' રાજહંસ નાવ છીલરિ રમઈ, ' સંઘ સવાદ ન તરણાં ગમઈ. '
સજન મનિ વિક્રિયા ન ભાજ, ' સોનઇ સાંભિ ન લાગઇ આજ. ૨૮૦

ક્રિયાહીણ હૌઆ કુલવંત, લોકતણાં કહઈ રાખુ ચ્યંત.
' કો જુગતુ દાખુ જમાંન, ' ઉતર માર પડયુ વિણુ સાંન.
કા મેહું આદર્યું અભ્યાસ ? યમ 'કૂતરે ખાધુ કપાસ. ' ૨૮૧.

અકલીણા અણપ્રીછયૂ કરઈ, તે સકલીણા કાં આદરઈ ?
' વાઈ ડૂંગર હાલઈ સોઇ, તુ અગન ન શું અંતર હોઈ ? '
મૂરિખ ગતિ મન લ્યુ માહામતી, ' કાંણી સૂતી નઈ જાગતી. ' ૨૮૨

યે આગઈ મુકિત ગ્યા સિદ્ધ, યે કહિ તે મારગ લીદ્ધ.
યોગી કહિ તે યોગી થયા, કે સાતી કે સઘલા ગ્રહ્યા.
મૂલ મારગ નાવ્યુ હૈઈ, ' સાપ ગયુ ઘસરડિ કૂટીઇ. ' ૨૮૩.

હરચ્યંદિ મેહલ્યૂં અલીઅલ રાજ, શેઠી સગાલ ન પુત્રિ કાજ.
સંબરિ શરીરિ માંસ આપીઉં, મયૂરે શિરિ કર્વત લીઉ.

મંડણ પતિ લીધુ જગનાથ, ' ભાત મેહ્લિ મ મોહ્લ સાથ ' ૨૮૪.

## ઇતિ બોધાવિડંબન બીશી.

---

## ધ્યન વીશી.



શેવ સાંખ્ય ષટદર્શન સૂધ તે મેહલી ઉમારગિ ગૂધ.
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર દેવ, મૂલ તજી અતિ માનુ શેવ.
સ્વામી વિના ચેમ નાડીઇ, 'સૂનઈ ગામિ સાડુ ફાડીઈ'. ૨૮૧
દર્શન વેદ ત્રિહુ એક વાટ, દીજઇ દેવ ગમઈ તે પાટ.
પુણ્ય જોઉ પાખંડી તણાં, ખંડિ વાદિ અન્યોઅન્ય ઘણાં.
' વઈરિ ન વાયસ ગૂહડ ટલઇ, ' નવિ લૂંડીનાં ટોલાં મિલઈ.' ૨૮૨
યે મારગ મોટે આશ્રયા જૈન બોધ ચાર્વાકી ક્રિયા.
સજન સરિસા સંગ નવિ કર્યા, વેદ વિના પ્રતિબોધે ભર્યા.
સાચા મારગશૂં કિમ ભડઇ ? ' પાકે ભાંડ ન કાંના જડઈ. ' ૨૮૩
કે નર કૂડા અધ્યાતમી, દાન ન દેવા એ પરિ ગમી.
જુ દીજઈ અવનીઈ ઘણૂં, ' ભોગવિશું કીધૂં આપણું. '
પાપ કોટિ નવિ ધર્મ સુહાઈ, ' દૂધિ દાધું દહી ફૂંકી ખાઈ'. ૨૮૪
વાઘ દેયંતા સાહ્મુ થાઇ, ' દેવા શંત્ર દિશિં કુણ જાઈ ? '
અશ્વ કરી દેતાં રથ ઘટઇ, દુર્ગા વાહી માંણસ મટઇ.
' બલિનઇ મશિં કરી બાકર ખાઘ,' 'નાગા દેખી થઈ સરિ સાધ'૨૮૫
વિશ્વંભર અભિધાંન હરિ ધરઈ, મેહધારા ત્રિભોવન ભરઇ.
તરૂઅર પર કરઈ અપગાર, એ નવિ એકઇ લિ અવતાર.
એક ચોથીઉ દેતાં વરઈ, ' રાંક રોઇ શૂં આંસૂ ખિરઇ ? ' ૨૮૬
મૂરતિ પૂજિ મૂરખમતિ કહુ, દેતાં દાંન ભોગ દુખ સહુ;
જાતાં યાત્ર અંતઃકરણ જાઈ, ગાતાં ગોવ્યંદ દુષ્ટ દૂહવાય.
ઇમ કરતાં સિધ્ધસંગિ ન મલ્યું, 'આંખિના દુખણા મૃત્ય વેગલૂં.' ૨૮૭
એક નર આહેડુ કરઈ, પાંમઇ નહી તનુ પરભવ ભરઈ.

તેહ બલિ પેટ ભર્યૂં કહિ શૂર, તેહનઈ મરણ ન દેખઈ ભૂર.
'એક માઇ નઇ માશી હોઇ.' ['પૂઠિ ખાટિ વચાલઇ જોઈ'] ૨૮૮
એક ધર્મનું જોઉ વિચાર ' ડાહાપણિ હાથું શરિ ભાર. '
કાજ આપ વિતૂં પર કીઈ, જાણિ પાપ પ્રવાહયૂં લીઈ.
ઇમ કરતાં કિમ રાખૂં આપ ? ' પરહુણા પાહિ મરાવિઉ સાપ. ૨૮૯
શ્રધ્ધા કરિ હરિ ઉપરિ ધ્યાંન, માંહે મલ ઉપરિ મર્જન.
સાચા બોલ વદનિ વારૂણી, હંસક હૈયા કીયા ઘણી.
કોધિ અતિ ઉલાલિ ચાગિ, ' ઝીણું કાતઈ જૂઆરી નારિ. ' ૨૯૦
સ્વર્ગતણુ સંઘાત નવિ મિલઈ, સાઝટઇ સૂધા થોડા પલઇ.
સંયમની નુ લહિ વર સાથ, અતિ અલજુ જોવા નરકનાથ.
અષ્ટાદશ માંહિ આવઈ કહૂં, ' નમતી સાંગિ દિ પગ સહુ '. ૨૯૧
સત્પુરૂષ સુખ તણૂં વખાંણુ, યમ ' ઉદયાચલિ પ્રકટયુ ભાંણુ',
સંગતિ સાતિ વિસની તણી, 'વંછુ અંધ કૂપજ ભણી.'
' બાલબુધિ પાંમઈ સાંપડી, સહુ ચડઈ નીચી વનખડી. ' ૨૯૨
' સ્વર્ગ તણાં સુખ ' વાંછા કરઇ, ધર્મ કર્મ એકઇ નાદરઇ.
સંગતિ લિ સંતી કહિ તણી, કિમ પનુ થાઇ પશુહણી ?
લક્ષ ચુરાશી રૌરવિ પડઇ, ' નેવ ન પાણી મોભે ચડઇ. ' ૨૯૩
મોક્ષ તણી અભલેખા કરઇ, મારગ નીચા નવિ પરહરઇ.
લોકમાંહિ અપયશ બોલાઇ, પરભવ દખિ ખેદ કી કાઈ.
'સુખ નવિ સુહુણા માંહિ ભાલ, મૂલ નહી કિમ પામઇ ડાલિ'?૨૯૪
કે નર લાગા તીરથ ધ્યાંનિ, વાટઇ વારૂણી કરવા પાન.
લેવા ગાંઠિ પરાઇ ભાવ, ' તાર વિના કિમ તારિ નાવ ? '
જોવા પરનારી અંગ જાઇ, ' લાહ લેઅંતા મૂલ ગમાઇ. ' ૨૯૫
ધન વંછઇ ધન કેરી મણા, મુક્તિ વરૂણ વિણુ પદ હરિતણા.
રહિ અહંકારે અન્ય આશ્યા કરૂં, દ્યૂત રમી ઘર અથિ ભર્યૂં.
નીચ કર્મિં કલ્યાણ મ જોઇ, એ સવિ 'આસ નિરાસી' જોઈ. ૨૯૬

સાધૂ ભૂત પિશાચી જંત, સાહ્મા આવઈ દેખાડઈ દંત.
એ સરિખુ મિલ્યુ સંઘાત, આશિ આશ ભર્યો કરિ વાત.
'સાપ સાપ ઘરિ પરૂહણુ જાઇ, જીભ હલાવઈ અન્ય કાંઈ થાઇ?'૨૯૭
ગોપતિ ત્યાજિ ગોરૂં આહરૂ, 'મૂઆં ગ્યાં' સૂઘઈ સ મરૂ.
અછતામિક ઉલગ માંનિશઈ, 'આગઈ હોઈ નઈ વલી તે હશઇ.'
મોક્ષ ગયાં મતિ મનસા થઈ, 'શૂં ધાવુ આંચલ મા મૂઈ?' ૨૯૮
લાગુ દોષ દેવિ સાંભરઈ, સાહ્મા વધુ પીડા ઉચ્ચરઈ.
મરણુ આવિ કહિ કાંઈજ ધર્મ ? શત્રુ મિલ્યાં અસ્ત્ર શીખું શર્મ !
સ્વાદિ પડયાં કુછિત કાંઈ કહી ? 'આઈ કહિતાં કિમ છુટીઈ ?'૨૯૯
સાધની શેત્ર સુખિ સ્વર્ગિ જાઈ, વિદ્યાવંત વિશેષિં મનાઈ.
જુ મોટા મુકિત સાંચરઈ, એક રામ આપિ ઉદ્ધરઈ.
શરણાગતવિજયપંજર નાંમ, આપુ મંડણુ તવ પદ ઠામ. ૩૦૦

**ઇતિ ધનવીશી.**

---

## સાધારણ વીશી.



એ મન વિષયા ચાહ્યુ ભમઈ, મનુષ્ય જન્મ આલિ નીંગમઇ.
કેડિ ન દેખી કિંકર પાંણિ, પુણ્ય સરીસુ ન છંડિ વાણિ.
પરધન વનિતા લાગુ રંગ, 'દેખઇ દૂધ ન દેખિ ડંગ'. ૩૦૧
એક ઘરિ કામિની કુલવંત, રાચઇ કોઇ કો અસતી વદંતિ.
અમૃતઘટ ઉપરિ અનભાવ, માંડણુ સ્વમુખિ મધ્ય શરાવ.
'મેહ્લી રાંમ રમઇ કો રૂપિ ? દીપક પાણિ પડઇ કો કૂપિ ?' ૩૦૪
છાંડી પ્રીતિ બહુ તન ભાગ, પરનારી સંગ અંતરિ દાઘ.
સૌખ્ય સ્વરામા બેજણુ રંગ, અપત્ય આપઇ વિલસતાં અનંગ.
જુ તૂં 'બાંણિ ભરાઇ ન દ્રાઇ, ચાટિ હાથિ ન ભૂખ સ જાઇ. ૩૦૫

ચાટુપણુ ઢાઢી આહરી, નગમી નારિ અસતી આવરી.
મૂરખમતિ વિણાશૂં મૂલિ, ' ખાંડ વિરાંસિ ખાધી ધૂલિ. '
માત પિતા મેહ્લી થયુ જુઉ, એ ' ગાઢુ ધાઢુ ગાઢુઉ. ' ૩૦૬

કમતિ કૂડી કન્યા વરી, કિમ તે નીવારઇ વિભચરી ?
કારી ઘરિ ઉપનુ કપુત્ર, વાંમી વિણાશૂં ઘરસૂત્ર.
રડ નહી વિણુક્ષણુ રીસાવિ, ' માંચી બઇઠાં આવ્યું લાગિ. ' ૩૦૭

વિરૂઇ વાટ વારતાં જાઇ, 'ઉખધ આપિ અજાણું ખાઇ.'
દુષ્ટ મિત્ર મિલિ કિશૂં કાજ ? ' અંગઉધારઈ મ લેશિ વ્યાજ. '
' એ ઉઞવુ વરત અનુકલી, ચોર પાહિ ચોટ ઉતાવલી. ' ૩૦૮

શરખા સંઘાતી ગ્યા નીસરી, વેશ્યા રહી અન્ય નેહ ધરી.
જમલિ જમાઇ રૂસી રહ્યુ, વિઢતાં વિજય બોલ સાંસહ્યુ.
પ્રેમિ અંગ પરાભવ હોઇ, ' કોઢી મૂઉ તુ મ કરી રોઈ. ' ૩૦૯

ચે ગતિ પામી દ્રૂઇહિ રાજિ, તેણિ માગતાં નાવઈ લાજ.
વર્ષ સહસ્ર તપભેદ ન કીધ, તુ તે નિશ્ચલપદ લીધ.
અલ્પ ભકિત કિમ વૈંકુંઠિ લીઈ ? 'શરિખા સુર કાં બે કૂટીઇ?' ૩૧૦

અક્રોધી નર તીરથિ જાઇ, કેવલ કલેશ ડુગરિ કાઈ.
અપદર્શનિર્મતિ પૂજા ઘણી, 'ઉગઇ વૃક્ષ કિમ વાઢયુ ખણી ?'
અંધમતી યમ નારી કલા, ' કિણુ ખાંડઈ કૂકસ તાંદલા ? ' ૩૧૧

શેવઇ હરી કરી કાંમના, ' વાંચઇ વ્યાસ અર્થ કલ્પના '.
લેઇ લંચ કાજ પર કરઇ, દેઈ દાંન ચિતિ ફલ ધરઇ.
વેદ પરીક્ષા વિગતી લઈ, ' એ બાટી અરહટ વેચીઈ! ' ૩૧૨

જીવન અર્થ મ મારગ લોપિ, સારી આય રહુ ધરી કોપિ,
પાપ કરતાં વધઈ આય, મૃગ મછ ઘાતી મર્યા ન માઇ.
' નર નારી વિણુ નુહિ કોઈ, મરતાં મહિલા માત કરી રોઇ.' ૩૧૩
તારૂણપણઈ ન સુધુ મર્મ, સ્રીસેવા ઇતિ કીધુ શર્મ.

તન આધાર કાંમ કહિ ગયુ, ગુરૂ ભંડાર ન રાખી રહ્યુ.
' પછઈ નીસરઇ કાંને બોલ, એ છે દાંત નઈ મુખ પોલ. ' ૩૧૪
મુઈ પ્રતિ સંધ્યા નઈ સમંઇ, ભૂખી પ્રજા એકલુ ચમઈ.
કરિ આઘ્રાણુ ફૂલ કરિ ધરઈ, ' સર્વ ગુણુ વાણી વૃથા કરઇ '.
સૂતાં નગ્ન દેહ દેખીઇ, ' આવી લક્ષ્મી પગિ ઠેલીઇ '. ૩૧૫
ચાડ ચવાદિ અધિકુ વલ્યુ, ' તે તાં જૂનાં પિતર મલ્યુ '.
કીધુ ગુરૂશૂં વાદ વિશેષિ, ' ભૂલુ ભવાડયુ આપ સંદેષિ '.
કલહુ કુટંબ હોઉ પ્રઇપણુ, ' એ હારી જીતી ઉલખ્યુ '. ૩૧૬
સદગુરૂ વાણી વૃથા મન કરૂ, કહિતાં માત્ર અંગિ આવરૂ,
અંતરિ આણિ મ એ સંદેહ, તે ' નીપનૂં યહાં વૂઠુ મેહ '.
કિમ વાલશિ મન જાંણી મર્મ ? ' ચેતી નાઠી તેતી ધર્મ '. ૩૧૭
પુણ્યાંગના પ્રેમ અતિ ધરઈ, મોટા પક્ષ અન્ય આદરઈ.
' સુખ ન સાપ વાસ ગેહ રહઇ, મુરખ મિત્ર સંઘાતિ વહિ.'
અછતા ગુણ કઇ વારી કવુ ? ' એ સુ સાતે વીસે લેખવું '. ૩૧૮
હાલાહલ ઈવ પીધુ કવાથ, તુ આમઇ મૂંકાવ્યુ સાથ.
' તાત સકયુ નવિ બૂસટ મારિ, તુ સુત શરિ વાગી તરૂઆરિ '.
જૂ તૂં એહ 'સગાની ગાલિ, યમ આવી એ ધરિ 'ઘૃતનાલિ'. ૩૧૯
નિગમારથ સઈ સમુ સ્મૃતી, સમૃતિ સઈ સમી શાસ્રગતી.
શાસ્ર સઇ સમુ અંશ પુરાંણુ, સઇ સમુ ગીતારથ જાંણુ.
વીદ્યાતીત ગીત કિમ કહઇ ? માંડણ નાંમ લવારી લહઇ. ૩૨૦

ઇતિ સાધારણ વીશી.

---

## યુક્તિ વીશી.



પહિલૂં પાપ કરૂં નરિ ઘણું, દીઠું નવિ જોખમ જમ તણું.
લોક વિગોયા શ્રવણિ સુણી, અંતરિ તુ ચેત્યુ આપણી.
જાઇ પાપ સ્મૃતિ સાંભલિ, ' બૂડતાં વિલગઇ આવલિ. ' ૩૨૧

મ મલુ સજન દુષ્ટ સંઘાતિ, ' કિમ સવાસિણિ વેશ્યા ધાત
ચંદન ઉરસ જોઇ વિચાર, હરિ મેલ્હી અન્ય દેવ ઉધાર.
' કંટકફલ જોઇ ઈંગોરિ, ઘાસઇ કેલિ ન ઘાસઇ બોરિ. ' ૩૨૨
ગ્યુ ઘર છંડી વહાથી વંનિ, પુત્ર કલત્ર વીસરઇ ન મંનિ.
સૂનઇ કલપી કાંમ સંતાપ, ' ધોવા ધોતી લાગૂં પાપ. '
આવઇ કિમ સ્વામીશૂં નેહ ? એ ' બગલી નીગમીયા બેહ '. ૩૨૩
વ્યાધ ન પાસૂં છાંડઈ કાય. એક ઘડી નવિ દારિદ્ર જાઈ.
ઉપચશ ઘડી ન છંડિ કેડિ, અંતર વેલા ટલઈ ન વેડિ.
ચે તન પાતક વાસિં રહિ, ' જ્યાહાં પાંણી તિહાં કાદવ કહિ.' ૩૨૪
મોટાં તપ વ્રત તીરથ દાંન, અગ્નિની માંહિં કુણ જાણઈ માંન ?
સુકૃત દુઃકૃત તપતિ કાઇ, ' પંકિ પંક ન ધોયુ જાઈ '.
કિમ અવતાર વિના હરિ વહઇ ? 'ઘર ઘરના પાડા નવિ મરઇ' ૩૨૫
' ચુરાશી લક્ષ યે ભવ ' કહિ, ધર્માધર્મ મર્મ નવિ લહઈ;
તે માંહિં એક સુણીઇ સાર, માનવ ભવિ લીધુ અવતાર.
છાંડી ધર્મ આદરીઉં પાપ, ' ગ્રહણ વેલાંએ કાઢયુ સાપ '. ૩૨૬
પર નારી પ્રાર્થ્યાં ન ભંગ, ચેણઇ ચેણઇ ચોગિ પ્રીછવીયુ અનંગ.
પલ વારૂણી સંતોષી શિવા, ધાઉ ધર્મ ભણી તે નંવા.
' પુણ્ય કરંતાં પાપિ બંધાઇ, અમૃત વાંમી એ વિષ ખાઇ ' ૩૨૬
સ્વામી તણી ન આજ્ઞા રહ્યુ, લોક અપવાદ બોલ સાંસહ્યુ,
' મારગ છાંડી ઊવટિ જાઇ, કાંટે શ્રમિ પીડાણુ કાય ? '
સ્વામી દ્રોહી નઇ મિલીઉ સાથિ, 'પુહુક છંડાંણુ દાધુ હાથિ'. ૩૨૮
ભૂપતિ થાપ્યા દુષ્ટ પ્રધાંન, પાંમી વિભૂતિ આવીઉં માંન.
' ચીહુ પાંચ દીહુ મેહ આદ્ર, ' ' ઘોડી લગિ પટિલની પાદ્ર. '
' આગઇ વ્રતિ એ મૂકયુ દડુ, એ ઠીકરીઇ ભાગુ ઘડુ. ' ૩૨૯
મોટિ કુલિ પરણાવ્યુ જોઈ, તે નારી પતિવ્રતા હોઈ.
દેખી તનુ તે અસતી તણૂં, દાંત હશી દેખાડિ ઘણૂં.

મૂરખ મોહિ ના જા ખોટ, ' મોટી કોર પીયારા રોટ. ' ૩૩૦
છળ છદમિ ઘરિ ધન મેલીઉં, દૂતરમી તે શવિ હારીઉં.
કઈ ખરચ્યું વેશ્યા મદ્યપાનિ, કે રાઉલિ કે ચોરે લીઉ.
ભાંડ ભવાઈ કઈ ખરચીઉં, ' આલિ આવ્યું વેલિં ગયું. ' ૩૩૧
વ્યાધિ વિયોગ શોક તવ નડઈ; કહિ 'મઝ લેખૂં ઘટચોપડઈ.,
એહવા સારૂ કરૂ કકર્મ, ' ચૂડી પહિરી બઈઠુ ન યમ. '
સહિવાશિ નવિ તેહનૂં તેજ, ' મામંત્રેઈનૂં છઇ હેજ. ' ૩૩૨
' વાનર વીછી ખાધુ ' યશુ, યમ આગલિ પીડાઇ તિશુ.
કીધૂં તોરઇ કુટંબિ વિચાર, ' ભરડા પરહુણુ અન્ય ભાર. '
' રૂડું કરિજ્યા તો રીરડી, ખોડી ખોડી આહડતી ભલી. ' ૩૩૩
ધર્મકાર શવિ મેહ્લી માંણુ, ' ભેહઈ ટાઢૂં નીર પખાંણુ. '
જાણી તઈ પરિ એ યમ તણી, 'બાંભણુડોડી કરિ ધન ઘણી.'
' ઢીલૂં મૂંકિશિ તે તવ હાંણિ, એ નાતરૂં નહીં નીસાણિ. ' ૩૩૪
આદરીઉ અંજાણિ અધર્મ, ગુરૂ પાખઈ નવિ સૂધુ મર્મ.
' ઉંચૂં જોઇ તુ આકાશ, નીચૂં જોઈ તુ પાતાલિ. '
મેહ્લી માંણ જાંણ ગુરૂ મિલ્યુ, ' માથા ઉતરયા પગિ રહ્યુ. ' ૩૩૫
ભોગવવાં આગઇ દુઃખ ઘણાં, ઇમ ન જાંણુઈ કર્મ આપણાં.
' આંગલી મુખિ ઘાલી ડસઈ, ' કાંઇ ભવ એણીપરિ કસઈ ?
' ગર્દભિ ગોહુ મારૂ સુંણું, ગાંમ ઉપરિ માંડયૂં રૂસણું. ' ૩૩૬
આણુઇ ભાવ અંગિ અતિ ઘણું, કેહુ વરૂ હશિ ઘર તણુ ?
તે શીખામણ સારી વરૂ, ' વાઢી પાટ મેરાઇઉ કરૂ. '
શેવુ સ્વામી શવહુ ધણી, ' દીવાલી કહિના બાપ તણી ? ' ૩૩૭
જુ સદ્ગુરનૂં કહ્યું નવિ કરૂં, તેહનઇ પાછલિ શૂં ઊગરૂં ?
યમ ' મૃગતૃષ્ણા પાંણી પીધ, સુહુણા કેડિ રૂડું દીધ. '
ઘાત મિશિ ગ્યુ કો છેતરી, કહિ ઇમ ' નાઠી ગાઈ ચરી. ' ૩૩૮
માતાપિતા ભણાવઈ તુઝ, આદર કાંઇ ન કરઈ અબૂઝ ?

પાછલિ નવિ હોઇશિ અભ્યાસ, કરતાં પુત્ર કલત્ર બહુ આસ.
' પહિલૂં સબલી બાંધી મૂઠિ, પાંણી પડઈ પીઆસી પૂઠિ. ' ૩૩૯
લક્ષ ચુરાશી જોઇ વિચાર, કિમ એવડુ સહિસઇ ભાર ?
રાવ કરી તે સ્વામી સુણી, દીધી યોનિ માનવભવતણી.
કહિ મંડણ જુ હરિ નવિ મિલ્યુ, ' સુહુણુ ચણ્યુ નઇ સુહુણુ રહ્યુ.'૩૪૦
ઇતિ ચુગતી વીશી.

---

## હૃદય વીશી.



વેદ વિપ્રશરિ સારા કીયા, શૂદ્રશરિ વાડવ થાપીયા.
નારી શરિ ભર્ત્તાર સરૂપ, ભૂપતિ પાલઇ પ્રજા એ રૂપ.
સ્વામી બોલ ન ભુહિપાત, ' રાઇ રાખતાં કીજઇ વાત. ' ૩૪૧
કામ ક્રોધ લોભિ કલિકાલિ, સત્ય શૌચ શમ દમ પરજાલિ.
ક્ષમા દયા વાસના વિવેક, સાર વસ્ત બાલી અનેક.
એણાં માંહિ હરિ સાધન કીધું, એતાં 'બલતા ડાંડુ કાઢીઉ.' ૩૪૨
યે સજન અવની અવતરઇ, સ્વામી તણી આજ્ઞા વિસ્તરઇ.
તે ઘરભાર રહ્યા ઉદ્ધરી, કીરતિ કૃષ્ણતણી અણુસરી.
' દીજઈ શીખ નાહીં તે બાલ, શૂં શારદાગરણું નેસાલ ? ' ૩૪૩
સહજિ સજન સાચૂં જોઈ, તેતૂં દુષ્ટતા ભારૂં હોય.
એ દીઠઈ રૂદય શુદ્ધિ ધરઇ, તે તૂં ' આગિ ન અધિકી સરઈ. '
' જુ હાથી તરશુ સુક્ષમાં, તુ પેટિ પાણી ઘૂંટણ સમાં. ' ૩૪૪
માનવ કર્મ કરૂ તે કલા, પરહરિ પાપ થાઉ નિર્મલા.
અઘ જાશિ સહુ હરિનઈ નાંમિ, કુછિત વિતૂં ન દીજઇ સ્વાંમિ.
સધિન મોક્ષ ત્રિભોવન રાય, ' લાડૂ રાખી ભૂ કુ થાઈ. ' ૩૪૫
'કાલા કાંઈ ' ન તૂં હરિ ગમઇ ? 'પાખઈ ભીંતિ ભાર કુણ ખમઈ ?'
' કુંચી એણી તાલૂં ઊઘડઇ, ' અથા અનેરા એ કિમ ચડઈ ? '
શેવુ હરિ અન્ય શૂં કરઇ ? ' યમ પાખઇ છોરડૂં ન મરઈ'. ૩૪૬

લીજઇ એક હરિ આશરૂ, 'સંદેશે મન ઉલગ કરૂ.'
'વણિજ પીઆરી હાથિ ન હોઇ,' 'ડાઢી પર કર આપઇ કોઇ ?'
'ડાલિ ડાલિ મન ઘાલુ બાથ, છોરૂ ઘણી સઇઆણી હાથ. ૩૪૭
'કિમ જાશુ બીજાઉલિ બારિ ?' [ આંખિ અંધ બેડી પગ ભારી. ]
'ગલીવાતે મુખ ગલૂં ન હોઇ, પાખઇ ભીંતિ ચિત્રામણ જોઈ.'
'શમય ન ભૂખ થયાં આકુલાં, પૂછઈ અપવાશી ઘરિ ઢોકલાં '૩૪૮
કિમ એણી પરિ પતિ રીઝવું ?' સુઇ દેઇનઇ કુશ દેખવૂં.'
'હાથિ કાનિ ન સાહ્યા જાઈ, આલિ આપણી વાનરપરિ સાહિ.'
અંતર ફોક પરાભવ ભર્યું. 'કેહા વુઠા કાદવ કર્યું !' ૩૪૯
ચે શ્રદ્ધા કરિ પોખ્યાં પાત્ર, 'દીનતણાં અથ તોખ્યાં ગાત્ર.'
કઇ હરિ સાધન કીધૂં ગોપિ, વાટઇ વટ પીંપલ તરૂ રોપિ.
વાવ્યું હેમ ખણી કુદાલિ, એ 'વિણુ ગરથ વહીતરૂ' ભાલિ. ૩૫૦
કરતાં ગોઠી મિલઇ વિદ્વાન, કાંમ તજી તિહાં દીધા કાંન.
શુભ કર્મ કરતાં અન્ય લોક, પેખિ પરમ આવ્યુ સંતોષ
શત્રુ મિત્ર સમિ ઉપદેશીઆ, 'પર કણુકિ માંડા શીખીયા.' ૩૫૧
ઘરિ બઈઠાં સર્વસુખ ભોગવુ, સાચૂ જૂઠું જાંણી ચવુ.
'રાજા રાજ્ય કરૂં તનુ તોષ,' પૂરિ અભિલાષ આણી સંતોષ.
જુ આજ્ઞા હરિની વરતીઇ, 'પશલીઇ ડુંગર ઠેલીઇ.' ૩૫૨
સદગુણુ પેખી યાવિ કર્મ, 'નાડી મૂકી બેડી શ્રમ.'
લીધુ ધર્મ સમારગ વેદ, પામ્યુ સુખ અથ હુ તન ખેદ.
'જોઈ તરત બૂડંતાં કંઠિ, લોહડઇ લીહ પટુલિ ગંઠિ.' ૩૫૩
વરૂ કઇ સ્ત્રી ઘરિ આવઇ, કહિ પહિલૂં છોરૂં પરણાવિ.
એહ કાજ તહ્મારૂં કરૂં, 'દેખઇ નહી ન્યાઉ વીજાપરૂ.'
ભર્ત્તાર કરઇ કહિ તે કરૂં, એ જાંણે 'સોનૂં નઇ સરૂં.' ૩૫૪
સઘલા વિષ્ણુ તણા અવતાર, 'ચેતા અશ્વ તેતા અસવાર.'
પીડા કહિ જંત જાંણિ મ કરે, એવૂં જાંણી આપ ઉદ્ધરે

'જુ કાંબલિ કુણિક જામલી, કહિશ તે માહિ કેતાં પલી ?' ૩૫૫
સઘલઇ સ્વામી શરણુ જોઇ, 'અ[illegible] વમઇ અન્ય તૃપ્તિ ન હોઇ.'
સઘલા જીવ અનુકુંપા [illegible], '[illegible]જઇ સમાધિ' જાઇ તૂં તરી.
સ્વામીની આજ્ઞા સર્વ [illegible], '[illegible] મથિ કાલકૂટ ઉઠાશ.' ૩૫૬

નિતુ ઊઠી યમ વદન [illegible], '[illegible]થીની પાર [illegible] ઘણું.'
અન્ય નહી કુણ હરિ [illegible] [illegible], '[illegible] ભાંણાં એક વટાવ.'
'એકોત્તર પૂર્વજ હર[illegible]વા, એ ભૂલા મારગિ આવીયા.' [illegible]૫૭

સ્વામીની શરણાગત [illegible], [illegible]થીની વાર પેટ પૂરાઇ.'
'છોરૂ હુઇ કછોરૂ જોઇ, 'માવ[illegible] [illegible]વ તેહવાં હોઇ.'
સ્વામી કહિ 'ચોરી સાંહિઇશ, [illegible] ભીખ વસા પરહેશિ.' ૩૫૮

સ્વર્ગ મૃત્યુ પાતાલી લોક, સુગુરૂ [illegible] બીજા સર્વ ફોક.
સહુઇ આસ ત[illegible]રી કરઇ, તે શાંવ '[illegible] પડઇ તે ઘરઇ.'
આરતિ હરિ કુણ કહિ [illegible] ? '[illegible] લખ દાંન પ્રજા ભોજન.' ૩૫૯

સજનનઇ રખે [illegible] [illegible], '[illegible] કપૂર કપૂરજ હસઇ.'
'ગણુ ધંતૂરાના જાણ મ[illegible], યમ [illegible] પાતરી' સવેશ.
કરશઇ સહુજન તેહની [illegible]સ, [illegible] [illegible], સોઇ વિનાશ.' ૩૬૦

દાંન હૃદય વાશી.

---

## વૈરાગ્ય [illegible]શી.



જુ તૂંહનિ ગુરૂ મિલ્યુ ન [illegible], તુ આ[illegible] આલોચી જોઇ.
સત્સંગતિ કર્મ કીધૂં [illegible], તે [illegible] સુંપિ ન જગદાધાર.
પાતક 'ચોર મિલે લૂસીઇ, [illegible] [illegible] પછિ પાડીઇ.' ૩૬૧
તપ જપ તીરથ શ્રદ્ધા દાંન, [illegible] [illegible]રી કહ્યુ સોપાન.
'સ્વર્ગ લગિં સંગતિ' [illegible]મીઇ, એકૂ મોક્ષ અભિલાષ ન દીઇ.
આવી ભગતિ યુગતિ હરિ મિલી, એ '[illegible] ઘાતી કાંબલી.' ૩૬૨

ડંભિ પૂજણુ બઇઠુ દેવ, લોક વખાણ્યુ વસ્યુ ન એવ.
ઘૂ દાન કીરતિ વિસ્તરઇ, કિરણી ઇમ જાણીનઇ કરઇ.
અંતરિ આપ ભલાડિ ઘણું, ' નહીં વઢવાઢિઊ ટીપણું. ' ૩૬૩
સજન ઘરિ ઊપનુ કુપુત્ર, લોકે પારખી કહ્યુ કમૂત્ર.
શૂં કરઇ તાત કસંગિ મિલઇ, ' થોડઇ નીરિ પૂરૂ ટલવલઇ. '
' ભંગિ ઊગી તુલસીનઇ માગિ, એ અંગૂઠઇ કોઊ લાગિ. ' ૩૬૪
ખાત્ર અખત્ર ઘરિ ધન મેલીઊ, ઉત્પતિ સારૂ ન વાડવ દીઊ.
ખરચઈ પુત્ર કરઈ તરફડાં, ' માથઇ ચડયાં પાગ ખાસડાં. '
માતપિતા 'નવિ સ્વાહિ ગંધ, કુહ્યૂ પેટ પાદુ કિહાં બંધ ? ' ૩૬૫
' પૂર્ણદત્ત પ્રભાવઇ ધની, ' જાંણ્યું મંત્રમઇ શાકિની.
ઘણું ઘણેરૂં પાપ આદરઇ, કહુ કિમ સૂધી શીખ તે કરઈ ?
તૃષ્ણા પૂરિં જાઇ તે વહ્યા, ' ત્રાંબાના તે વાજી રહ્યા. ' ૩૬૬
' સવિ વેઠિ કરવા લોક, ' તેહનઇ ઘરિ નવિ દેખઈ શોક.
જુ તૂં મનિ ઠાકુરનિ વસઇ, 'તિલે નહીં તુ કરસણુઇ હશઇ.'
' પગ હેઠિ બલતૂં નવિ દીઠ, ' રૂડા રૌરવ લાગુ મીંઠ. .૩૬૭
ખટદર્શનિ જૂ જૂઆ ધણી, 'કો ડાકિણિ કહિ માતા આપણી?'
કઇએકિ ઘરિ મન વિસ લાઇ, 'ધી આપણી વિખાણુઇ માઈ.'
' પાડોશી આગલિ સાસરઇ, જાવા ન લહિ તુ શૂં કરઇ ? ' ૩૬૭
પહિલૂં અન્યાઇ તે ચાડ, ' છુરઇમાંસ પીઆરી હાડ '
' ન્યાઉ અન્યાઉ પાંણી પાંણી વાટ, ઉથલ્યૂં ગાડૂં ગણુ શા ઘાટિ ? '
' આપિ ખાધી માથિ માહિ, પાંનિ ચૂંનુ સકયુ ન લાગિ. ' ૩૬૯
મોટા નાન્હા પાઊઉ વાદ, ' તાણ્યુ અતિ ત્રટઇ જ્યુ નાદ '.
' ચેહનિ છાસિ તેહનિં હાસિ, છીકતાં ડંડ હુઇ વિમાંશી. '
આં ' કહલેડાં સાસૂ ભાગ, વહુનાં ઠીકિર કાજિ ન લાગ. ' ૩૭૦
જુ ખરચૂં વિધિ વિણુ જૂઆ, નિગમયૂ 'યમ મણુ સાતૂઆ. '
' કાગ કરઇ કુઠે કુહુ કિશુ ? ગર્દભ મહુ ઉપાડયુ તિશું. '

ગે તે પામિ કિશા વિશેષ, ' કાલમુખિ શરિ ટોલુ લેખિ. ' ૩૭૧
અપહશંખિ બોલવીયા ભૂર, મેલી શવિ કાં ભજુ ન સૂર ?
' ઘરીનઈ ચોટા ચોર ૧ક બાર ? કૂડા બોલુ ઘર કિહાં વાર ? '
લોક તણાં બોલ્યાં સાંસહિ, ' કૂઆનુ ડેડક થઈ રહિ ' ૩૭૨.

કથ્યૂં કવી મૂરખ નિરવાહિ, ' કાંણુ રાંણુ આંધા માહિ'
વેધિ રાગિ વિખાણુ ભલુ, ' યમ ગામકિટનુ ગાડલુ. '
' મણિ માણિક મોતી પરહરઇ, ભીલી હાર ગુંજા કંઠિ ધરઇ' ૩૭૩

' સાતૂં દર્મ હશિ યમ ભેટ, સઇઆણી આગલિ યમ પેટ. '
' માહલ મઢયૂં ' કહિ શવિ લોક, ' પોગ્રીનાં વિયંગણ ' યમ ફોક.
' હૈમ ગયૂ વ્યાજિ સર્વ દૂલ, જાંણ્યા કોહિડા કુડી મૂલ ' ૩૭૪

યત્ન કરૂ અતિ ઉપરિ ધર્મ, ' ડગિ ડગિ કરૂ વિચાર સ્વકર્મ. '
પગથી પગથી ભજવુ વેરાગ, ' કાં ઉછલી એ ભાગુ પાગ ? '
" કાચ તણુ કૂંપુ એ સાર, ઠબકતાં નવિ લાગિ વાર. ' ૩૭૫

' ધર્મ સુંહાલૂં સહૂકો કહિ, ચોગીશ્વર ત્યાં વનિ રહિ.
' કૂકી પાગ મૂંકઈ આપણા, વાણ્ણી વસ્તુનઇ ચોખમ ઘણાં. '
' આપણપૂં આપઇ ઉદ્ધરૂં, મીંચી આંખિ અંધારૂ કરૂં.' ૩૭૬

તપની વાત તપીશ્વર પૂછ, અણુ જાણિ ' મરડિ મન મૂંછ '.
શોધી વિશિ વશિણ કરૂ પિશાચ, ' જીપૂં કાંમ શૂ કંદર્પ માચ ?
સ્વામી શેવ ન લીધી ભૂરિ, ' રલીઆમણા ડૂંગર થ્યા દૂરિ. ' ૩૭૭

પુત્ર કલત્ર ધન છાંહિ મ ફોક, ' હસારથ હોશિ માંહિ લોક. '
' ઉલાઇ ગઢ ઉગરશિ કિવાર ? અર ચીંતવે અસૂર સંહાર. '
શુક સનકાદિક સિધા વરાગ, ' માતિ સુડિ પસારૂ પાગ. ' ૩૭૮

સહુઈ સમૃતિ પુરાંણ સાંભલઈ, કેતાં માંનિ ન કાસલિ ટલઈ.
કહી કહી ભાગા ગુર શીખ, શ્રવણે સુણીતાં ગયા વરીષ.
તેહનઇ વલી વલી કહઈ કૂંણુ ? ' ભૂંડા ચોર ભલા શકુંન. ' ૩૭૯

'દેવ ચરીત તુ દેવજ લહિ,' તૂં શૂં જાણ મંડણ કહિ.
'રાતી પીતિ પોત પરીઅટઈ,' તેહવૂં નાંમ તોરૂં મઝ ઘટઈ.
'રયણ રાંકઘરિ લહિ શૂં મૂલ? ઓછે માથિ યમ કહિ ફૂલ.' ૩૮૦

## ઇતિ વૈરાગ વીશી.

---

## લોક પીડા વીશી.



જુ તાહરાં તપ ક્યાં પ્રમાંણિ, 'ખુંટિ મ રોમ બિલાડા પાણિ.'
'વારિ ન કરઇ વજીર અન્યાઇ, જાણુ ચોર બેઠઉ વિવસાઉ.'
કહિ નહી કરઈ શીખ ગ્રહ્મ તણી 'મા માહરી નુહિ વાંઝણી'. ૩૮
ધન મેલઇ તોરઇ શૂં કાજ? જુ તઈ પાંમ્યુ એવડ રાજ.
લૂસી લોક કહિ ધન કરૂં, 'આજ પછુ નહી ઠીકરૂં.'
પાછલિ યમવેદન બહુ સહઈ. 'રાંક હાથિ રતન કિમ રહઇ?' ૩૮૨
કાં લોભિ મન તાહારૂં ચલઇ? 'કેહઇ નહિ માથિ મણિ બલઇ.'
પ્રજા ઘણઈ ભરી વેરાગિ, 'કહિ સમાઇ આવ્યું કાગ!'
પાંમઇ પદારથ આદર ઘણઉ, 'રોઇઉં ધૂતિ કરઇ આપણઇ.' ૩૮૩
હાથિ કાતી ન આપિઇ કાણ, 'કેશૂં કુકડઇ ઉતારણૂં?'
મેહલ્યા કરી ચુહુટાના ચોર, હાથી નઇ પગિ પાડ્યુ સોર.'
રાજરસિ તઇ ઇમ કાં કીઉં? 'દૂધ બિલાડી ભલાવીઉ!' ૩૮૪
આવ્યુ અર્થ ઉપરિ બહુ ધ્યાન, 'પર મા વિણ કુણ વીધઇ કાંન?'
'મહુઈ કાતી ચાહી લોક, દરિદ્ર આવ્યુ ઘરિ પડીઉ શોક.'
નીસત જેવ્ય નર શવિ નડ્યા, 'અજાણ્યુ આંકિ સ્વર્ગિથી પડ્યા!' ૩૮૫
દુષ્ટ વિના કુણ કરઈ મકાતી? 'પામી ભૂતિ ની વલી હાતિ.'
આપઈ પશૂં અજા કરિ ઘણી, પીડઇ નહી કહિનુ ભય ગણી.
કરિ ફરમાંણ અપાવ્યૂ મિલી, 'આગઇ આંડણિ છાકી વલી.' ૩૮૬
પીડા પ્રજા કરાવી ચેહિ, 'પાછલિ ગુડા ભારે શેઠિ.'

ભૂપતિ ભૂરે ભલાવાં ગેહ, ' કીધા ચોર વુલાવા તેહ. '
સુખ આદરૂ અ'તા મનિ ચૂકિ, ' ઉખધ વ્યાધિ ભલાવી મૂકિ. ' ૩૮૭

સાઘૂં પ્રજા મકાતી ન જોઇ, માંડે કાજ કપટમઇ હોઇ.
' ઉટ ઢેકા પહિ અવલાં કરઇ, યૂકી ગલ્યૂ ન જાઇ પરઇ. '
દ્દોસ દીવાણુ દીજઇ તે ફોક, ' કાઢિ કાઠ વઢાડઈ લોક. ૩૮૮

આપ્યા પુત્ર પીઆરા હાથિ, ' ઠાકુર ઘરિ નવિ ટલી અણુાથિ. '
આવ્યૂ ઘરિ શવકહિનઈ ગમઇ, ' દૂઝિણીની પાટૂ તુ ખમઇ. '
' વાંશિ વાંસ ઘસાઇ બલઈ, કો કાં પઇસઈ એ આમલઇ ? ' ૩૮૯

ઊભી પ્રજા શીદાણુા લોક, 'માચ સોજા તુ થઇ ગ્યુ ફોક.'
' વાટલીઇ નવિ કાંઇ રહ્યું, શીરામણુ પરવારી ગયૂં.'
ગામિ ગામિ હીડઈ રડવડવા, ' રાતી માટીના યમ ઘડયા ઘડા.'૩૯૦

' બ'દા ઉપરિ બ'દા મિલ્યા, લૂગડ કાજિ અતિ આકુલ્યા. '
' મુખતેમીર કોઇ કોટવાલ, કેતી લોક સાચવઇ ચાલ.'
' અવની અસાધિ વ્યાધિ મુખિ મૂછ, વાધઇ યમ હનમ'તનુ પૂછ.'૩૯૧

મહુશલિ લીધૂ યમવાનૂ વાટ, કાંઠિ ગરથ ન લેખૂ હાટિ.'
'ગરથ રહુ અધવિચિ તે લાંચ વ્યાજિ ન લાભઇ પડીઉ ખાંચ.'
પહિલા મકિર પાછલિ કુણુ હીયઇ ? 'ખોજે ખોલાધર હ'ડાઇ.' ૩૯૨

રાઇ સજન ભ'ડારી કર્યા, તિહાં તે ' નીઠઈ કૂઆ ભર્યા.'
' રાજા મુખિ બોલઈ તે ન્યાય, પાસઉ પડઈ ગણુઈ તે દાઉ.'
' રાંડા રાંડિ કહી નવિ ગમઈ, આપી દ્રામ કહિયો યમઈ.' ૩૯૩

રાવ કરી રાજા નવિ જોઇ, ' કોઠી માંહિ ઘાલી મહુ રોઈ ?'
કરી પ્રધાની બહુ ધન મિલ્યુ, ' ઢૂઢણુ બાફ ચડયુ ઢોકલૂં. '
પતિ વ'ચી કીધૂં ઘરકાજ, ' માથા સૂનાં જાઇ રાજ.' ૩૯૪
નારિ નવીઈ રાજા ગૂત, 'પુતા તાં જાં ખોલઈ સૂત.'
એહૂં નવિ જાંણ્યું તે રાઈ, પેખુ ' પર ધાઈ પર ખાઇ.'

' રૂઠા કેડિ પાડુઉ કહિ, 'હાખિન સહુ વિગતે વિધિ લહઇ.' ૩૯૫
પૂછઇ ધણી કહા પ્રજ કાજ, કૂડઈ કહ્યું ' રામનૂં રાજ.'
મહિતઇ વાત વિમાસી ઘડી, ' કીધી વાત ગલી ચોપડી.'
' શ્વાન પાત્રે કોડાઊં ચટાઇ, ઇલતિ ગઇ આહિતિ નવિ જાઇ.' ૩૯૬
' ઉછલ કરી પદ મોટ્ટ કીયૂ, કોટિ કાગ રતન બાંધીઉ.'
' ઠાકુર પાસે લોભિ લાડ, કરઈ કિશુ સુંડીનૂ હાડ ? '
' ગુણ પુઠિ દોસ મન દમઈ, 'મ તિશૂં શેત્રજ બાજી રમઇ.' ૩૯૭
સ્વામિ દ્રોહિ અર્થ બહુ જડુ, ' શેહેલાની પરિ ચાંપી પડયુ.'
' નાચઇ સાપ શરિ ડેડકી, ગણુ ગારડી ન જાણ્યા સકી.'
સ્વામિ ન ઉલખઇ પુણ્યપ્રતાપ, ' કણુ પાહિ થ્યાં મોટાં માપ.'૩૯
' લાગા અર્થ તણા બહુ ઝલા, ' ઝરૂ પાહિ લોભ આગલા.
' આવ્યાં પડલ ' નેત્ર મન ચલ્યુ, ' માતી સૂના નારીં મિલ્યૂં. '
' પીડો લોક કહિ ઠાકુર વલા, સેઠિ સઢાલ ખોટાં કાટલાં.' ૩૯૯
' લોહી લોક તણું ઘણુ પીધ, મીન મેષ વિચાર ન કીધ. '
ભાગા લોક ન લીજઇ વાઇ, સ્વામી શરણાગત તું પાય.
રાવ કરઇ મંડણુ અતિ ઘણી, સાર કરે તૂ સેવકહિ તણી ૪૦૦

ઇતિ લોકપીડા વાશી.

---

## કૃપણુ વીશી.

જાણૂં નહીં લીલાં મનિ રાઇ, આગલિ ચૂકિસિ એણી કાઇ.
' કરઇ કિશૂં સોનાની છરી ? માંન્યૂં હાટ મસીતૂં કરી.'
માહ રણું પરાભવ સહી, ' શેખ તણી ટોપી પરિ હેઈ.' ૪૦૧
માન્યુ નર પ્રધાની લાગિ, ' તરણુઇ શરિ મુકઇ યમ આગિ- '

સોધી સજન ભાર આપીઉ,યમ ' હીરે હીરૂ વેધીઉ.'
વચ નઈ વજીર વિચારી જોઇ, ' રૂડા કેડિ રૂડૂ હોઇ.' ૪૦૨
દીધી શીખ ઘણી પરધાનિ, દીઠુ આગલિ ' પાકૂં પાંન.'
દાન તણી હવઈ હ્યુ પતિ લાંપ, ' ચડી પાટલિ દીધી ઝાંપ ! '
' જુ પાપ શરિ ભરીઉ ઘડુ, જુ સાથરૂ કાંઇ સાંકડુ ? ' ૪૦૩
આગઇ ગ્યા રાજા જે હશઇ, ' સૂઇ કેડિ દ્દાર આવસઇ.'
' નીદ્ર માંહિ દિન ગ્યા શવિ વહી, બલતાં ડાંડુ કાઢયુ નહી. '
આવ્યુ અંત ગરથ વાવરૂં, ' કાઢયૂં મીઆં તરકસ કિહાં ધરૂં ?'૪૦૪
' હિ હિ કરતાં પાડયું સોર, ખાંડઇ કાઢિ મિલતઇ ચોર.'
માંહિ અવટાઇ ઘણુ ઘણૂં, ' રામ વિનાનૂં શૂં પેખણું ? '
' કરઇ કિશું જે પડયુ અઘોર ? રૂડા દીસઇ માંડયા મોર.' ૪૦૫
અસક્રતિ અંગિ ન થાઇ વરૂ, ' શર તાણી ભાથુ રખ્યા કરૂ !'
' આજ કાલિ કરતાં ઈમ થયૂં, આંખિતણૂં હાસૂં થૈ ગયૂં.'
' માગણુ મિત્ર ન મેધી ભયી, થૂંકિ પૂડા ઈમ કાં કયી? ' ૪૦૬
' જાંણુ થઇ મ રહિશુ કોઇ, ડાહી વાત ન ડાહી હોઇ.'
જુ હુતુ શવકહિ શરિ ધણી, ' કોઇલિ કાગ થઇ હસાંમણી.'
આલસુ આઇ જણ્યા દીકિરા, ' માંચીના માંકણ 'થઇ સર્યા ! ૪૦૭
' જો જો તિલિ ન એણુઈ તેલ,કુણિહિ નં પૂરી પાસઇ બેલ. '
' મુહિ ન ઉડઈ મઇ માખિ, પાંણી નાલિકીર રહ્યું રાખિ. '
' ચડયુ ઉકાલુ દૂધિ યમ, શમ્યુ તુલડી માંહિ તિમ. ' ૪૦૮
પહિલૂં કયૂં હુઈ અભ્યાસ, તે વેલાં આવિ અવિનાશ.
હાથ ઘસી હરિ હરિ ઉચ્ચરઇ, નિશ્વાસુ નાખી ચક્ષુ ઝિરઇ.
' એડુ બઇસાર્યુ નિજ ઠાંમિ, ખોલઇ માથું મૂકયું સ્વાંમિ.' ૪૦૯
કૃપણુ કિમ ધન ખરચીઇ જોઇ ? ' કોઠી ભરી કોઠીના ન હોઇ. '
' ખીસુ આપ આપ કરિ ભલુ, કો નીલજનુ વાઢિ ગલુ ? '

'પાપીનુ ધન પ્રાશ તજાઈ, હરઇ ચોર કે લૂસઈ રાઈ.' ૪૧૦
ભૂંડાનૂ લેતાં શું દોષ ? ' શેઠિ અધૂરા વાણુત્ર કોક.'
' સઘલા માહરઇ ખાઇ કમ્મિં, કૂડા ગચ્છ વિરૂડુ ધમ્મં.
' કોહલા ચોર દેખઇ કીધી ભૂર, લૂંડી બલઇ ન અંગિ પૂર.' ૪૧૧
કૃપણ ભુક્ષક નઇ કિમ દઇ ? ' વ્યાઈ હુઇ તુ વેદન લહિ.'
ફાવી લક્ષ્મી પૂરવ તણી, ' દીવા કાત્યું શ્રવણ ન સુણી.'
' વાંકી ડાલિ હેઠિ નવિ ફરઇ, [ દાતા કૃપણ સરિખા વરઈ. ] ૪૧૨
ધૂતારૂ ગ્યુ કૃપણ ઘરી, નાંખી દોરિ આવી પાધરી.
' પહિલૂં દીઠૂ ભૂત દૂબલા, સંતોખી માખ્યા બાકલા.'
' પરિ કીધી મેલતાં અપહારં, યમ લાંબિ કાપઈ સુનહાર.' ૪૧૩
પેખુ લોક તણી એ ભાંતિ, ધાત તણી નવિ છંડઇ ખાંતિ.
લોભી ધની મોહ પાડીઉ, સૂ ' મૂંડા સાથેરિ અહ્મ દીઉ.'
' કહિ સોનાની વાહુ નદી, ખીસઇ પીઆરઇ જો મદી.' ૪૧૪
યે માગઈ તે આપઇ ઘણુ, જાઇ ધન ઇમ કૃપણ તણું.
'આંબિલિ યે અંતિજ ઘર તણી, ખાટામૂલી શ્રવણે ન સુણી.'
લોભિ મન લાગૂં ઇમ જોઇ, 'બાપાવિઇ એક બલદ ન હોઇ.' ૪૧૫
પાખંડી સમર્યું ઉર ભણી, ' સોના થાકરઇ સૂંનૂ કરી.'
યે યે સગા વરતા ઘણું, આવ્યૂં ચાલિ ટોલૂં તેહ તણું.
રાધી ખીર તે બોલ્યા શુણ, 'ડાહી તેડુ ઘાલઈ લૂણ !' ૪૧૬
તેહનઈ ઘરિ બેટા યે યણ્યા, ' સુલી થા ખાઇ મણ ચિંણા !'
જુ મન તાત તિહાંરઇ ફરઇ, ' ભાંજઇ નહી તુ ખોખરાં કરઇ.'
' લાહુ લાડુ કિમ ન હોઇ ? ડાઇઆં ઉછીના નેવે ખોઈ.' ૪૧૭
ભૂખ્યાં કાંઇ કૃપણ આસરૂ ? ' સાંડ ભાંડ માતાં પરહરૂ.'
' માન્યુ તાપઇ શું તડફડઇ ? વ્યાઈ તુ જુ જર પડઇ.'
' પુનર્નવા જે પાખઈ પાખિ, હવડાં ઢીલી પાંણી રાખિ.' ૪૧૮
'માગ્યા સુફલ પુત્ર તેહતણા, એક રામ બીજા લક્ષ્મણા.'

જોયુ નારિતણુ વિવેક, ' નાની વાની કહિ ઇમ એક. '
જોયુ સર્વ કટંબનુ લાગ, ' મૂઉ માકલીઉ પેરૂ ભાગ. ' ૪૧૯
ખૂટઇ ધન શું કીજઇ ભાઉ ? 'મૂઆં ઉપરિ ગાડાં જાઉ !'
જુ મન નારાયણુ નવિ ભલ્યુ, સઘલૂ ' ધન તે ધૂલિ મલ્યું. '
આણુ માંડણ સ્વામી વીસાસ, 'કૂલ મરઇ તે રહિતે વાસ. ' ૪૨૦

## ઇતિ કૃપણ વીશી.

---

## યોગવિડંબન વીશી.

પુત્ર કલત્ર ધન યોવન દાગ, તેહનઇ વનિ જાવા શુ લાગ ?
તેહ તૃષ્ણા મૂકઇ નવિ સાથ, , ભાંડ તણી ચોટી શરિ ન હાથ. '
કિમ કિંકર હાથિ ઉગર્યું ? 'અન્ય ક્ષેત્રઅન્ય માલુ કર્યું ' ૪૨૧
ઇંદ્રઇ વસિ કિમ રાખિ શિકાઇ ? ' ભારૂ સાપ તણુ ન બંધાઇ.'
' પાંણી માહિ દિપ કિમ લડઇ ? ભાગુ મોતી પછઇ નવી જડઇ. '
' ફાટઇ આભિ થીગડ કિહાં લાઇ ? પાંણી નવિ પોટલઇ બંધાઇ.'૪૨૨
જુ તઇ યતીપણું આદર્યું, મોટું નામ થઇ નઇ સર્યું.
' જો યમ બોલઇ ચાંપિ ડાઢિ, મેહલી કૂપિ વરતઇ મ ન વાઢિ;
લોહકાર લોહડાં ખડખડી, થાસિઇ એક રહિશઇ પડી.' ૪૨૩
થિર મ રાખિ હૌઉ ઉવેલ, 'દીવઇ પરવાર્યું દીવેલ.'
' આંધા આગલી આપહિ વુખલુ, સૂલી ચઢયાં કાગ સ્યુહલુ.'
સુધુ કુલ આપણું સંભારિ, ' કિમ અસ્ત્ર બિ એક પડીઆરિ ? ૪૨૪
'પાલુશઇ યે દાધા આગિ, નહી પલવઈ બલ્યુ નર વાગિ.'
ચૂકિશિ જુ મન એ કડી, ' પાછલી રામ પાધરિ બોરડી.'
રાખે કરશ્યુ નામૂં ભલા, પહિલા નીર પાછિલા. ' ૪૨૫
નાહનુ વગડા વાસજ લીધ,' સેવત્રાં ડાંગે ફૂટાઇ.'
' નીર નહી તૂં આવઇ જાઇ, કુંણુ કહિની તે વ્યાઇ માઇ ? '
ગાઢું થાઈમ મૂંકે માંણ, ' વેચ્યાં ઘોડાં કેહુ ખાંણુ ? ' ૪૨૬

યોવન ધન મેલ્હી થયુયતી, ' દાંત પડયા કહઇ થાઉ સતી' !
બઇસઇ ભગત તણા બહુ પાશ, ' ધોતી ઉગાઇ આકાશ. '
' ચેલ્હા ગુરૂ ચેલા થયા તિશયા, કેહિ ઇંદ્રિ કશાં ઘર વશાં. ' ૪૨૭
' ભોગ અધુરઈ કિમ રહિ આપ ? હેરી બાંડુ કીધુ સાપ.
' લુહાર ચોલઈ ઉઠઈ આગિ, આવી ટીપ ગલીનૂં લાગિ. '
' જોયૂ ઘૂંઘટ માહિ વિનાંણુ, ઈંદ્રિવણાં ફલ રૂપ વખાંણુ. ' ૪૨૭
'બૂડી રાંણી ઉંડઇ નીરિ, ' તુ લીં વાંટી કામ શરીરિ.
' ચાલૂ કહિ ખાંડાની ધાર, માહિ ન જાંણઈ મોટુ માર. '
' મુખિ તીનુ પાછલિ થયુ બૂહ, બી આપ કરાવ્યું ઠૂંઠ.' ૪૨૮
' કહિ લેશૂં ફૂટી હવં પાર, પુત્ર ફ્રઆરૂ ગ્યૂં કેદાર. '
' વિખ ખાધા વિણુ મરશુ નહી, ગાંઠિ બાંધિ વરસા સુ રહી. '
' વાતઈ કિશુ લોકનઈ વાહિ? વાત સુણીશઇ કુણિ માહિ. ' ૪૨૯
આવ્યુ જતીપણાનુ અંત, ' મેલી જીભ ભલાઇ દંત. '
' ચોર ચોરની જાણઇ વહી, સાપ સાપની ઘસરકિ લહી. '
મુદ્રા ઘાલી બાધા સોત્ર, ' નાહુ કાશપ લાગઇ ગોત્ર. ' ૪૩૦
જોયું ઘણું તડી તડફડી, ' તિલ ખાધઇ થાઇ ચોપડી. '
'પહિલૂ ઘર શુ કીધ તાડ, બઈહુ થઈ બગ વશું ઝાડ. '
નારી આપ ન ઉતર દીધ, ' કાંસી તડઇ બોકડી લીધ. ' ૪૩૧
પાછલિ મિલી ભલી તે ઘાત, ' દારી ભરડા મિલ્યુ સંઘાત. '
' સાઠિ સોહલુ મિલીયુ ઘરવાસ, સાલી દીઠઇ મિલી આસ.'
' પાંણી કિમ ઉતર્યું જાંણીઇ ? હિવડુ ભરીયં જુ નામીઇ. ' ૪૩૨
યોગીનુ મારગ તે લયુ, 'પાપડ ખાઈ પદમસી થયુ.'
મૂલી જડી ઘાતુ વર દેઉ, ' બઈહુ મીઠી કાતી લેઉ. '
' નાક વિના શુ આવી જડ્યું ? એતાં કણુકિ પાંણી પડયુ. ' ૪૩૩
જાણૂ એ બ્રહ્મચારી હશઇ, ' કિસ એવુઈ ઘણ ઘડિ ભાજસિ ? '
' કહિનૂં કાજ ન એકઇ સીઝ, ' ગાંમિ ગાંમિ વિલાયુ ઝીઝ.
સિદ્ધિ તણી ' વાચઇ ગુણ વહી, બઇહુ સતી સાંઢલી થઈ; ' ૪૩૪

ખોટા યતીનાં ટોલાં મિલ્યાં, [ જિમ બહુ બગલા ધ્યાનિ ભલ્યા. ]
જુ માંડુ પરણાવઇ નિધિ, તું ' મૂંઆની આવઇ સિદ્ધિ.'
' સુંખી નિસાતુલીયાં શવે, ' સુધા મુનિ નસાહાડયા નવે. ૪૩૫
' ઉદર ભરેવા માંડયુ દુલ, ઘણે રાંકે કૃત મુહગુ ખુલ.'
માહિ સદન રહ્યું જુ જાગિ, ' પેટ તણી કિહાં ઘાતઈ આગિ
' નર પાધરાં રહિ કિમ મન ? વાંરૂ રાંધણિ વિણાસઇ અંન્ન.'૪૩૬
પછઈ મિલ્યુ સાતીક સાથિ, ' ભાગુ ઘડુ કાંનુ રહ્યું હાથિ.'
કહિઇ ઇમ લોકઇ હસુ, ' વિખ ખાધઇ છઇ પાણી રસુ.'
હીડઇ ઘણા ઘણા ઘર પીઠ, ' કુહ્યું ક્રિયાણૂ લોકે દીઠ.' ૪૩૭
' ચે યમ આવઇ તે તિમ જાઇ, ખારૂ પાણી નઇ પૂઠિ વાઉ.'
' કોરર દીઠ કંકોડી પાહી, આંધી આંધા વિગલા બાહિ.'
.ન્યાની તણા બોલઇ બહુ ઘડી, ' બઇઠુ સ્વર્ગી ઉપરિ ચડી.' ૪૩૮
એક જિ કાં નવિ હરિ સમરૂ ? ' કૂચા પોથી કાંઈ મરૂ ? '
'સૂધાં સૂત્ર અગ્યારા ગિ[illegible], બાંગ સી ઘરિ બાંભણ તણુઈ ?'
કહિતુ હીડઇ કંથા સડી, ' મા[illegible]રાં વચગણુ તવ તુલડી,' ૪૩૯
કરતાં દીસઇ માંહિ વિકર્મ, મોટા તણાં વિગોયાં ધર્મ.
આજ્ઞા તોરી મૂકી હાથિ, 'વાતે [illegible]ઠાં બિઠા થાકિ.'
કહિ મંડણ મઇં લીધા પાગ, જો [illegible]ાની પરિ મનશું લાગ- ૪૪૦

ઇતિ ચોગવિડંમન વીશી.

---

## ભૂતભાવના વીશી.



મંત્ર જંત્ર કવિ કુડા લાધ, 'આતાની ઘુઘરીની સાધ.'
'કાઠ તણી તુલડી જોઈ, એકવી ના રંધાઇ સોઈ.'
'હેવદાર ચોપડા ન સુણી, કર ચા[illegible] ધૂલિભર્યું આફણી' ૪૪૧

ભૂત પિશાચ આશા ઘણી, ' રાખ ન વહી એક લાડ ભણી.'
' સઘલઇ ગામિ ખમણા વસઇ, તિહાં ધોબીનઈ કેહવુ રસઇ ?'
જૂ તેહે જીવતુ મૂકી ઘા, ' જાણે ધૃત ઊંબર ધોઇઆ. ' ૪૪૨
' પાણી તરશાં પાસઇ કહી, તલાવિ સહીઆરૂ જેહનઇ નહી. '
શૂં કરશઇ તુહનઇ તન ચીંત ? ' બહુ ભાંડ ન બહુ ચરીત '.
' ચે સાચવઈ સરોવર જોઇ, પીયઇ આવી કૂઈ ન કોઇ. ' ૪૪૩
પ્રીતિ પિશાચી પૂજામણૂં, યમ ' આંધા આગલિ પેખણૂં. '
' ઘોડુ ત્રહી ત્રહી નઇ મરઇ, તે અસવાર મનિ નવિ ધારે. '
હોમ કરી ધન બોલ્યૂં બંધિ, ' લાભ પડઇ લોહગાંઠિ બંધિ. ' ૪૪૪
આવીનઇ મન અહીઇ વશું, ' ભઇસિ પાણીમાંહિ સાંડુ કિશું ? '
' ઘરિ કૂકડી તે માંદી સુણઇ, માગઇ માહિષી ઊતારણિ. '
' ભઇસિ કૂકડી સાડુ ચીમ, આંબાવાડઇ થોહરની સીમ. ' ૪૪૫
' ભવ ભાંજી કહિ બઇસુ સખિ, તે લક્ષ્મી તેતરનઇ મુખિ. '
' મારૂ મગ દેખતાં ખાઇ, આભિ પડયુ ઝીલ્યુ ભૂમાહિ. '
તે આગઇ વિછુટ્ટ રલી, ' છીદૂં પડ્યું વાદિ દૂબલી. ' ૪૪૬
હરિ મેહલી તેહનઇ કા મિલ્યુ ? ' માગિ પેટ ઊપરિ પોટલું. '
' ત્રુટી નાડિ કિમ જીવીઇ ? વયરિ તણી શું નવિ રાંડીઈ ? '
મોટા કીધા બોલી ફાર, ' વહિતા ખલકનઇ ન દેઇ આર. ' ૪૪૭
તૂં કર વાંછઇ તેહની આસ, ' ડીવણુપાલ નઇ મદનવિલાસ. '
' એ ચાટવી કૂકરની લાલ, ઉડયું ભૂત હલાવઈ ડાલિ '.
શેવા કાંઇ નહિ હરીની કરી ? 'જિહાં ચુહુટયું લોહી નીસરઈ'. ૪૪૮
પેખઈ નહી બહુ ગહિલા કર્યા, ' વડા દેવ ઇણીપરિ ગર્યા '.
મેહલ્યા જોઈઈ આમિષ ઘણાં ' કૂહાને સાલીયા વતરણા ઘણાં. '
હોઉ પ્રસન્ન હોમ બહુ દીઉં, 'છાંણઇ ચડિઈ વીંછી આંણિઉ'. ૪૪૯
તેહ તણઇ વસિ રહેવું સદા, દીન કૃપાથ્યૂ ચૂકિશિ કદા.
રૂસંતાં નવિ લાગઇ વાર, ' એ બલતાના તાપણહાર '
શવિ સંસાર તણા એ વરુ, ' મૂઠ ઘાલિ મ કરૂ ગોખરૂ '. ૪૫૦

વિશ્વાધાર સેવ સંભાલિ, ' નિત મઢ નિતિ હાથા ટાલિ. '
'આતૂં પોતૂં થવિ શૂં ખાઇ ? ચૂકૂ ધર નાવીનૂં જાંણિઇ. '
' કેડૂં મૂંઆં મૂકસિ કાલિ, વાઢી ડાંભ દેઇ કચ ટાલિ. ' ૪૫૧
સાધી મંત્ર પશાણિ તેડિ, ' બ્રહ્માકંચિ લાગી તાં કેડિ. '
શરણાગત લ્યુ સનકાદિ સ્વાંમિ, આગઇ ઇશ્વર છિ છૂડ નામિ.
માંનઇ કાંઇ બોલ તે ' જડયા, ન્યાંઇ શૂં ઉપરિથા પડ્યા, ' ૪૫૨
સમરઇ એક અનોપમ રાંમ ' કહિ ભાગા શવિ ભાડઅચિ ઠાંમિ'.
આંણિન નારાયણશૂં નેહ, ' ગોરૂ ગોરૂ ગોચઠિ સરેહ. '
દિન દિન પ્રતિ જાઇ મન ગલ્યુ, 'માન્સુ બોલ નઇ ઝગડુ ટલ્યુ.' ૪૫૩
તૂં જાણેતાં એહ અભાગિ, ' ગુલિ મકોડુ યમ શૂં લાગિ ? '
સાચૂં કહિતાં કાં નવિ ગમિ ? 'તેજી તાજણું નવિ ખમઇ. '
અઢાર પુરાણે જે બોલીઇ, કહિઈ લક્ષ ભાખિત ઠેલિઇ. ૪૫૪
અવિધિ મંત્રતણુ પ્રણામ, ' શૂં બોલઇ જો સારૂં ગાંમ ? '
'કરડ્યાં શ્વાન ખાસડાં લાધ, આગઇ દુખ નઇ ડાકિણિ ખાધ. '
' પાર્શ્વનાથ પતીજુ પરિ, કાહિ કલશપૂજા જો હરિ. ' ૪૫૫
વ્યાપી રહ્યું એક અવિનાશ, સહુઇ ઇમ કહિ વીસનૂં દાસ.
જેહનૂં અવની એકજ રાજ, ' લોકાચાર સાચવઇ કાજ. '
રાખ્યૂ નહિ મન એકઇ નાથિ, 'વાતે વ્યંઠા જણ જણ સાથિ. ૪૫૬
'વાતે વડા ન હોઇ જોઇ, પાડુ પોસી કો હલિ દોહી ? '
' ઘૃત વિના નવિ વાજઇ ગલૂં, કહિ લખીઆ અક્ષર આગલૂં '
રાખુ મન નારાયણ નામિ, ' પડિ હાકિ નીસરિ બૂંબ લાવિ. ' ૪૫૭
' પંક્તિ મનરવા હીડઇ વિણ તોઇ, સાપ તણી મલમલ શૂં જોઇ ? '
જેહનઇ પાપ કરિ નવિ લાજ, ' મીની મહુ વાયશૂં કાજ. '
'હુકારતાં પ્રીસાણૂં કોહિ, ઉભાં રહી ગાંખરૂ વિછોડી. ' ૪૫૮
તેહનુ શૂં ગુંહનઇ આધાર ? ' બૂડાનણી માગઇ ઉલાર . '

શેવા કરિ હવિ શ્રી ગોપાલ, ' જાં નવિ વાગુ ભૂત ઇટાલ.'
જાં નવિ મૂંકશિ ગ્રહિલૂં કરી, ચેતન ગ્યા શૂં સમરશઇ હરી. ૫૫૯
કહિતાં ' કાકિડા વિષ ચડયુ, ' રામનામ સૂધ ચાંપડયૂં. '
જૂ મેલ્હુ કૂડા ગુરૂ હેઠિ, તેહનકે " દેવિ કરાવી વેઠિ. '
પાછલિ દિન કર્યાં પ્રમાણ, માંડણ પતિની માની આણ. ૪૬૦

ઇતિ ભૂતભાવના વીશી.

---

## શરણ વીશી.



સહિજિ સાંભલિ વેદ પુરાંણ ' મીઠી વેલિ વિશ્વ વખાણ. '
અરિપરિ મન જાતૂં ટલઇ, એ મંડણ 'ઘાણૂ ફોથલઇ.'
પ્રીછી લ્યુ શાસ્ત્ર નીહલી, ' છઇ ચાટવા અલૂણી શલી. ' ૪૬૧
' આસાધરદુ ડાંડુ કહઇ, વિલગલ નહી વિચાર સોઇ લહઇ.'
કામ ક્રોધ લોભાદિક ભવે, ફોફલીયાનાં ફોફલ શવે. '
પરહરિ સત્ય શૌચ આદરૂ, ' સાલિબીજ લોકમાંહિ, સરૂ.' ૪૬૨
' ચેણિ લોપી કલની સીમ, એતાં ડાહ્યુ મોટૂ ઢીમ. '
યમ યમ સદગુરૂ વાંણી સુણી, ' આંત્રે ગાંઠ પડી તવ ઘણી.'
સ્વામી ચરણ શરણ અણુસરી, એક અપૂરવ જાણ્ંં હરી. ૪૬૩
સુણી વચન મન હોઉ થીર, અંતરિ અણૂ એ રઘુવીર.
' કૂર દાલિ મિલી એકજ થયાં, રહી અલગી કાચરી હરિ મયાં. '
લક્ષ ચુરાશી તારણ પાજ, ' લાધુ પંથ અકલ હીંગલાજ. ' ૪૬૪
મેલા જપ તપ તીરથ કલા, ' એ જાણી કચકચ કોથલા. '
વિષ્ણુભક્તિ આણી ખરી, તીરથ છાંડી કાં નવિ આદરી ?
ટાલી ભ્રાંતિ સુગતિ મતિ લેઇ, ' રહ્યા સુરતાંણ અણીના થઇ.' ૪૬૫
કિમ અવિનાશ વારૂ પદ લહ્યું ? ' માંકડચે કુલિ કો નાચીઉં ? '
વિષ્ણુ તણી એ વલગુ આંક, ' થાઇ રહ્યુ પાધરિ પાતસાહ. '

' ઉતાવલા કહિ પાંશીઆ, સાંસ્નાના પ્રાસાદ સફીયા. ' ૪૬૬

જુ અંતરિ આવ્યુ અવિનાશ, ' ઊભરાઈ સુપડીયાં પંચાસ. '
' હેઉલ આગલિ પાછલિ રાજ, એકઇ મારગિ ન લાગિ લાજ. '
' પામ્યા શરણિ પરમેશ્વર પાગ, કલિ કોહરે શણુ નવિ લાગ. ' ૪૬૭

તીરથ તીરથ માહાતમ ઘણાં, કિમ મન રાખૂ એ આપણાં ?
' તોરઇ છનવ કોહલાં હાથિ, કહિ જાવૂ આપણ કે સાથિ ? '
રામનામ એક અંતરિ ગૂઢૂ, હું પરહુણુ એક ઘરિ તુઝ. ' ૪૬૮

મઇ માનૂં હરિ એકઇ અદષ્ટિ, ' સૂત્રધાર યમ બાઉલિ દષ્ટિ.'
જૂ મઇ પામી વૈષ્ણવ ખ્યાતિ, ' કાં નેકુલનઈ જાઇ રાત્રિ ?'
' હેતુ રહ્યુ અવની બહુ કુલ, એ હાથેલી માહિ વૈરાલ.' ૪૬૯

રડવડતાં મઇ જોયૂ હેયા, ' વાણુત્રી એતાં લોહોટીયા. '
' ધણી ધણીનૂ ધન સંઘચઇ; તુ ગોપાલનઈ કાં નવિ રચઇ ? '
' ખમણુા મારવાર કુણુ ધણી ?' શરણુ વિરાજન સ્વામી તણી. ૪૭૦

સ્વામી તણાં ચરણુ સુખ જોઇ, ' પેટિ પેટિ અધરણી નવિ હોઇ. '
નામ લઉં ચે સ્વામી તણું, ' તડકઈ પડયા છીયામણું. '
' છીયાનઇ સુખ તડકુ કરઇ, ' તિમ મન મૂં તમ ચરણે ઠરઇ. ૪૭૧

બહુ તીરથ મઈ જોયાં કરી, ' બારે વરસે ગોદાવરી '
તોરાં ચરણુ શરણુ ફલ શીઘ્ર, ' અગ્નિ ઘૃત તત્કાલિ વીઘ્ર. '
એ મગ એણુઇ નીરિ ચડઇ, તવપદ શરણિ આવ્યુ રડઈ. ૪૭૨

કિમ એ સાજુ રહિં શરીર ? ' વાઘ બિહુવચિ પીવું નીર. '
' દીધઇ બારિ ધણી શ્થા ફિરઈ. ' પરભવ અંગિ સંભારી ભરૂ.
એ સંસાર અતિહ આકુલ્યુ, ' તુ પરસંગિ નરશિહ મિલ્યુ. ' ૪૭૩

' શબહુ ઉદકિ રહીયાં બીજ, ગિરૂઉ તે ગૂઝિ નવિ લીજ.'
બહુ તીરથ કહિનાં કહિતણાં ? ' ઘણા ઘરના યમ પરૂહણા.'
કલીયુગ તૂં ગયુ વિસારી, ' એહ પછી હેહરી સમધરી.' ૪૭૪

ઘણાં ઘણાં માહાતમ એ ગાઈ, ' એક એક ના તેજ અમાઇ. '
સંદેહ ન ટાલ્યુ જે મુનિ ભલા, ' ઉઠિ બહિનિ એ તિલ તેતલા. '
એ આવી પ્રણમ્યા તત્ર પાઈ, ' તે ઘડી કોડીણી થાઈ. ' ૪૭૫

જોયુ શવિ તીરથનુ નેહ, ' એ કાકી પીત્રાણી તેહ. '
એ તં ઘાત મિલિ કી નુહરઇ, ' પણ દલ છત્રી તણાં સાંભરઈ. '
' બગઈ બંધ નહીં' હો સ્વામી, તુ હુ આવી વલગુ તવ નાંમિ. ૪૭૬

' છાસિ બાકલા ' દેખી બંધનૂં, ત્રિભોવનધર ફેડણ કંધ.
' વાતિવાત સ કાગિ કાગ, ' તૂં વિણ દીઠુ એ શવિ લાગ.
જે પ્રણમ્યઈ નવિ તોરા પાઇ, ' ઠાણુ આવ્યુ ભૂલુ જાઇ. ' ૪૪૭

અન્ય સુણી ' લાંપાંનાં રાજ, ' કોઢી દુખી દેઉલે કાજ. '
તૂં વિણ કોઇ ન જાઈ પારિ, ' તંબોલીઆ તાલ સંસારિ. '
તૂં વિણ કલાપ્યા જે સુર તબા, ' તે શવિ પાણી યમ લીબૂઆ.' ૪૭૮

કાજ કિશુ બીજે અનુસરિ ? તે ' કોઠીના મુહુના પરિ. '
લીધા ઘણા ઘણેરા નીમ, ' ડાકિણિ તણા મિત્ર પરિ યીમ '
' ગોરી માંહિ ખીલાઇ શૂં કાજ ? ' જુ મઇ પામ્યું તોરૂ રાજ.૪૭૯

' શું કરશિ સાવિજનઈ ઘણાં ? બાચોલીમાં પથ્યાસંઘ તણાં. '
એ આજ્ઞામાહ રહી ઉલગૂં, તેહનઇ કુણ થાઇ શરિગતૂ ?
માંડણ રહ્યુ તવ ચરણું લઇ, ' શી કીડી ઉપરિ કટકઈ ?' ૪૮૦

ઇતિ શરણ વીશી.

---

## સેવા વીશી.

' આમઇ લોગિં કણકણિ કહું, એતાં છાંણ છાંડવું બહુ. '
' નાવઇ મુક્તિ ઉષધ જે ઘાટિ, ' તે સ્વામીની આજ્ઞા માટિ.
' સુખી દુખિ દેણું વિણુ આંપિ, કિમ છટઇ બહુરિ વિલાપિ ? ' ૪૮૧

ભૂલ નવિ જાણી હરિ મુકાકિ, 'માંટીપણુઇ મરડી વિધિ વાડિ.'
'ડગમગતુ ચાલતુ સંદેહ, ઉવટિ કષ્ટ ગમાડયુ દેહ.'
સાચા શ્રુતિ મારગ ગુરૂ મિલ્યુ, 'ભૂલા સોહિ ઇહ થયા વલ્યુ.' ૪૮૨

શું હુઈ સુર બીજા સ્તવઇ ? 'બારઇ કાચી વિણ ભોગવઇ.'
'દોહિલુ દેતાં યમનઇ જાપ, એ કર્મ સુડિ માંહિલુ સાપ.'
સ્વામીની શરણાગત રહઇ, 'આંખિ વિસ એ મહાવિસ કહઈ.' ૪૮૩

કર્મ તણુ ભય આંણી અંગિ, તીરથ કરૂ વિરસા પસંગિ.
જાણુઇ છું હુ તેહજ ચડઈ, 'તૂં રીસં શુ કાવો ચડઇ ?'
જાં નવિ કરૂ વિષ્ણુપદ ભેટ, 'યમણુ પીયારૂ ન પીયારૂ પેટ.' ૪૮૪

યે યે કરઇ અનેક ઉપાય, 'ઘરટીનઃ મુહુવાસુ ન થાઇ.'
અવની કીંહા નહી તીરથ વિના, 'ગામિ ગામિ અવગાહિ જના.'
મગતિ મગતિ સહુઇ ઇમ ભણુઈ, 'ઉઘલતી કુલ કેહાં ગિણુઇ?' ૪૮૫

'વાઈ ઉંડતા કાકરા, શુ હુઇ તુ શવિ દેખઈ નરા.'
હરિ આજ્ઞા વિણુ ફોકટ થાઈ, મઈ પાંચઈ તૂં નૂરૂ માઈ.'
'માહિ કિમ થાઈ ઉજલા ? સહુ કરતા સોનાની કલા.' ૪૮૬

વિષ્ણુ ઉપદેશ વિના યે દીઇ, 'કોઠીનાં કાથુટિ ચહુટીઇ.'
વિષ્ણુ વિના કુણુ કરશાઇ સાર ? 'કાઢયુ સાંઢ ચોર કુણુ વાહાર ?'
વિણુ નારાયણુ આણી રંગ, 'દીસઇ શવે વિસણીયા ચંગ.' ૪૮૭

બ્રહ્માંડ કોટી કોટી જંત, 'કાચ મિરીડા મિણુકરિ તંત.'
જો શ્રુતિ સ્મૃતિ શાસ્ત્ર વાગ, 'ભૂલુ ઘણુ અહિરણિનઇ લાગ.'
વિષ્ણુ વિના એ સર્વ વિકાર, 'આવઇ શવે તલાવઈ ભાર.' ૪૮૮

બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર થડાં, 'એ ખાખરઇ ત્રણ્ય પાનડાં.'
'સીંચઇ મૂલિ સર્વ સંતોષ, છાલી કાં નધણી બિશિ પોષ.'
એકજ આવી રહ્યા અંતિ, જોયૂં શવિ મુનિ 'ઝીણૂં કંતિ'. ૪૮૯

આશઇ શધે મિલી ઇમ કીયૂં, 'સીસૂ મેલ્હીઇ સોપીઇ.'

'બ્રહ્માંડ કોટા કોટી કાઇ, અક તૂલ પરિ ઊડયા જાઇ.'
બ્રહ્માંડ કોટિ જેહ તનિ વસ્યું, એહ 'આલિ નાડીસિ કિશું?' ૪૯૦
આગઇ એણુઈ અનેકય કીધયો, 'એ નિધુ ૧૨ દેઈ સયો.'
'સીંહરીઈ ઇમ ભાજ્યો કાઈ? પૂછ પૂછ ાં માલવિ જાઇ.'
'કીડી મરણુ આવી યમ પંખ' પ્રીછઇ બહિરા આગલી સંખ.' ૪૯૧
એકજ હરી સમું હવં જોઇ, 'ભાગી ભૂહિ છાંડવી સોઇ.'
સહુઇ કહિઉ વિશેષ ઉપાય; 'એ ધલહર મલવવા જાઇ'
એતાં પછી સગુરૂ શું કહઇ?' જુ ગલીઉ હાંડુ થઇ રહઈ.' ૪૯૨
એનું કહિ નવિ જાણ્યું મર્મ, જાણે પાછલિ ઘણાં વિકર્મ.
પાછલિ કોડી જન્મ દુખ સહિ, 'કહી એ વહિકલઈ જલ વહઈ.
વલી વલી શુ ગુરૂ પામીઇ ' વીર્ંા ગ્યાં સુડ કિહાં બાંધીઇ?' ૪૯૩
કઠિણુ બોલઇ ગુરૂ તારણુપાજ, 'એ કડૂએ કોડીંબડે કાજ.'
પરમ પદાર્થ નુ નરતીઈ, 'ડાવઇ ચમણુ કરવા દીઇ.'
અણુપ્રતીતિ ફલ લહિશકી અશું,'લંકાં સોનૂં આપણુઈ કિશું?'૪૯૪
જુ ગુરિ કીધુ એવડ સોર, ' માનઈ નહી ન સીગાં ઢોર.'
' ગુરૂતણાં ગાડાં દેખાડિ. લીધા નહી ખડખડતી પાડી.'
'દૂધ તણાં ઘાટાં નવી ગમ્યાં, કિમ લાભઇ ફલ વિણુ દેહ દમ્યાં?૪૯૫
'માઈ વૃથા ધર્યું તે ગાભ, નાગા આવ્યા ત્રાજુ લાભ.'
આહિ જોઇ વિમાસી હીર, 'રાનાં બોડાં કિમ મન થીર?'
જાંણ્યુઈ ઇમ મન તે ઉગર્યું, 'ધામિણિની પરિ બિહુ મુખિ ચર્યું.'૪૯૬
આવીનઈ મન એહવૂં વસ્યુ, તાવનૂં તાવિત છૂટસ્યું.'
માન્યુ નહી અહંકારિ ધીગ,' પુત્ર આપણા એ પર ઝોટીગ.'
' એ નુહઈ હંસા કરસૈહ, વ્યાધિ ગૈ વઇરી થયુ વૈદ.' ૪૯૭
' કાપરતાં ઉંટ થવિ ગિરી, કપરાણું વાંસઇ ગાડરી.'
' કશલ કાબરીયાં સવિ રચિઇ, ગાડાનાટ ગાડલી હસઈ.'
' કુડ કોરિ કિમ બાંધી થડાં, વેલા કિશાંઇ કાલીગડાં. ૪૯૮

જેતઇ મારગ શ્રુતિ વિણ સુણી, ' વર્ત કાજરી નણુદ રૂપલણી '
' આય પ્રમાણિ સોગ ઉવલ્યુ, માંન્યુ પાણી ઢીવુ બલ્યુ. '
દુખિ તિ જે શંજમની હુસઇ, 'કિંકર ઉચી સાલ બેટિસિ.' ૪૯૯
ઇમ જાંણી તીરથ વ્રત કીધ, તપ સંયમિ જપ એ હઠ લીધ.
' ચુહુટલીઇ વઇર કિમ વલઇ? ' જાં સ્વામી આજ્ઞા નવિ પલઇ.
મંડણુ માગઇ સુખિ તૂં ભણી, 'પહિલૂં કલપી પરીખટ તણી.' ૫૦૦

ઇતિ સેવાભિધાન વીશી

---

## અપદર્શન વીશી.



વિષ્ણુ તણી આજ્ઞા નવિ ભંગ, ' જાણુઇ બોલ તણુ એ રંગ. '
જે કીજઇ અન્ય ઉપાય, ' અલતાનુ રંગ ઊતરિ જાઇ.'
અવિધ ધિરઇ કિમ આપઇ ધરઇ? 'વાગુલિ આવ્યાં શું ઉગરઇ ?' ૫૦૧
વિષ્ણુભક્તિ વિણુ ક્ષેપવિ દેહ, ' આગઇ લાગ અલૂણિ તેહ '.
' આંગુ સુણી પ્રવર્ત ન થાઇ,' તૂં શૂં આહારિ મન ઊજાઇ ?
જુ તૂં તનુ તેખઇ બહુ તડઇ, ' પાવૈનઇ પાહનુ નવિ ચડઇ.' ૫૦૨
ઉપદર્શનિ કર્યો જે ગ્રંથ, લેઇ માહિ પુરાણી ગ્રંથ.
લાગુ તે જાણી મન રાખિ, ' બાર સિદ્ધ આંદરણ્યાં માખિ.'
વેહારથિ તનુ જો ભાવિઉં, ' ખાધું તિહાં ભાણું ભાજીઉં.' ૫૦૩
જોઉ અપદર્શણુ મનિ પુરી, 'ડાબા ક્યા કુણુ ગ્રથિલિ કરી ?'
અંતરે જોઇ ન એ વિચાર, ' ભૂમિ પડયા ભૂમિ આધાર. '
વેદ વિના જોયૂ તડફડી, ' નુહિ એ ગાંધીની હડી. ' ૫૦૪
વરતણુ કાજિ વ [illegible] આદર્યું, ' ઢાઢા રીજત ઉદર ભર્યું, '
પાછલિ જોસિ કુણુ તપાસ ? ' સાતે જાચે દૂધર વાસ.
અંતર શું જાણઇ જન લોક, ' ગલણુઇ લીલી ગોતાં ગોલ ! ' ૫૦૫

માંડી કૂડ અતિ ગહિગયૂં, ' ઢીંકણિ પાડી બાબૂ થયૂં. '
પાસઈ કીધા મોટા ઔટ, ' જાણિ ઊપરિ પરબા લોટ. '
લીધુ સાથિ નઇ સોહલુ, ' લેઇ ધૂલિ ઉપડિ પ્રોહલુ. ' ૫૦૬
' અવધાઇ શ્રી મેલી ઇમ ઘટી, હરિની માટી હરિ આવટી. '
જુ કીધુ કૂડુ આરંભ, ' ભર્યું હુઇ તુ શરવઇ કુંભ. '
પાખંડિ મોટી અનુસરી, ' બહુલઇ માંસિ વહઈ કહઇ છરી. ' ૫૦૭
દેખાડી હંસા પરભાવિ, ' ઢાર મારિ તેજી કંપાવિ. '
કલ્પી વાત નવનવી કરી, ' એ કાણે હુડી છેતરી. '
સાચૂં ત્યાજ્ય કૂડઇ કિમ જાઈ ? 'બૂચૂ રાત કીધુ નઈ થાઈ.' ૫૦૮
અવહિ આહરીં ધનીથ્યુ તિમ, ' દીઠુ પા નારેલુ યમ. '
થાપ્યુ ધર્મ ભ્યંત્ર મતિ લહી, ' એ સસા પગ ચૂથુ નહી '
' માંડ્યા પગ ઊવટ દેખાડિ, સાચી થૈ કાલાની રાહાડિ ' ૫૦૯
ધન ખરચ્યૂં અન્ય આણી મોહ, ' જાણે ગયુ કાંજીયા ખોહ. '
' ખરઇ બોલઇ શવિ લાગઇ બીજ, ત્રાંબા દેખી પડી એ વીજ. '
' લોપી સ્વામી કેરી શીમ, કાગ કોહિલિઇ પાડ્યુ તીમ. ' ૫૧૦
કારણ માટઇ કૂડાં ચવી, તે ' મેહલ્યા કાગ ભાલવી. '
યે પ્રીછવ્યા કપટ અભ્યાસ, ' નાંખ્યા બીમ ભમઇ આકાશ. '
' મૂરખ મન ખોટઇ અતિ રાચ, યે પાલણુઇ ન ગાયાં સાચ. ' ૫૧૧
મેહલ્યા ઉપમારગ વિસ્તારી, ' મહુઘી વાત તે સુહઘી કરી. '
' સાચૂં કૂડુ નવિ પેખાણિ, કુબધી કલકલતૂં બૂકાણિ. '
મેહલી હરિહર પરવસિ રહઇ, 'પર પઈસઇ ઘર વિણસઇ કહિ.' ૫૧૨
અનેરૂ કહ્યુ અનેરૂ કરઇ, ' દીધૂ બહચક નીસાતરઇ. '
વાગી એ આગ્નાની હડી, ' ચાંહ્યુ ગોહ માથિઇ વીજ પડી. '
જુ બઈઠા બહુ ઘાલી વાદ. 'કૂબડી ન ખમઇ બિ આપાહ.' ૫૧૩
કહિ એ અર્થ અહાર ઘડુ, ' અરહટ પડ્યુ એ સહાવડુ. '
' અંધ ન જાણઇ મહ્યુ અન મિલ્યું, દીધી કાછ કટક ઉપડ્યું. '
જું [illegible] બોલઇ કિશું ? નહી આગઇ ઉપહર જોઇશું. ' ૫૧૪

માંનઈ વિમાનઇ નવિ ગણ્યુ, 'ડંભાશિ હોશિ કારણુ.'
વરિ ખરચુ બહુ લોકં દીઉ, 'મણુ સઇ તિમ સુઠિ ગાંઠીઉ.'
'દાઝઇ તે તનિ વેદન લહિ, મહા મહાસતી સહુઇ કહિ.' ૫૧૫
કોવિદ કો નવિ કૂડુ લાધ, 'જાંણી જાતિદીપકા શ્રાદ્ધ.'
'સૂધાનઇ સૂ ગૂધ શું કરઇ ?' તુ તેહનઈ તે કાંઈ આસરઇ ?
સ્વામીભક્તિ મેહલ્યા વાલવઈ, 'આંબા આંબિલી કુણ પાચવિઇ' ? ૫૧૬
પરિ પરિ ધર્મ દેખાડઈ આપઇ, 'બિલિ બિલિ ગોહ નહી કહીં સાપ.'
વિઘન વાત કરંતાં વડૂ, 'જાતા ગાડઇ કાઢઇ પઈડુ.'
'કાચી નહી કરી એ ઘાત, એ ઉપલૂં નઇ પાઇઉ વાત.' ૫૧૭
'વાત ન તેહની પડીઉ મોહિ, હોઠ ગોઠ કૂડી નવિ હોઇ.'
જોયૂ પરિ પરિ કહીયુ ઘણઘણું, 'ન મિલ્યુ ખીસુ નઇ ટીપણું.'
કૂડી વાત કહિ કિમ કરઇ ? 'બઈઠુ સોગઠ અગ્યારમઇ.' ૫૧૮
એહવઇ કાજી બઇસઇ ધીર, 'ઘાસઇ બાવનવાર તે વીર.'
ફરી ફરી શવિ હરણુ તેં જોઇ, 'પઇસિઇ નીરિ તુ ભીજઇ તોઇ.'
વેદાંતી જે છે પરિ કહી, 'નવાણું એકોત્તર નહી.' ૫૧૯
માંડણુ ભણઇ સ્વામી અવધારિ, 'માંડયું છોણુ ખેલુ સંસારિ.'
'સાચઇ કૂડઇ જાઇ કાલ, એ યમ અરહટ નઇ ઘટમાલ.'
મોરૂ મન તવ ચરણે જડું, 'ખરૂ મહાલક્ષ્મી આગલિ પડયૂં.' ૫૨૦
ઇતિ અપદરશણુ વીશી.

---

## જીવન વીશી.



વિપ્ર ગ્રહી એ ધર્મ પ્રમાંણ, બિ સંધ્યા રીઝાવુ જાંણ.
હોમ યાગિ સુરસુખ જાલવુ, લેના દાન ન આગઇ તવુ.
વેદ તણી આજ્ઞા પ્રવર્તીં, એ જીવીની સરિ રાખીઇ. ૫૨૧

અથવા બ્રહ્મચારિ થયુ રહી, ' નારી શવે માતા મઈ હોઈ. '
તપ જપ તીરથનૂં અધિકાર, ભોગ વસ્ત નવિ પુષ્ટ આહાર.
દાંન ક્રિયઈ નવિ કરઘાતીઈ, એ જીવીની સરિ રાખીઈ. ૫૨૨
વાનપ્રસ્થ મન આદર કીયુ, વનફલ ટલત સ ભોજન લીઉ.
સહુણુઇ ગાંમ માહિ મન આવિ, પરચયા સ્રી પૂઠિ કરાવિ.
એક સાથરઇ મા લેખીઇ, એ જીવીની સરિ રાખીઇ. ૫૨૩
ઉચૂં પદ સંન્યાસી તણું, તે ઊપરિ જો આદર ઘણું.
ત્યાગી કર્મ્મ શવે શ્રુતિ રાખિ, મધ્ય વેદાંત તણી એ સાખિ
મનસાં સ્રી સંગતિ વિણસીઈ, એ જીવીની સરિ રાખીઇ. ૫૨૪
પરમહંસ પરમાણંદ કલા, ગુણ 'ગંગોદક પાહિ નિર્મ્મલા.'
અંતરિ ચ્યંતન એક અવિનાશ, ' કર્મ્મ ન છીપઈ સૂરાભાસ. '
શવિ વનચર વનુ શરણ લીઈ, એ જીવની સરિ રાખીઈ. ૫૨૫
પદ અવધૂત પૂત અતિ લયૂં, વિચરઈ અવિની મંનગતિ ગયૂં.
લીલાં વન નગર મતિ ભ્યંન, અણકલ્યા ભિક્ષા અવિસન.
શુક શનકાદિક સરખા હૈઈ, એ જીવીની સરિ રાખીઈ. ૫૨૬
બહુત્તરિ જનક ચે ગતિ ગયા, પૂરણ બ્રહ્મ થૈઇનઈ રહ્યા.
નારી રાજ ભોગ શવિ કીધ, કલા માત્ર મન તિહાં નવિ દીધ.
અમૃત વિષ દાહ સીત ન લહીઇ, એ જીવીની સરિ રાખીઇ. ૫૨૭
રાજા રાજ [ કરઇ ] પ્રતિપાલ, ' લોક શવે છોરૂ પરિ ભાલ. '
દુષ્ટ નિગ્રહ સ્રી ભોગવિ ઘણી, ન્યાઇ ધન લક્ષ્મી આપણી.
તપ તીરથ પૂજા અણુકીઇ, એ જીવીની સરિ રાખીઇ. ૫૨૮
રે પરધ્યાન દયા પર હોઇ, ન્યાઇ અન્યાઈ સોધઇ જોઇ.
તાહારઇ પતિસેવા જુ એહ, લોક સખી સ્વામીની દેહ.
કારકુન સવે જો કીઇ, એ જીવીની સરિ રાખીઇ. ૫૨૯
ઉદ્યમ કરિ આદસી અપાર, તુ ઠાકરિ મત કીધી સાર.
મનસા વાચા કર્મ્મ કરી, બઇઠાં સૌખ્ય મ માનસિ ખરી.

અવસરિ આવિઇ પ્રાણ પતિ દીઇ, એ જીવીની સરિ રાખીઇ. ૫૩૦
નારિ ભર્ત્તરિ ભક્તિ આરિ, સો ભણિ શ્રુતિ આપ્યુ તવ પાર.
સ્નાન ધ્યાંન તીરથ તપ ખોડિ, મૂરતિ આગલિ કર મન જોડિ.
પતિ મૂકી અન્ય ન તન રાખીઇ, એ જીવીની સરિ રાખીઇ. ૫૩૧
વૈશ્ય વિચાર સાર તવ દીધ, કારણ વિણજ પશૂપરિ કીધ.
વારૂ વૃત્તિ આપી તવ વેદિ, દહી દૂધ તન પોષિ મ ડેખિ.
આવ્યા ગ્યા બહુ આદર દેઇ, એ જીવીની સરિ રાખીઇ. ૫૩૨
શુદ્ર સુખિઇ ઘર તન જાલવુ, વાંણી વેદ વિના હરિ સ્તવું.
બ્રાહ્મણ વદણ પ્રમા કરિ માંનિ, સંપતિસાર સંતોખુ દાંનિ.
અતિથ્ય આવ્યું ઘરિ હરિ પેખીઇ; એ જીવીની સરિ રાખીઇ. ૫૩૩
રે રે પુત્ર મિત્ર પરિ પિતા, માતા એ તવ તન તોષિતા.
એ ઘર ધન તૂન્હિ સૂંપીઉ, તન લગઇ સહૂ ભલાવિઉ.
જનક જનેતા વસિ વર્તીઇ, એ જીવીની સરિ રાખીઇ. ૫૩૪
સેઠિ નાણ્ડુ પુત્ર વીસાસ, વાણુત્ર ના કીજિ બહુ આસ.
સુંપી લક્ષ્મી જીવ સમાનિ, કરીઉ આપ સરીખુ સ્થાનિ.
તેહનઇ દ્રોહ મનસાં વણુસીઇ, એ જીવીની સાર રાખીઇ. ૫૩૫
રે રે શૈવ દૈવ તવ જાંણિ, અન્ય કરિશ મન તે તવ હાણિ.
મંત્ર પશૂપતિ ખટઅક્ષરી, 'ક્યંન મ જાણિશિ એ હર હરી.'
'સઘલુ વિશ્વ ઇશ પેખીઇ,' એ જીવીની સરિ રાખીઇ. ૫૩૬
સાંખ્ય સૂધુ એહ તવ ધર્મ્મ, વિષ્ણુ ઉદેશ કર્યું નિજ કર્મ્મ.
સાખીભૂત સ્વામી લેખવ્યુ; ઉતપિત ત્રિપતિ માયામઇ સ્તવુ.
એકઇ જંત મ પીડા દીઈ, એ જીવીની સરિ રાખીઇ. ૫૩૭
મીમાંસક ફલ મોક્ષ વિચાર, સૃષ્ટિ રહી શવિ મંત્રાધાર.
વિદ્યા વર આપઇ તવ ઘણા, 'ઘાલી મ શૂત્ર શ્રવણિ આપણા.'
યાગ ભાગ ફલ વંછી મ દેઈ, એ જીવીની સરિ રાખીઇ. ૫૩૮
ઇતર લોક ફેક તવ મોક્ષ, દુર્બલ દીન હીન તનુ પોષિ.

હંઆ સાથિ નાંમ હરિ લીધુ, ' મોટી વાત અવિધિ વિણસીઇ.'
'સહિજિ ધર્મ્મ આપણુઇ વરતીઇ,' એ જીવીની સરિ રાખીઇ. ૫૩૯
ભાતિ વિવિધ સેજ જૂ જૂઇ.' જીવિની શરિ રાખણુ થઇ.
કહિતાં સ્વામી પ્રથમ નવિ વરઇ,' કાંદી ફરઇ હુકમ નવિ ફરઇ.'
મંડણ ધર્મ્મ વિલાઉ લાખિ, તવ આજ્ઞાં મંન એ થિર રાખિ.૫૪૦
ઇતિ જીવન વીશી

## ચંદન વીશી.

' લક્ષ ચુરાસી યોનિ ભમી,' માનવ ભવ લાધુ તવ ઘમી.
' લોપી વેદ ઊભારગિ રમ્યુ, એ અવતાર આલિ નીગમ્યુ.'
કો ધન કારણિ વેચઇ ફિરી, ચંદન બાલી કોયલા કરી ?' ૫૪૧
બ્રહ્મસૂત્ર લઇ ઉત્તમ થયું, નિત્ય કર્મ્મ સૂધૂ નવિ કરૂ.
આજ્ઞા લોપ સ્વામી તઇ કલા, હીન કુલીન તૂં પાહિ ભલા.
કો ધન કારણિ વેચી કરી, ચંદન બાલી કોઇલા કરી ? ૫૪૨
સદગુરૂ મહ્યુ દીધી મતિ સાર, ચેહ અઢાર પુરાંણ વિચાર.
વલી વલી ગુરૂ શુધ્ધ ન મિલઇ, પ્રતિબોધ મૂકિ મન વલઇ,
કો ધન કારણિ વેચઇ ફિરી, ચંદન બાલી કોઇલા કરી ?' ૫૪૩
વેદ પુરાણ મીમાંસક જોઇ, ભાગવત બાંધ્યુ શુકિ સોઈ.
તિ સાંભલી નર' હોઊ ઠાંમિ, બેઠી પારિ ગૈઇ વિત્ત ઠામિ'.કોધન. ૫૪૪
' માતાપિતાતનુ તીરથ સાર,' આણુ સ્પષ્ટ જોઇ વિચાર.
નવિ ચયો કીધી તઈ ભાવિ, હીડયા દેઉલ ફરત સભાવિ. કોધન.૫૪૫
સંન્યાસી આશ્રમ અતિ ભલુ, બોધા સંગિ થ્યુ' બાહરિખલું.'
ઇંદ્રઈ જીભ સવાદિ કરી, ગ્યાં અસ્તિ પ્રાણ નીસરી. કો ધન. ૫૪૬
પામ્યુ તિરથવાસી વાસ, બીજુ દેશ ભમ્યુ ધન આસ,
અંન્નપૂર્ણો ઉપાસી નહી ' કહિ ભૂખ્યાં ઉઠી સૂઈ નંહી ' કો. ૫૪૭

પૂર્વિં ઉપાસી સારદા, આવી વાસ કીઉ મહીં રહા.'
કાંઈ મુખિ આવ્યુ કવિ ધર્મ્મ, વિષ્ણું વિના અન્ય કીધું કર્મ્મ કો. ૫૪૮

'પૂર્વ તપ કરૂ તે વરૂ, પામ્યુ રાજ્ય' આપ ઉધરૂ.'
લોભિ લોક સંતાપ્યા ઘણું, ફોકટ ગમીયૂ તપ આપણું. કો૦ ૫૪૯

મોટઇ કુલિ લીધુ અવતાર, 'મારગિ ચાલી પેખુ પાર.'
મલીઉ હીનસંગિ મુખસ્વાદિ, આલિ ભવ નીગમ્યુ પ્રમાદિ. કો૦૫૫૦

પામ્યુ ધન અમૂરત ગેહ, પરોપગારિ ન આવ્યુ તેહ.
નિભિંઇ પદ આપઈ લક્ષમી, તે અવની માહિ વીસમી. કો૦ ૫૫૧
સંધ્યા તપ હરિ પૂજા કીધ, માગિ માગિ વર વાંછિત દીધ.
સૂધી સ્વાંમિ ન માગી સેવ, માગ્યૂં રાજ કરઈ શું દેવ ? કો૦ ૫૫૨
દ્વારાવતી સરખૂં [ સ્થલ ] પાંમિ, લીધું મોક્ષ ઘણે તે વામિ.
કરી એકમના ધરી અભિલાખ 'ન સકયુ તારી પૂરવ પાખ'. કો.૫૫૩
મહા આતમા ધરાવૂં નામ, હરિ નું વેદ દયા નઈ ઠાંમિ.
સાંહમુ સંઘ તેડયું અહંકારિ, 'વર્તાવી પગિ ઘણીઅ મારિ.' કો. ૫૫૪
યોગી તણૂં વડૂ અભિધાંન, માહિ પૂરણુ નહી તે ગ્યાનિ.
જાંણી નહી યોગ મનિ સિદ્ધિ 'નામ કપૂરી ટિલ નુ ગંધિ,' કો૦.૫૫૫
કો નર નાંમ વિષ્ણુવનુ લહિ, વિષ્ણુ વિષ્ણુ નવિ અંતરિ વહિ.
પાલી નવિ આજ્ઞા નૃપ તણી, 'પાછલી જનમિ કસુ પિશઇ ઘણી.' કો૫૬
ક્ષત્રય નામ વડૂ તે શૂર, 'ગૌ સ્ત્રી વાહર ન ધાયું ભૂર.'
રાખ્યૂ દેહમતી શું લાભ ? 'ઊપરિ પડયુ જોઇઈ તે આભ !' કો૦ ૫૫૭
સજન ઘરિ પુત્રી અવતાર, ભર્ત્તા પૂરઇ ભોગ શૃંગાર.
વારૂ પિતાતણુ અહંકાર, પ્રીયશૂં અતિ બોલતી સકાર. કો૦. ૫૫૮
ચે 'શત ભાર હેમ નિતુ ઝરઇ, પાંમઈ મણિ મૂરખ શૂં કરઇ ?'
ચૂકાચૂક કરી સંભાવિ, 'ઊકરડઇ નાંખ્યું તે આવિ' કો૦ ૫૫૯
માંડણુ ભણઇ સુણુ મઝ સ્વામિ, કિમ ન લાગઇ પદ નિનીમિ ?

' વેદ સ્મૃતિ નવિ બોલી સરઈ, કાંઇ વાત વ્યંજની કરઈ.
બ્રહ્માદિકે એણી પરિ લાધ, ' પ્રીછી લીધુ આંધિ આંધ. ' ૫૬૦
ઇતિ ચંદન વીશી

---

## પ્રેમ વીશી.

પામી મનુષ્ય ભવ સંસારિ, ' લેઇ નામ ગઇઉ નવિ પારિ. '
' વસિ નવિ કીધાં ઇંદ્રય પંચ, પીલૂ ગાલઇ પાકી ચંચ. '
' નહી જઇઇ કાં કરતાં સોર ? ચેણી વાટઇ લાધા ચોર. ' ૫૬૧
પુણ્ય નહીં પોતમ કિમ લહિ ? 'ફૂકા લગઇ કબાલુ કહિ. '
તોરા ચરણ શરણ બિરદ વડ, તુહિ ' આંગલિ દેખાડણું. '
વૈષ્ણવ નાંમ વિશેષિ લહઇ, ' લોકેશ્વર પરમેશ્વર કહઇ. '૫૬૨
જો મઇ આજ્ઞા તોરી પાલિ, ચઅઈ' ઉકરડઇ પાકી સાલિ.'
' નામામૃત કરૂણા મુખી પીઇ, સાયર સેવી રતન પાંમીઇ.'
તુ કીમ મૂકૂં તોરી આસ, 'જિહાં જાઈ તિ લોઢીઇ કપાસ.' ૫૬૩
' યોની લક્ષ ચુરાશી ભાતી, પુણ્યઇ પામીઈ ઉત્તમ નાતિ. '
વિશ્વંભર અભિધાની હોઇ, ' તૂં સૂતૂં જાગતું ન જોઇ.'
તૂં વિણ કો નવિ એહુંં 'હશઇ, યે 'સૂતાં મહુ ઉઘાંસિ, ' ૫૬૪
જેહુ વિષયા રસિ વિગૂત, ' કુંભકર્ણની નિદ્રા સૂત. '
યે યે વાત પુરાંણી સુણું, ' ઊપરિ વાંસ તલઈ વીધણું. '
તૂ વિણુ યે યે કરઈ ઉપાય, ' મણુનાં તુટાં પલે ન સંધાઇ. ' ૫૬૫
યેમઈ તુછલું બોલી સર્યું, ' ગહુ થઈ પઇઠુ માંકુ નીસર્યું'.
જુ તૂં નામિ ન જાઈ શોક, ' પાછલિ પડયાં સહિ મૃત્યુ લોક. '
જાઇ પાપ જુ ઉચ્ચરઈ મુહિ, ' ઘોડા જીભજ વાઢી હુઇ. ' ૫૬૬
તું કરથઇ કિંકર ન લોતિ, ? ' બોલઈ નિગમ દીવાની યોતિ. '
સ્વામી યે પદ તોરાં સાધિ, ' વિણુ ઉખધ ગઇ વિરાધિ. '

તે વિણુ ચે કાંઇ કમ્મ ખેટઇ, ' વોધ પાન પીજારા ઘટઇ. ' ૫૬૭
બીજાં બોલી કરીયા ફાર, ' અંગકની વિષ્ટઇ અપાર '
તૂહ વિના કુણુ પ્રીસઇ ક્ષીર, ? ' બાઇ નૂહિત બીજી નીર. '
' અંજન કાજિ કરીશિઇ અંખિ, સારીશઇ મૂશલિ કર નંખિ ૫૬૮
પરમેશ્વર શું જુ તુઝ પ્રેમ, પાલુ આજ્ઞા એ સત નેમ.
ચાલિશિ નહી જુ સ્મૃતિ વાંણિ, ' પહિલા વેઢા ચુકિશિ જાંણિ. '
' દેખાડિસિ કરિ મોટા વેદ, કહિ આસંગા વિણુઠુ ઢેઢ. ' ૫૬૯
આજ્ઞા અણુ પાલિ નહી લાગ, ' ગાઇ વાઇ ગુડઇ રાગ. '
ચાલ સદાએ દીસીઈ અહી, ' સગાઇ અહાં ઠગાઇ નહીં. '
હવઈ મ પૂછીશ એ વલી વલી, ' જેયૂં સાતે ગલણે ગલી. ' ૫૭૦
' અનાપના શોધઈ હવઈ કિશા ? ' જુ અંતરિ હરિ આવી વસ્યા.
આવી મગતિ પધારિ ઘરા ' કહિઇ જાં ગજ તિહાં ગોધિરા. '
અંતરિ વાત વિચારી જોઇ, ' બોલ બાપ કહિ એકજ હોઇ. ' ૫૭૧
' લોપી મ લાજ સ્વામીની લીહ, સૂધી વાત મ કરિ મન બીહ. '
પ્રસિધ ઊખાણુ શ્રવણે સુણઇ, અંતરિ આંણિ એહ આપણઇ.
જુ તૂં આંણેસિ એ પરમાદ, ' જાણિસિ એ સૂરણનું સવાદ. ' ૫૭૨
' કમ્મ ન છૂટઇ મનસા જાણિ, ' આગઇ કહીઉ સ્મૃતિ પુરાંણિ.
' ગાંમ વિચિ અરહટ જુ વહિ, કો ઉંચુ કો નીચુ કહિ '
મહામુનિ ગ્રંથ બાંધિ મૂંકીયા, ' ફોકટ માથા નવિ કૂટીયા. ' ૫૭૩
ઇંદ્રઇવસિ જન રાખુ સર્વ, ' આગલિ છઇ હરિસિધની પર્વ. '
' વાઢી દેખઇ એ અંગલી; કો લઘુનીત ન કરશિઇ મિલી. '
એહવૂં જાણી કમ્મ કરિવૂં, 'આગલિ વાઘ મુહિ પઈસવૂં. ' ૫૭૪
' ભણિસિ ઇમ માજનઈ જોઇ, એ રગ હાહુ બઇસી સૂઇ. '
કહિનિ કિહિ મ જાંણિસિ મંનિ, ' મૂર્ખ ક્યાં કેહાં પાપનઈ પુણ્ય ?
નાસ્તિક ઘરિ એ પોથાં હશઈ. ' લિખતાં લેખણ મહુ દુખસઇ. ' ૫૭૫
લોકાચાર વડુ દાખવુ, ' મેહ્લી ચોટ મ ફેવટ ચવુ. '
જાણઇ રામ સીતા મહાસતી, સુરવર દાં કરાવું પતી

ઘણુ સુ કહિ ' ઘડા ઢંકાઇ, જણુસુ વદન ન ઢાંકયાં જાઇ. ' ૫૭૬
બાંધા ગ્રંથ ઘણા મુનિ મિલી, ' નુહિ કાત્યુ એહ દૂબલી. '
પાખંડી ધૂતારા થાઈ, ' તીરથ પાખઇ ન શર મૂંડાઇ. '
દેખાડઈ પોથાં આવડાં, એ શવિ ' કાંણીનાં કુલ્લડાં. ' ૫૭૭
' વિષ્ણુ ભગત શીદાસ શવે, ' દેખઇ ભીખ માગતા હવે. '
સધની દેખાડયા આપણા, ' એણુઇ બોલઈ ચલકે જણા. '
પામિશિ સુખ હરિ રહિ સંભાલિ, ' તેલ મ પીએ વાટતાં દાલિ. ' ૫૭૮
સ્વામી છઇ રાવણનું હઠી, ' જાગઈ જોઇ પીઆરી છઠી. '
ઉધર્યા જે જન શરણિ ગિલા, ' ધાવ્યુ નહી એ કસ આંગલા. '
કીધાં શવિ પુરાણુ આવડયાં, ' ગાલિ નવિ ઉઠઈ ગુંબડાં. ' ૫૭૯
વેદતણુ મારગ દોહિલુ, કહિ, ઇમ ' સૂધી વાટઇ ચલુ. '
' કહિતાં સોહિલું શ્રવણે સુણી, કરતાં ગાભ ગિલઇ ગ્યાભણી. '
કહિ મંડણ ક્ષણ જુ તૂ રતાં, ' પાલોશઇ એ દ્રો ખૂંટતાં. ' ૫૮૦

ઇતિ પ્રેમ વીશી.

---

## સદાનંદ વીશી.



મેલ્હી વિષ્ણુ વિના મન બાંધ, ' મોટીપણુઇ માથા માહિ બાધ. '
તીરથ તપ વ્રત શવિ ચૂકવ્યાં, ' અછતા દેવ કરી નઈ સ્તવ્યા. '
શું જો આપ જોચું અતિ રગી, ' ઘી પીતાં આવી બગબગી. ' ૫૮૧
' નાગ નવઇ કુલ મેલ્હી રાજ, આવ્યુ હવઇ ચાકુલડિં રાજ. '
વિષ્ણુ નહી તુ ઇશ્વર ધ્યાઇઈ, અથ બ્રંહ્મા સૂરિજ ગાઇઈ.
નહીતર કોડિ તેત્રીસઈ દેવ, મન માનઇ તે કીજઇ શેવ. ૫૮૨
નીપણુ બઈઠા કલ્પિત જોડિ, ' વર સાથિ કાગિણિની કોડિ. '
માહિ અર્થ પુરાણી લીયુ, ' આગિ સાપ પંખાલુ થયુ. '
જોયૂં કિમ હવઈ લાયૂ, ભીડ ? ' ગ્યા દિન કરતાં પાટા પીડ. ' ૫૮૩

દેખી વાસ આવ્યુ તૈ ભૂર [ સાધઇ પછી સવારથ પૂર. ]
વરશી શ્રાદ્ધ ગુરૂ ગોત્રજ કિશી ઘર છાંડી આંહાં રહુ અહિનિશિ.
બ્રાહ્મણ શ્રવણુનિ આણઇ કુંણુ ? 'ટાંઢઇ મુઝ કઇસઇ ભરિ લૂંણુ ? ૫૮૪
તરત ફલ જોઉ કલકાલિ, મૂઆં સ્વર્ગ હસિ તે બાલિ. '
તે કૂડૂં ચે હવડાં પાંમીઇ, ' સૂતૂં જાગી ચે ગ્યુ ગાંમિ. '
' નહિ જેણુઇ ગામિ કૂકડ, વ્યાહુશઇ નહી કોઇ તડફડુ ! ' ૫૮૫
આવ્યુ નહિ ચે વિપ્ર હરિ સાંભલુ', ' તેતાં નક્ષત્ર વાહ્યુ આંધલૂં '
જુ કૂડે બોલે મન ચલ્યાં ' છુ લાકડનઇ' માંકડ મિલ્યા '
જોહ સ્વર્ગ લિશુ આંહાંથાં મથી, 'વાઘ મુહિ કાંઇ ખાવુ નથી'૫૮૬
સાડિ ભેદ ઊખાણુા ત્યહુ વીસ, સંભળાવ્યા સવિદોષાદિસ.
ગાંમ માહિ બઇઠા સુખિ નહિ , શૂં સાધીશઈ એ વની જઇ ?
વેદારથ વાટઈ સ્વર્ગ લહિ, ' ચાખી રાંધ્યું છઈ' ઇમ કહિઇ ૫૮૭
માનઇ શીખ જેહ અમતણી ,' સહુઇ જોશુ હશિ ગ્યાભણી. '
જેહે બોલ અહ્મારા કર્યા , કહિ ઇ મુહુ કોઠી નીસર્યા. '
આવી કઈ અહ્મારાં પર્વ, ' પાટા પાટી માંજી સર્વ.'
સાંભલતાં કાંઈ બુધ્ધિ કરી ' થ્યુ નાડા વિચિ સીદરી .'
મન મ ચલિ જો હોસિ હાંણિ ' રહી આપણીઇ ઘરી ઘીસુ તાંણી. '
મેહલી હરી અન્ય આણીશ નેહ, 'ઠાહર નિ ઠાહાર હોસિ દેહ.' ૫૮૯
' રહિસી દેઈ આફણી ફાલ , એ છઈ ઉસરતાંના કાલ. '
વાત કરશિ ન માહિ મિલી , કહિસિ ' સાતઇ વાટ મોકલી. '
'પઇસિ તે માંહિ કહિની આલિ? બગ બૂડઇ વેદાંત માંહિ.' ૫૯૦
જુ શવિ માથઈ મોટુ ઘાત, ' ઠાલી ઠાલિ શી કીજિ વાત ? '
વાડવ વતૂ મ દેશુ કોઇ , ' ફોકટ સંકટિ પડશું જોઈ. '
વેદે કરી વાટ સવિ સેવિ , ' ગૌ દૂબલી વછ જોગવેઇ. ' ૫૯૧
મનસા વાચા કર્મ વિચાર, કાંઇ સંધ્યા માત્ર આધાર.
એકવાર ભરસિ અંજલી , તે સ્વામીની આજ્ઞા પલી.
શ્રતિ માતા આગલિ કિમ પાપ ?'સૂર ઉગ્યુ ' શુ દીપ પ્રતાપ ?' ૫૯૨

અંતરિ અર્થ વિચારૂ વેદ ' કાંઇ ભમુ વિણુ જાંણ્યા ભેદયા. '
કાંઇ ઉછૂં છઇ તે માંહિ ? મેહલ્યા ધર્મ્મ અનેરાં વાહિ.
' ઠલ ઠલતાં હીડુ અંધ કાં ? યમ માંડવા તણાં ડોહિકાં. ' ૫૯૩
સ્વાંમા વેદ ન આજ્ઞા વરૂ, ' તે લોપી કિમ આપ ઉધ્ધર્યુ ? '
' ઠાકર કરઇ અનેરૂં કરઇ, કહિતાં વાત પડઈ કિમ વરઇ ? '
અણુ કહિ દાને કલેસુ કાંઇ ? 'ધર્મ્યૂં કૂંકયું શવિ વાઇ જાઈ.' ૫૯૪
' પાખંડી પંચ દિન માંહિ ગછઇ, પગ પાછલિ ખોટા કીહી અછઇ. '
અણુજોઇ વલગુ બહુ થાહાર, જોઇ શું સ્મૃતિ આધાર ?
ઇંદ્રિ મિલી વિચાર્યું દસઇ, કહિ ' આલોચિ લક્ષ્મી વસઇ. ' ૫૯૫
સ્વામી ' ઠાલુ ઘડુ એ હોઇ , ઝલઝલતુ દેખઇ સહૂ કોઇ. '
અહુ પહુ તીરથિ આફલ્યુ, જાં નવિ સૂધું સદ્ગુરૂ મિલ્યુ.
તોરી આજ્ઞાં ' ભરીઉ અંભ, પૂરણુ થૈ રહુ તવ કુંભ. ' ૫૯૬
દેવ દેવ કરતાં ઘર પીડ ' મૂં જો કે પ્રત્યક્ષ ન દીઠ. '
હ્યંગ હ્યંગ જોયાં શવિ કલી, વિષ્ણુ વિના નવિ પાછી વલી.
ચે વર આજ્ઞા પ્રીછું ભેદ, ' પૂરણુ થયુ રહુ થિર વેદ. ' ૫૯૭
દર્શણુ દર્શણુ જોતાં ફિરી, ' ન સર્યું કેણુઇ પાર ઉતરી. '
અંતરી આવ્યુ શુધ્ધ વિચાર, ' લેઉ વેદ સ્મૃતિ આધાર.
આજ્ઞા પ્રતિપાલઇ મતિ થઇ, ' બઇઠુ ઘટ તે પૂરણુ સહી. ' ૫૯૮
જોયો શાસ્ત્ર સ્મૃતિ પુરાંણુ , અધિકાં અધિકાં સર્વ વખાંણુ.
અંતરિ આવ્યું નવિ સંતોષ , દીઠું ઈંદ્રઇ કર્ણ સપોષ.
' ભોગવશુ કરાવૂં કર્યું, ' આજ્ઞાની રસ પૂરણુ ભરૂ. ' ૫૯૯
જોયાં ઘર દેઉલ મઠ ઘણાં, પાર ન જાણું એ ગુરૂ તણાં.
આજ્ઞા વર દીધુ શ્રીરંગિ, ' કુણું ટલ્યુ નઇ બઇઠુ મન રંગિ. '
કહિ મંડણુ ' ઘટ ભરીઉ તોઇ ' આજ્ઞા પૂરિઈ ભર્યું મુખિ સોઇ '

ઇતિ સદાનંદ વીશી. ૬૦૦

---

# સ્મૃતિ વીશી.



પાંમી વિષ્ણુભક્તિ અતિસાર, દીઠુ કીર્તિ તણુ વિસ્તાર,
' જુ તુહનિ ઇ ડાંકિણિવા ચડુ, ' આજ્ઞા લોપી મહી અડવડયુ,
આપઇ પ્રીતિ પૂરઇ વિધિ ઘણી, " કો અંચલ કાપઇ હૂઅણી ? ૬૦૧
સૂધી ભગતિ એક હરિ માંડિ, બીજા ' કાથા બાલા છાંડી.'
આજ્ઞા પલિ એક સ્વામી તણી, ' સાજી નાંહિ તુ લોટી ઘણી. '
બીજા દેવ અછઇ ઘણા ઘણા, 'મિલિશિ પાટણ તણા પરૂહુણા.' ૬૦૨
' સુખિદુખિ દિન લ્યુ આપણા, વ્યાધિ વિયોગ શોક દુઃખ ઘણા.
નવિ ભોગવૂ મ જાણિશિ હેઇઇ, ' દિહાડા દેવતણા પૂરીઇ. '
જાણિ મા છૂટીઇ એહજ નાંમિ,'માનુ મુગતિ પાત્ર કરી સ્વામી.' ૬૦૩
·વિધે છાંડિ હરિ અંતર થિકાં, ' સ્વામી શુ મ કરિ લાડિકાં. '
' છોરૂ રાઇ લડાવાં ઘટઇ, રોઆવતાં અંતરિ આવટઇ. '
એ આજ્ઞા ટલશિ તનિ લેઉ, ' કહિ માંડા ડાંડા નવિ દેઉ.' ૬૦૪
જે કહિશિ ઇછાં વિચરૂ, મુહુઇ રામ નામ ઉચ્ચરૂ.
સ્મૃતિ થ્યા જો બોલ્યા જૂઆ, કહીઇ તિ જે ' બકતા હૌઆ. '
' બોલિ બોલિ વાધઇ રાહાડિ,' યમ કહિ ' કાંટે કાંટે વાડિ.' ૬૦૫
વિષ્ણુ તણી નવિ આજ્ઞા રહ્યુ, લોકારૂઢિ મુખિ હરિ કહ્યું,
સીમા લોપુ સ્વામી તણી, કહાવિ વિષ્ણુભગત આફણી.
અંતર વિણુ નામિ શુ સાધ,? 'બહુત્તિરિ ભણ્યુ બિલાડી ખાધ' ૬૦૬
સ્મૃતિ વિણુ જે અંગિ વિગોઇ, ' એહ પ્રવાહ ગાડરિકાં જોઇ '
' દેશિ દેશી નવા આચાર, ' તે કરતાં કિમ જાઇ પાર ?
પાલે શુધ્ધ આજ્ઞા તે દાસ, ' યશા વાસ તશા આચાર. ' ૬૦૭
યે બોલઇ આજ્ઞા નુ ખાંચ, એ ' પરીઅટ પીઆરાં પાંચ. '
સ્મૃતિ બોલઈ સ્વામી સમંધરઇ, 'ગાઇ રતન ગલ્યું શુ કરઇ ? '
'દીજઇ એહ સુણુહાનઇ ઘાઉ, ભય આણુવુ યે માથઇ રાઉ ' ૬૦૮

કહાવુ વિષ્ણુભગત મહિમાઇ, ' આંણુ લોપતાં કાંણી ન થાઇ.'
' ઊઘાડતાં ઝાંઘ આપણી, લાજઈ ' નહી ઉપદર્શન તણી.
'જિહાંથી આવી જોઇઇ વાડાગ, ઘાલુ ઘાડિ અન્ય નહી થાહાર.'
પેખુ નહિ પાખંડ બહુ ધરાં ? 'પાણી વહિ માથાઊફરાં.'
'તહ્મે ભમુ ભમુ છુ હાલી,' કો ' પાંનિ પાંનિ ભમંતાં ભાલિ.'
સ્વામિ આંણુ ' માં પાડુ ભેલિ, જોઇ આવુ ખિલાડી મેલી.' ૬૧૦
નિશ્ચલ કરી બોલ રાખીઇ, ' દુર્બલ રતન ભેટિ મા રાઈ.'
રાખે બીજા ઘણા ઉપાય , ' લોટી હાથ વિછ્ટી થાઇ.'
સુધુ હૈંઇ વિમાસી જોઇ, ' ધુલુ સવિ દૂધ ના હોઇ.' ૬૧૧
પાખંડી પાસ મન જાઇ, પાસ પાડવા ઘણા ઉપાય.
પ્રીછસિ નહી બોલ તૂં કીશઇ, તુ ' માથઇ ભરકી ઘાલસિઇ.'
જે ' પાણી માથઇ ઉફર્યાં', બૂડામણાં શવે જો ધરાં. ' ૬૧૨
કૂડાં પુસ્તક કરી ગહિગહ્યા, એ જોતાં અણબૂડ થઇ રહ્યા.
વેદ પુરાણ તણા અર્થ કોડિ, માંહિ આણી ઘાલ્યા જોડિ.
લાગી શીખ તેણુઈ તેહ તણી, 'પરમાંડવઇ પ્રીસઈ આપણી.' ૬૧૩
વલીં વિપ્ર આગલિ આવેશિ, 'સૂતા હૂંકારા તિહાં દેશિ.'
માંહિ પડુ અનેરૂ વતુ, ' માથિ યમ વહુઊં બાલતુ.'
તે તુ વાત રહી સુ જાણ ? ' માહિ આવી પઇઠુ ઘુણ. ' ૬૧૪
સ્વામીનૂં વાયક વીસરૂ, ' પેટ ભર્યુ તુ પાટણ ભર્યું. '
અથ સઘલઈ ' પઇસી નીસર્યું, તેણુઈ કહિનુ કહ્યુ નવિ કરૂં. '
'માંઢા તણા સ્વાદ જે લહિ, ચેલે માંડા ચાખ્યા હુઈ. ' ૬૧૫
' સુતાના પાડા ઇમ કહિ, જે જાગઇ તે પાડી લહિ.
લોપી તુહ એહ ધર્મ આપાણું, ' ભાગુ પાગ ખજૂરા તણું. '
સેવિ શિવ બ્રહ્માદિક ઇંદ્ર, નામિ સિદ્ધા ગોરખ મછેંદ્ર. ૬૧૬
લોભિ વાહ્યુ તૂં તિહાં મિલઈ, ' ચાંદરણું દીઠૂં આંધલઇ ! '
એતાં કાં નવિ જાણુઇ ભૂર, 'ખિહુ દલિ વાજિ રણતૂર. '
[ ઠાકુર તણા ઠાઠ માંડીયા, ] 'એ અશુચિ તણા ઢાંઢીઆ. ' ૬૧૭

પરમેશ્વર ઉલગુ અનંત, અંતરિ ચેજ ચુરાસી જંત.
ચે બીજા દેખાડશિ કિશા ? તે જઇન કહિ મુગતિ વશા.
' જુ માથઇ ખલિવારૂ હોઇ, ડાહાની મા ચ્યારિ જૂ જુઇ.' ૬૧૮
શરણાગત હરિનૂ નવિ લીયૂં, અન્ય આદરી કિસ્યું તઈ કીઉ ?
વેદ પુરાણિ મેહ્લી સાખિ, વલગે શૂં બીજે બહુ લાખિ ?
' માલિમ બેઠી અઠારી હશાઇ, આફણી દેહિ દેખસિઇ. ' ૬૧૯
માંડણચુ સ્વામી શેવીઈ, પંચ પદારથ રશિ જે દીઇ.
ઉદ્ધર્યું ધ્રૂવ પ્રત્યક્ષ પેખીઇ, ગ્રહ ચેહનઇ પ્રદક્ષણ દીઇ.
આપિ રલઇ કિસુ હરિ દોસ ? ' જાઇ સાસ કરતાં સોસ. ' ૬૨૦

ઇતિ સ્મૃતિ વીશી.

---

## સંતોષ વીશી.



મેહ્લી સર્વ સ્વામીશરણિ રહિ, તુ તુસઇ મોક્ષપદ લહઈ.
વેદ વિધિ વિણુ દેખઇ ભ્રમ્મ. સ્વામીવચન વિના શવિ શમ્મં.
નાણી પ્રાણિ માહા ધર્મ તિશુ,' તિલવટ માહિ કૃષ્ણ ગોહુ કિશુ ?' ૬૨૧
વસુદેવ વિણ જે સાધશુ, ' ભસ્મ માહિ હવિ હોમ્યુ તિશુ. '
કહિ ' નાહ્લી નું કૂડુ કોઇ, ' ' કિહાં રાઉરવાડી જોઇ ? '
ચે મેહ્લયાં અન્ય માંડી ફુલ, તે ' જાણે વીંવાનું ધૂલ. ૬૨૨
' જેહનાં નેત્ર સૂર શશિ વાહિ, ' ' હૈઆ હેત આંખિ જણાઇ.'
કિમ અજુઆલા વિણ વિશ્વ રહિ . અંતર પ્રાંણ પ્રકાશી કહિ.
ચે આધારિ ત્રિભોવન રહ્યુ, ' પીશા માહિ પીશી જો કહ્યુ.' ૬૨૩
વેદ પુરાણ બોલીગ્યા સાર, ' રાંન્ધ્યુ રંધાય બીજી વાર.'
શાસ્ત્ર સ્મૃતિની એ ધાત, હેઈ રાખીનઈ કીજઈ વાત.
બીજી વાત કિમ મન રહઇ? 'તેરસિ ત્રીજ તિહાં ભેગાં વહઇ.' ૬૨૪

ઓધા ઉપદર્શનિ યે થડાં, ' જાણેવાં ચૂલાનાં વડાં; '
દોસ કિશુ દીજઈ જમરાઉ,? 'આપ આપિ ચાંદ્રણે શીઆઈ.'
'પાત્ર દેન્યાનૂ ઉછઉ દીઈ, ' આવ્યુ માંહી ગામ ઢાલીઈ.' ૬૨૫
રૌરવ તણાં દુખ ભોગવી, ધરશુ યોનિ ઘણી નવનવી.
આવિશિ પછઈ વેદાંત માંહિ, 'એકિઇ સુહુણઇ રાત્રિ ન વ્યાહી.'
તાણ્યુ જાઇછઇ જન ભૂર, એતુ ' જાણઈ નદીનૂ પૂર. ' ૬૨૬
ઘટઘટ રૂપ આતમા હરી, મૂરખપણિ અન્ય અણુસરી.
'ગાઈ હુઇ યમ કાહડી, વાંસઇ ઈમ રહિવું ધરી ખડી.'
હરિ મેલ્હી બીજા અથ ગ્રાહિ, જાંણે 'શવિ બિપુહુરની છાહિ'. ૬૨૭
એહવુ જાંણી શેવુ સ્વાંમિ, અંતકાલિ આપશઈ તૂં ઠામ,
પહિલૂં હીડઇ મનગાંમિ, ' સહજિ છાંહ હશઈ આથમિ. '
બીજી મોટિમ જીવ ન લગઈ, ' ગર્હભિ ' ' દુડી કર્ણું હ ગઈ' ૬૨૮
અંતકાલિ યમ દેખિશ આંખિ, નહી છુટઈ આપણપૂં નાખિ.
' આવ્યુ ભાત રહ્યુ હલ છોડિ, ' છુટિશિ કિમ બોલે બહુ જોડી ?
જાંણિશિ કાં ન ભજ્યુ રઘરાઇ, 'હુહુ ઉથલુ જહીઇ થઇ જાઇ.' ૬૨૯
જેહ તણુ તું ધર છંગવી, ' છાસિ બાકલા થાસિ સવી. '
[ ત્રાસઇ ] એહવું સમઇ બોલાવિ, 'પઇકુ હાંડુ કુંડઇ આવિ.'
કહેસિ તિહ્નારઇ ફૂટી હેઉ, 'ભા નાતરૂ કાં ન રાખીઉ ?' ૬૩૦
કાં તન બીજે ધર્મ વિગોઈ ? કહિ ' સાંગણુની સરભરિ હોઈ. '
જે મન બીજે ધર્મ્મ વિલાઇ, ' કીડી સાંચ્યુ તેતર ખાઇ. '
સાંચાં કૂડાં હવડાં લહ્યાં, 'ચાહડ બાહડના થૈ ગયા.' ૬૩૧
કયં કરિ બંધ વેલાવ્યું પાસિ ? કહિ કયાંહાં રહ્યુ થઇ અવીનાશ.?
' હાકઇ હણુઇ પચારઇ નડઇ, ' ' દાધા ઉપરી ફોડુ પડઇ.'
ગુરૂ વારતાં તઇ મૂક્યુ નાથ, 'કિમ મન વિલગઇ રાંભે હાથ ?' ૬૩૨
વિષ્ણું ભગતિ તેણુઈ નાહરી, જાણ્યું ' ગોઠિ કરઇ નાગરી. '
' વિનુ ભાગ બહુ ખાઇ રહઇ,' ' ત્રીજા થાહાર કરઈ ' ઇમ કહિ.
જુ સ્વામી ગુણ જાણત અહી, 'કરતુ વાઢી ચુકત ઇહ.' ૬૩૩

પાપી પાખંડિ ભોલવ્યુ, સોહલુ સારંગપાંણિ ના સ્તવ્યું.
'ગહિલી ગઇ અણુગઇ સાસરિ,' 'થાઇ નહી યવ યમ કરિ ચડિ.'
સમર્યું નહી કિશઇ હરિ મિશઇ, 'કાણી લગન વિઘનકોડિ સઈ ૬૩૪
દર્શન ઘણે મૂઢ મન જાઇ, 'જિહાં ગુલ જાઇ તિહાં ખાઈ.'
વેદ તણા વઇરી પાખંડ, 'જાવા વાટ ન દેશઇ લંડ.'
ન્યાઇ તે વાત વિણસીઇ 'પીઇ નહી તે ઢોલઇ.' ૬૩૫
જુ મઠવાસી રહીઇ ઇમ સુણઇ, 'ઘરના ઠાંડા વલા નવિ ગણઇ.'
સ્મૃતી પ્રબોધ સુણવા કરુ, 'એતલઈ ઉપદર્શન સાંભર્યું.'
[ભાગી ભૂખ ન દીઠા થકા], 'પ્રથમ કવલિ આવી મક્ષકા.' ૬૩૬
તુહિ મંઇ પૂછયું તે કંઇ,' હરિ છાંડીતાં 'પડિશુ ગનઇ.'
પાખંડી મોરુ મન લહ્યું, 'રાંઝઈ તિહાં દાઝઇ' ઈમ કહ્યું.
એ વર બોલ ન હૈઈ વસુ, 'બૂસટનુ ઊધારુ કિંશું ?' ૬૩૭
જાણું નહી એહ છઇ ઉચ, 'કિહાં આવ્યું એ કોપરિ કૂચ ?'
'પામી ભાત કોદિરા બિ ફોડ,' 'દીવાં નહી પૂઠિઇ ભાલોડ.'
કાં મેહલ્યુ મીમાંસક સાથ, 'રૌરવિ પડયા ઘસંતાં હાથ.' ૬૩૮
ઇમ જાંણી શવિ નર સાંભલુ 'છાંડી સર્વ હરિ ભગતિ વલુ,'
નાંમ દિ સહૂ મહેશ્વરી, હરિ હર બ્રહ્મા એકજ હરી.
તે માટઇ ગુરુએ શીખ દીઇ, 'ઊટ ગાંગતું પ્રાણીઈ,' ૬૩૯
માંડણ ભણઇ શ્રી ગુરૂ પ્રસાદિ, પારિ ગયા બહુ આદિ અનાદિ.
ચેહ નરિ પ્રબોધ માનીયા, ગયા વૈકુંઠિ આપ શિખિકાયા.
કર અક્ષર શ્રુતિ મેહલ્યા લિખિ, 'રાજા રાજ્ય પ્રજા હુઇ સખી.'૬૪૦
એ પ્રબોધ બત્રીસી સાર, વીસી વીસી જોઇ વિચાર.
ઉખાણા બહુ આદર કરી, જોયો અર્થ વિધિ વિસ્તરી.
એ સંખ્યા ષટ શત ચોઆલ, પહિલૂ આપ પછઇ શીખ બાલ. ૬૪૧
અવની રહી ઉખાણા ભરા, તે કિમ સકાઇ પૂરા કરી ?
ઇમ કરતાં જે જે સાંભર્યા, તે તે ગ્રંથ માંહિ વિસ્તરા.
ઘડા ગજ્જુ ચ્યુહુ અંગુલિ ગ્રહ્યું, તિમ આકૃતીઇ પૂરણ થયું. ૬૪૨

હું મૂરખ જાંણિ અજાણિ, કાંઇ ચે કવિ કુછિત વાંણિ.
સાંભલતાં કર્ણરસ ઉપજઇ, જોતાં અર્થ અનેકયા ભજઈ.
પ્રમાદિ નવિ જોશુ ભેદ, તુ તે ભણીમ કરશું ખેદ. ૬૪૩
માંડણ કુલ બંધારા તણઇ, ' લીધુ જન્મ કર્મ્મઇ આપણિ.
વિષ્ણુજન બહુ સેવા કરી, તુ નિઇ મનિ આવ્યું હરી.
ભૂમંડલિ ચેતુ જનસાથ, કરૂ પ્રણામ શવિ જોડી હાથ. ૬૪૪

ઇતિ સંતોપ વીશી.

॥ ઇતિ માંડણ બંધારાના ઉખાણા સમાપ્ત ॥

( અહીંથી આગળ છેકી નાખેલા અક્ષરોમાં આ પ્રમાણે વંચાય છે. સોળ કે સત્તર તે બરાબર વંચાતું નથી, પણ ૧૬ હોવું જોઇએ ) " ૨૩ વર્ષે આસો શુદિ ૩ સોમે. "



શ્રી.

# રાવણ મંદોદરી સંવાદ.

ગણેશ ગૌરિ રઘુપતિ રમા, વારિજભૂ બ્રહ્માણિ;
તાસ શિરોમણિ શિવશક્તિ, સીધર ઘઉ વરવાણી. ૬૪૫

સોલ કલા શશિહર જિસ્યો, આસોમાસમયંક;
તિશો અમીરસ ઉચરું, વિબુધ ન કાઢી વંક. ૬૪૬

વંક વચણુ કરિ પદ્ધરાં, અક્ષર અવિધિ મ પાડિ;
કર સાહી કવિતા તણો, મારગ મુઝ દેખાડી. ૬૪૭

પરિ પીંગલ પ્રીછઉં નહી, ભરહ ન જાણું ભત્તિ;
અપરમ પરમ નઇ અણુસરી, ગુણ ભાખિસિ ગણુપત્તિ. ૬૪૮

ચોપાઇ.

ગણુપતિ ગણુ ભાખિસ ભારતી, પાતિક પંડિ ન રહિસઇ રતી;
અવિરલ વાણી વખાણિસિ અસી, ગ્રિષમ રતિ ગંગાજલ જિસી.
રઢિ રાવણુ મતિ મંદોદરી, કરિસી કવિત ઉખાણિ કરી;
રામકથા સોનું નઇ સરહું, સોય કવિ સીધર જડસિ ખરહું. ૬૪૯

મંદો:–ખરુ વચણુ મંદોદરી ભણિ, રાવણુ મતિ મૂંઢી તહ્મ તાણુ;
આગઇ અગણિત અંતેઉરી, વલી તઈં સીતા સ્યાહાનઇ હરી?
કાશ્યપ વંશ્ય તણી કુલવહૂ, સુર નર પન્નગ જાણી સહૂ;
'જો આમિષ અતિ મીઠઉં હોઇ, પીંડી તણું ન પ્રાસિ કોઇ.' ૬૫૦

રા.:–કોઇ ન (મઝ) કાહવી મઇદાનવી, મિ રાવણુ પરિ કીધીનવી.
એ બેટી રાય જનઋષિ તણી, બ્રહ્માણિક જાણિ બ્રાહ્મણી.
ખત્રી તણિ 'ખભેડિ પડી,' અન્ન ઉદક પાખિ રડવડી;
'કાહવિ ખુતી કવલી ગાય, પૂંછડ લેવા પરઠઉ પાય.' ૬૫૧

મં.:–પાય લાગું નર કરી વિવેક, તાહારિ દસ મુખ માહારિ એક;
આણી જાંણી મઈં જાનકી, કંથ ન કેહિતી કલહા થકી.
અખિકૂઅર આલિ આવટચો, કટક માંહિ કંધોધર ઘટયો;
'જે વઢતાં ન વાહારવઇ આજ, ગલૂં ગરોઞ્યું કીહાં કાજ?' ૬૫૨

રા.:–કાજ કટક સરિખા લક્ષસવા, નારિ નિરંતર જિણુસઇ નવા;
સાઠિ સહસ જિહાં વર્ષઈ વિયાય, એક વાધઇ એક વિલહઇ જાઇ.
બેહુંતિરિ યુગ જીવઇ ભરતાર, લક્ષ મરતાં કો ન લહિ સાર.
'પઢિ ચરણ ચોરાસી માંહિ, કસ્યો ખજૂરો ખોડો થાય?' ૬૫૩

મં.:–થયો અસન કાં અસુર નરેશ? 'વિષ પીતાં કિમ વાધિ વેસ?'
પરિવાયો દેખું પરિવાર, 'લેખવી ન લૂણો લાગણુહાર.'
ઘણુ કણુ કંચન દીધાં રુદ્રિ, પાતિક કરતાં પડઇ સમુદ્રે;
'જિમ જાણિ બી તુંબણિ તણું, સાકર ચિંતવિત વિણુસઇ ઘણું'' ૬૫૪

રા.:–ઘણું મ બોલીસ ઘરગોરણી 'બુધિ પ્રકાશ મ પાહની તણી;'
અઠ્ઠોતર મતિ મસ્તકિ વહું, સાહમી સીખ શંકરનઇ કહું.
જહીંઈ તપ કીધો કૈલાસિ, પાર કહિવા તૂં નોહતી પાસિ;
'આગઈ ઈંહાં એ રંગ ધરઈં, કોણુ કલાપીનાં ચીતરઈ?' ૬૫૫

મં.:–ચતુરપણિ પંચવટી ગયો, બુધિસાગર તહીંઈ બૂઝીયો;
જિમ તઈં કમંડલ લીધૂં હાથિ, સેન્યા કાંઈ ન લીધી સાથિ.
લાજ્યો નહી તૂં લંકેસરી, લાઞ્યો મેહલા માથિ કરી;
સૂરઉ નામ કસી પરિ કહું? 'પહિરી ભાતિ પથરણિ લહું.' ૬૫૬

રા.:–લિઉ ભાર માથી મહીથલી, જાણુઇ એક કૂસમની કલી,
ભ્રાંતિ મ જાણિસ ભીખારી તણી. ખણિ દસ મસ્તક ખણિ દરસણી.
કાયા માયા જાણુઉં કરી, અવસરિ સરજ્યું અમરાપુરી;
તાત વિયોગઈ રિહાં વનિ જઇ, 'કીડી ઉપરિ કેહી કટકાઈ?' ૬૫૭

મં.:—'કટક કિસ્યા ઉપરિ કેસરી, દીઠઇ મયગલ જાઈ મરી;'

---

૬૫૨. "વઢતાં બૂંબ ન પાડઇ ગલું, ગલું જિમાડિઉ" પાઠ.

×ફરસરામની ફરણ્યા હરી તમ્હ ઉભા વઇદેહી વરી.
તરુણપણિ ત્રંબક ભાંજિયૂં, 'હવિ ગુરલ તે ગરદૂં થયું,'
મિં સુણીયું તિઈં દીઠઉ તિસ્યો 'કંકણ પાણી અરીસો કિસ્યો ?' ૬૫૮
રા.:–કસ્યુ ઘરિણિ તૂં જાણિ ઘણું, પ્રાક્રમ પુરૂષ પીયારા તણું ?
રાજકૂંઅરિ સૂધી સાધવી, જનમિ ન જાણિ લાંપું લવી.
જો જાણિ પરમંદિર વાત, તો સહી સીકોતરિનું સંઘાત,
આગિ કહેતી 'માય મસાણિ, ઉલખણહારી ઉછિ મ જાણિ.' ૬૫૯
મં:—જાણું અનુમાનિઇ એતલૂં, શ્રી હરતાં કો ન કહી ભલૂં,
શ્રુત સમૃતનાં પુસ્તક પાસિ, વાંચ્યો વલી વિધાતા વાસિ.
લોચન અધિક અનઇ આંધલો,' કટંબ સવે વચિ ઘાલ્યો કલહો'
'પોપટ પગ પંખારવ ભારિ, ભણ્યો ગણ્યો માર્યો મંજારિ' ૬૬૦
રા;–'જરા નહિ પણ જીભઈ મરણ, વિરી થાસિ વર્ણાવર્ણ.'
મોહિતિ ચડી મિહ્નાણવ તણી, 'પાયૂં દુધ પન્નગનાગિણી.'
જિહાં પગ માહરાની રજ પડિ, તિહાં તૂં સરખી સો સાંપડી.
'આસંગા વણઠી ડુંબડી, દીઇં આલીંગન ચોહટઇ ચડી.' ૬૬૧
મં.:—ચડી મ બોલીસ ચાંપી દાઢ, આગિ કોણઇ ન વુલ્યા વાટ ?
÷ જહીઇ યાગ રૂષિ પૂરા થયા, અઉહ સહિસ સાથિઇ ઘુરાઆ.

---

૬૫૮–૩ નાન્હપણઇ.–૬૫૮–૨. ટીકા—
× ફરસરામની;–સીતા સયંવરિ ત્રંબક ધનુ ભાજ્યુ, ફરસરામ
નક્ષત્રણિ કરી તપ કરઈ. આડઇ આવી કહિઉં કુણઇ ક્ષત્રીઇ
ભાજયઉં ? પિતા ન બોલઇ. રાંમ કહઇ; મિઇ ભાંજિઉં.
તો યુદ્ધ દે. વારૂં. ઉતર્યા બ્રાહ્મણ ઉપરિ પ્રથમ ઘાત ન કરૂં.
તું કરે, ધનુષ ચડાવઇ પણિ ધનુષ ચડઇ નહીં. તે રામ બલ હરિઉં.
રામાવતારહૂઉં ? તપિ જાઇસિ. તું પ્રજા રૂડઇ પાલે.
ગયો. રામ ઘરિ આવ્યા. વિષ વાલ્યું ન વલઇ તિમ એ હવઇ ન જીપાઇ.
૬૬૨÷ જહીઇ—વિશ્વામિત્રના યાગી દાણવ ભાંગી ભાંગી જાઈ, તિહાં
રામનઇ લેઇ જઇ રાખ્યા. બાલપણઇ. દાણવ આવ્યા મારી ભાજ્યા, યાગ
સરાડઇ ચડયા. ૧–૨ ઘાણઇ હુર્યા. ૨૧–૧ ભીંતિ પાખઇ ભાતી ન હુઇ.

ખરદૂખર નઈ ત્રસર નરેસ, સુર્પનખાનિ દીધો દેવટ.
'અથ ડાવિ અથ જિમણિ સુણી, 'રામ આવ્યો પાય રાવણ તણુઇ ૬૬૨
રા,— તાણી આણી સ્રી તે ભણી, 'વિણ માર્યા મરસિ આફ્ણી.'
સૂર્યવંશી વેરવા રામ, 'આદૂ વાવેસિ અવધ્યા ઠામી.'
વધિયા વીર કરી વીસાસ, 'આજ અજાડી પાડચો તાસ.'
'ઉંદિર મંદિર ખણુતાં આથ, હુંબીનિ દરિ દીધો હાથ' ૬૬૩

મં.:— હાથ પડચો ઘર ઉપરી ઘણો. 'લોટો લૂદૂસિ લંકા તણો,'
એક કપિ કીધૂં તે જોઈ, 'આંખી દીઠું સાખિ ન હોઈ.'
છૂટિમાર્યાં છહિલ નરેસ, બાંધ્યા પૂંછિ બાલ્યો દેસ,
વાઢયું વન સંતોષી સતી, 'હાલી નહીં હરીની કૂંબતી.' ૬૬૪
રા;—'ભાતિ ભલી જે ભીંતિ ભલિ, કે બીબૂં પાડિ કાંબલિ. ?'
તે ઝૂંઝાર ગણિ ગુરણી, માલા ભાજિ મેગલ તણી.
દેશ ન વાસ ન રીતિ ન રાજ, સરડા વાનર કેહી લાજ ?'
બાંધ્યો બલ્યો વખાણી કુણ ? 'નાક વઢાવી કરિ કસોહણ' ૬૬૫

મં.:—સહુણ મ માગિસિ સીતા કાજિ, 'ઉદેહી બેઠી તાહારિ રાજિ.'
જન્મ લગી તું જોઈ વિચાર, બાંધવ બાપ નિ બેટા ઠારિ.
ઈમ કરતાં આવી સાસરિ, દસરથ રાય સંઘાયી સરિ.
'થલ બાલી જલ પૂઠિ થઇ, આગિ અગિન નિ ખોલિ રહી.' ૬૬૬
રા.:—રહ્યા ઉંડઇ પગિ ઘરિ આપણુઈ, 'ગયમર છાજઈ ગજપતિ તણુઇ'
'સૂંઢાલી સરડી દૂબલઇ, ખોલડ પાડિ વલગી વલઇ.'
'ઘર ખણુતાં ભાગી ભીંતડી, છોકર બાકર છુટાં રહી;'
ભૂંડાં જમલી ભૂખિં મુઇ, 'રડવતી રા આંગણિ ગઇ.' ૬૬૭

મં.—ગઇ સીતા સાથિ સમરધિ, 'જાણુઇ જલ પીધૂં હરસધિ.'
આગિ સહિસારજનસૂં થયું, કામધેન લેતાં કુલ ગયું.
તિમ કરતાં કૃત્યા ઉપજઈ, યશ ખૂટિ જલતનયા તજિ.

'કથન કોરડાં તિણિ કશૂ ? આપ હાણિ જણ થાસિ હસૂં.'૬૬૮

રા.:—હસતાં કામિનિ કાં કરિ શોક ? હૂં કહીઈ કંટક ત્રીલોક.
બ્રહ્મા વિષ્ણુ કરાવ્યા વતૂં, વૈકુંઠ કોણિ ન જાણૂં છતું.
ઇંદ્રાદિક આગલિ ઉલગિ, ઉભા રહિ આથમતા લગિ.
તાસ ઘરણિ તૂં લવતાં લાજિ, 'ઉંટ ચડી ઉતરી લેડિમ ખાજિ.' ૬૬૯

મં.—'ખાજાં લાડુ પગિ ખેસવી, રાવણ રાબ રંધાવિ નવી.'
હું મંદોદરી નવયૌવની, ચપલ નેત્ર નઇ ચંપાવની.
જાણૂં જે સ્ત્રા તૂંહનઈ ગમી, કાયા તસી કશં કારિમી.
'નાંખિ માં તે ખલિ ખાંડહ તણી, આંખિ અનેરા ભરવા ભણી.' ૬૭૦

રા.—'ભણી ભણી કીધૂં અસરટ્ટ,' સ્ત્રી કિમ પલસિ તાહરો હઠ્ઠ ?
'હું વરમાસી હું વરમાઇ, ઉલખઇ નહી કો મંદિર માહે.'
જો તૂં રૂડી રંભા થકી, તોહિ માહરિ જીવન જાનકી.
'વાયસ વાઘ મનગમતિ મલિ, સૂકડિ સર્પ સરીસા બલિ.'૬૭૧

મં.—'બલ્યો જન્મ તે અબલા તણો, આગિ ઘા ઉભાયો ઘણો.'
'ભાજઈ તૂં સરિખો ભરતાર, 'હિત કરતાં કાઢિ હથીઆર.
'જાં આંધલો ન જઇ આફલિ, તાં પ્રીછવ્યો ન પાછો વલિ.'
'બાભણ ઘરિ બિસારિ મ બુધિ, પશ્ચિમબુધિયા પરિહરિ સુધિ.'૬૭૨

રા.—મૂંધિ મ કરિ માહરું ભનભંગ, 'રઘુવંશી અલતાનો રંગ.'
'લખમણ રામ વેઠિવાડી, ભરથ શત્રુઘન પિઠા ખાડિ.'
શિંધાશનિ સૂકૂં ચામડૂં, 'કુટંબ સવે વચિ કીધૂં વડું.'
* 'પીઆરિ પૂડિ પાગતરણા, ચૈત્ર હિ જાહારિ ચ્યારિ જણા.' ૬૭૩

મં.—જણ જણની માના વટ જોઇ, રાઘવ રાજિ ન બેઠો કોઈ.
વડા તણુઇ વાંદઇ વાણહી, એક જાણિ અરમાહા કહી.
એક ઉદરિ વિભીષણ વસ્યો; 'અસુર માહિ અંગારો જસ્યો.'

---

૬૭૧ વાયસઃ—ડાઢા માહિ માસ રેખા ખોતરઇ, મનગમતઇ. દવિ સાપ સુકડિ સાથિ બલઇ. ૬૭૩ પીયારે પૂડે નીવેદ કરઇ.

'કુકઠ કાઠ કુહાડિ ભહ્યો, ખીર વ્રખિ વાઢિવા વલ્યો.' ૬૭૪

રા.—'વલ્યો વિભીષણ ઘાહડો હવિ,' માનવિ માકડિ માન્યો સવિ.
'રાંક રાંકની તાંણિ બાંહિ, કોપર કરડિ માંહોમાંહિ.'
રામચંદ્રની રામા ગઈ, મૂંહનિ ઇચ્છા તેહની થઇ;
બેહુ કામિનીનૂં ઝુરિ કંત, 'પાહણિ બચકડિ પડસિ દંત.' ૬૭૫

મં.—'દંતાલા મૈગલ મુખક મૂંકાય, બહુ તાંતણિ બલિવંતા થાય.'
શાખામૃગ સાથિ જેતલા, રાઘવ લક્ષ્મણ પાંહિ તે ભલા.
કપિ બેઠા કોસીસિ ચડી, ઠાકુર સહામી દિઇ થડહડી.
વલી વિભીષણ ચંપી ચાલ, 'પન્નગ નિં કીધા પંખાલ.' ૬૭૬

રાઃ-પંખાલા થાજ્યો પલિવંગ, જાં જાં એક ન જાગિ અંગ;
કુંભકરણ મુખ આવિ કોલિ, 'કિમ કરી નાખિ છાકા છોલિ?'
છપન કોડિ બહુતિર બલવંત, હેલાં* હરિનો કરસિ અંત.
ભાઇ તણૂં પેટ ન ભરાય, 'જાણિ સાતુ સાયર માહિ.' ૬૭૭

મં.:-માહિ× મંકડ નાઠો નીકલી, 'આગિ ગલતાં આસાઉલી.'
'પારો પેટિ ન રહિ ઢૂકડો; બીજો બહિચરનો કૂકડો.'
'વીઝુ× વીછણુ નિં વનરાય, ઉરફાડીનિં અલગા થાય.'
ગહિલપણિ જો ગિલસિ ગૂલ, 'પેટ મિસહી ઉપાયૂં શૂલ.' ૬૭૮

રા.:-'શલો ન લાગિ કણુ કોહિરઇ,' કુંભકર્મ વડવાનલ જરઇ.
જે* યુગ સઘલો કરતા ભક્ષ, તેવા પાપી ખાધા લક્ષ.

---

૬૭૭ હેલાંઃ—બધા વાનર બોતેર અને છપનકોટિનો કુંભકરણ અંત આણશે. ૬૭૮ માહિ...સીતાની સદ્ધિ લેવા આવ્યા તાહારિ રાવણની બિહનિ મુખ ફાડી રહી હતી તે માહિ પડયો. હણુમત કડિથી શસ્ત્ર કાઢી ઉદરિ ફાડી નીકળી ગયો. + વીઝૂઃ—પશુનું પેટ ફાડઇ તે વીઝૂ. વીછી. સિંધ. ૬૭૯ જે-આતાપી વાતાપિ બે ભાઇ હતા, તે તીર્થિં જાતા તેહનિ જિમવા રાખતા. એક લોટી નઈ થોભડો થઇ નઇ બ્રાહ્મણાદિ નઇ મારી જિમાડતા. સાદ કરિ નીસરી આવતો. તે તીર્થવાસી બ્રાહ્મણાદિ મરતા. તિમ અગસ્તિઇં ખાઇ પેટ પાખલી હાથ ફેરવ્યો, તે માહી ભસ્ત થયો.

'મોટાંનિ મોટેરા મલિ, અહીઅરની પરિ આખા ગલિ.'
વાંનર વીર પટંતર જોય, 'કિમ કાંકિડા તાણુ ગોહ ?' ૬૭૯
.:–'ગોહ ચુંહણુ દીઠિ ગડગડિ, વીજ વિશેષિં પહિલી પડિ.'
મરણુ લિખ્યુ માણુસની હાશિ, નંદીગણુના સ્વામિ સાથિ.
જિમ તિઇં શીત સચેલી હરી, પહિલું મારત પલિવંગ પુરી.
રડવડતા આવત શ્રીરામ, આપ્યા ઉત્તર હુંતો ઠામ. ૬૮૦
રા.:–ઠામ ન ઠાહર ઘોરી ઘણી, 'ઝોળિ ઝગરની મેલી ઘણી.'
સોય કટક કિમ વઢસિ સમૂં ? 'માગ્યા તૂપ તણૂં ચૂરિમૂં.'
'જિણિ જીત્યા નવકુલ નાગ, તિહાં લોઘીનો કીહો લાગ ?'
'ચિણો ઘણું સુરાતન ચડિ, ભાજિ ભાડ નિ પાધરી પડિ.' ૬૮૧
મં.:–પડયું કટક જિમ વીંટી કોટ, 'મારી મૂલિન કીધા લોટ.'
જહીઇં ગડઅડતો ગંભીર, હુંતા પલિવંગ પેલિ તીર,
સોંસર ફોજ ન તહીઇ ફિરી, સૂનિ સાગરિ આવ્યા તરી.
'મોભ લગિ ઘર લાગૂં ઘણું', કુબુદ્ધી કહિ હવિ કુણ ખણૂં.'૬૮૨
રા.:–'ખણી કઢાવિસિ એહનાં મૂલ,' હવડાં ગઢ છંડાવિસ ગૂલ.
ભીષણુ થાસિ ભૂત પરેત, 'નરનિ ટલસિ ચાલાનુ ચેત.'
માનવ દાનવ જાસિ ગલી, 'કાલિ બલહિ પડી ઠીજલી.' ૬૮૩
મં.–જલહર બાંધો જિણઇ રામિ, વિષહર વેધ્યો વડિ વિરામિ.
સપનાંતરિ પેખ્યું પામ કિ, સોય રાઘવ સઘલી પરિ સકિ.
જે આપણિસિઉં કરતો આલિ, તે વણિ ખુટિ માર્યો વાલિ.

---

૬૮૨–૩ સોંસર–સમુદ્ર ઉતરતાં કાં ન વાર્યા? ૬૮૩–૨ બીપણુ–કુંભકર્ણ કોપ કરસિ તિ વારિ ભૂત જિમ નાસિ જાસિ. ૬૮૪–૧ સર્પ સરીખઉ સમુદ્ર તે બાંધિઉ, તે વીંધઉ. ૬૮૪–૨ સપનાંતરિ–સોહોણું પામઇ કઇ વિચારીઇ તે પામઇ. ૬૮૪–૩ જે આપણુ—અંગદના પાલણા ઉપરિ રાવણુ નઈં ઉંધઇ માથઇં બાંધ્યો હતો, વાલિઇ. તિહાં છ માસ લગઇ રહ્યો. જેહ ભણિ રમકડાનઇં ઠામિ દશ માથાં રૂડાં દીસઇ. અંગદ પાટૂઇ પાટૂઇ મારતો. ખમતો તે વાલિ રામિ માર્યો.

ભલૂ હવૂં ભય તું હનિ ટલ્યો, 'નાઠા ચોર પરાછી ગિલ્યો.' ૬૮૪

રા.:–મિલ્યા માનવી વાંનર સાથિ, પેટ નાટ કરસી પરભાતિ.
આગિ ઉખાણો મહીઅલ માહિ, 'માંકડ ભીખઇ જોગી ખાઇ.'
જોતાં એક અસમધા મિલ્યા, 'પાસા રામ પાધરા ઢલ્યા.'
'અહિ ડસિઉ ચાવઇ આઉલી, બૂડંતો વલગઇ બાવલી.' ૬૮૫

મં.:–'બાઉલિ બાથ મ દિ ભરતાર,' એ નૂં હુઇ સંકર સહિકાર.
કાપ્યાં મસ્તક આપ્યાં વલી, અયોધ્યાપતિ લેસઇ આમલી.
આગિ એહનાં બાણુ અગારિ, પડી તાડિકા પેલઈ પારિ.
'સૂતા સર્પ કરી ચકચાલ, કંધિ ચડાવી આણિઉ કાલ' ૬૮૬

રાવઃ–કલ્યાંતિ નાપૂં કામિની, સીતા દેહ એ સોવન વની.
વાકૂલ પહિરિ વગડા માંહિ, 'સેવંતરાં ડાંગિ સૂડાઇ.'
અવસરિ આંખિ ન દેખિ અન્ન, 'રાંક તણઇ ઘરિ કસિઉં રતન્ન?'
અહનિસિ કરઇ અંગિ ઉચાટ, 'કોઠી સિઉં નતિ ખાતી કાઠ?' ૬૮૭

મંદોઃ–'કોઠિ કોઠ કિમ વાઇ પડિ?' બીજાં ફલ વિણ ખુંટિ ખડિ.
આગિ એહ અધિપતિ આકરો, બીજો બંધવ કેરો બરો.
હવણા હાણિ કરી હનુમંત, 'જેણિ દૂજણના પાડયા દંત.'
'સૂરો તન સંનાહિ ભર્યો, આગિ પંચાયણ પાખરો.' ૬૮૮

રાવઃ—પાખર પડ ફાડિ દાનવા, નવ કટકા થઇ ઉઠિ નવા.
'કગર કાઠ કિમ આગિં બલિ? સોનઇ સામિ ન વરસિ વલિ.'
વાંનર તણી વિસાઇ ધાડિ, 'વયર પીયારિ સી વઢવાડિ?'
'લોહી પખિ ન લાગિ પીડિ, કોઈ ભાડુતિ ન ભાજિ ભીડિ.' ૬૮૯

મંદોઃ—ભિડતાં ભારથિ ભાગા કોડિ, અપતિ ચાલતાં આવી ખોડિ.

---

૬૮૬–૨ માંકડ–વાનર લાવઇ નઇ લખમણખાઇ. ૬૮૭–૧ એ નું હુઇ–ઘણાં વરસ તપ કરી ઇશ્વર ઉપરિ મસ્તક દસ આપ્યાં, કાપ્યાં, પાછાં આપ્યાં, ૧૪ ચઉકડીનું રાજ માગ્યું આપ્યું.

*એકવાર આગિ અસૂરાણુ; કરિ 'ધરણી ઉતાર્યો ઘાણ.'
મહિષાસૂર નઈ શુંભ નિશુંભ, તું×'અજુઆલિસિ તેહના ડંભ.'
°કરિસિ રાઘવ સઘળી રાવ, 'સાજા' A ભાગાં એક વટાવ.' ૬૯૦

રાવઃ—'વાટ વિચિ માંડિઉં હાવડું કો કહિ નાહનૂ કો કહિ વડું.'
મંદોદરિ માહારિ ભડવાય, 'બીજાં દલ વા વાદલ થાય.'
'રામ B રમતિ કરસિ તે સહી, 'હવડાં તું ઘરિ ઉઠી C થઈ.
'વાડિ કાકડી કરડિ કાલ, વલી ચીભડા માંહિ વિશાલ.' ૬૯૧

મંદો—'વિરલા દેસી બુધિ પાધરી, હલૂઆ જાસિ હાજી કરી.'
એક વયરી વલગાડિ ઘણૂં, 'જોવા પીયારૂં પેખણૂં.'
એક માહરૂં કાલિજ કાપીઇ, રાવણ રૂધિર પૂછતાં પીઇ.
દીઉં સીખામણ સિઉં સોભાગ, 'એક તડિ દો તડિઈ વાઘ.'૬૯૨

રાવઃ—'વાઘ પાહિ મુઝ વિસમો ગણિ, જિમ કિમ પ્રીણિ ડસકિ ઘણિ?'
'બાર કોડિ બાલક જો રડિ, ન સ્તનિ પાવઈનિ પાહાનુ ચડિ.'
મંદોદરી ઇમ કરતી મૂઈ, 'સોકી દાહ ન સકી સાંસહિ.'
'અબલા ઉંટ એકજ અહિનાણ, ગાંગરતાં સિરિ પડી પલ્હાણ.'૬૯૩

મંદોઃ—'લણુસિ લંકા કરસણ કરી, થડવટ થાસી દલ આસુરી.'
'લેસિ ખલિ કણ ઘાલીનિં ખલિ,' ત્રિગઢ નરેસર રહિસિ તલિ.
'ઘરઘર કરતાં ન રહિ ઘરસૂત્ર, જાં નવિ મિલિ પીઆરા પુત્ર.'
'સગપણ ન ગણિ સૂકાં લોહ, થાસિ ચૂકા ચકાબોહ.' ૬૯૪

---

૬૯૦ એકવારઃ—અસુર નઇ દેવ્યાનઇ વેઢિ થઇ. પારવતી દેવ્યા. ઘાણ—ઘાણીયા, માર્યા. × તું—રાવણ. આગઇ વઢ્યાના વેર તાજાં કરસિ. ° કરિસિઃ—આગઇની વેઢિ સર્વ રામ સંભારશઇ. A સાજાંઃ—રાખસ સહુનઇ માર શઇ. B રામઃ—છોકરાની રામતિ જિમ રામ કરશિઇ. જાશે. એણઇ ચઢાઇ નહી. C ઘર ઉઠી—રુહાડિ માંડી.

* ઘરઘર—ઘરી મોટાઇ બોલતાં. +પીઆરા પુત્ર દોહિલા.

રાવઃ—'ઓહડ માહિ વસિ દાદુરી, સોય કિમ જાણિ સાગર તરી ?'
'ઘર ઉંદરડી ધરટી તલિ, દર કિમ દેખિ ડુંગર તલિ ?'
'પગ–પાખિં પાહર ગોરડી, વાત વગડની કાં કરિ વડી ?'
વનિતા મુખિ વીરરસ ભણ્યઇ, 'કુયરિ કૂંચ ન દીઠાં કિણ્યઇ.' ૬૯૫

મંદો—કિણ્યઇ કુમતિ તમ્હ દીધીકંતી'મણિધર મણિ લેવા ગિયુંચીત,'
અન્ન અનેરાં અલગાં કરી, 'માગઈ મોતીની ઘુઘરી.'
'સીતા કોહાલી કુલ તણી, રાક્ષસ મૂલ નાખિસિ ખણી.'
'પાસ માહિ પાડિઉ મંડલી, મચ્છ ગલાગલિ મુકી ગલી.' ૬૯૬

રાવ—'ગોલ નાપૂં કિહિનિ આપણો, લીઉં અનેરા અધિપતિ તણો.'
મઈં પોતઇ પાડયો ગિરિ મેર, કુટીકાઢિઉં કુઠિન કુબેર.
ઉપાડી આણિઉં ઇસાનિ, લીધી લંકા સહિત વિમાંની.
'વિસમા તે વિસિ કરવાસકું, જૂઅ ભુઈં કિમ છાંડું છેછકું?' ૬૯૭

મંદો—'છાક મ કરિ ઉપરિ મહીથલી, સીતા સવિ અંગા નિર્મલી.'
'ગહિલા ગંગોદક કિમ સડિ ? ઇદ્ર કલસિ કિમ પૂરા પડિ ?'
સઘલી શક્તિ શિરોમણિ સતી, તેહને રજ કિમ લાગિ રતી ?
'બીજા વહિરઇ બીજ મયંક, વિરાશા વિણુ કિમ ચડિ કલંક?' ૬૯૮

રાવ—કલંક કસિઉં કામિનિ રેસ ? લાગો કર જિહાં લંકનરેસ.
'જે જલ ગંગા ભીંતરી ભલઇ, તે સિરિ સોમનાથ નઇં ઢલઇ.'
'પાવક સંગ કરિ સરપણું, કહાવિ મુખ તેત્રીસહ તણું.'
'ન્યા નરપતિ દા પાસિ પડિ, ગહિલી ગોઝ ન ગિરૂઆ ચડિ'૬૯૯

મંદો—'ચડિઉં ચાસિ ચાલઈ તાં ભલૂં, ડગમતાં થાસિ દોહિલૂં.'
લંકનરેસર લક્ષણિ લાજિ, 'અચલ ખણ્યો ઉંદરનિ કાજિ.'
અમ્હ આગલિ સીતા શા માહિ ? 'કોઇ હારતી ન જોવા જાય.'
'ઘરિ બીજોરી બારિ માસ, કાં કારેલી કરિ વિલાસ ?' ૭૦૦

રાવ—'વિલસિ ભમર વેલી વિપ્રીત, ચાંપાં કુસુમ ન બઈસઇ ચિત;'
'ઉત્તમ અતિ આઉલિનાં ફૂલ પરિમલ પાખિ ન પૂરઇ મૂલ.'

સાઠિ સહિસ તું સરિખી સખી, સમ કરતાં સીતા શિશિમુખી.
ગુણિ ગરૂઇ લાવણી લહુઅડી, 'કરિ પડસુધી કણુકઇ ઘડી.' ૭૦૧
મંદો—'ઘડો ભરાણો ધરણી ભણિ, સરાપિ બુડિસિ સિતા તણી.'
પેલી પિતા કરી લેખવઇ, લંપટ લાજવિહુણો લવઈ.
પાપી થિઉ પિતામહ પુત્ર, 'માઇ ન માસી ગાધિહ ગોત્ર.'
'કાલી કવિલી લહુડી વડી, હાકિમ હવઇ એકઇ લાકડી.' ૭૦૨
રાવ—'લાકડી જીસે ન જાઇ લૂણી, દાખિ નહીં મુહ દીઠાતણી.'
'સો વરસિ ન ગણિ સહિવાસ, સાતે જાઇ દુઘર વાસ.'
'સુંખિણિ સાપિણિ નિ પાપણી, એ ત્રિણિ ન હુઇ આપણી.'
છોડીની છોકરિ તું લાજિ, 'પરડ તણા મુખ મેલિસ આજિ '૭૦૩
મંદો:—આજ મરણ આવિ તો ભલું, દીસઇ નહી દશમુખ દોહિલું.
તુમ્હ મરતાં કુઅર કિમ ટલી ? 'સૂકિ બલતાં નીલૂં બલિ.'
ગયુ સિણગાર ગણ્યા હિહમાંહિ, રાતો વેસ પહિરાવીસિ રાય.
'અહિવાતન ઉધારિ પડિઉં', રંડાપણ દીસિ રૌકહઉ. ૭૦૪
રાવ:—'કડુઆ વચન મ બોલિ કુહાડિ,' ઘણુ સીખી ઘરિ ઘાલિ મ શઠિ.
માંડ રાંડ થાવા સાદરી, કરિ કાલુમુખ પીહરિ જઇ.
આજ આણુવડિ અળગી કરૂં, કુટંબ વઢી તાં કાલાખિરૂં.
'જે સૂધી સોનાની છરી, પેટ ન મારું મંદોદરી.' ૭૦૫
મંદો:—મંદોદરી મુખિ બોલ વલી, 'કાં કાંઠિ આવ્યો કલકલી? '
'ખિઇ ખિઈ કરતાં મંદરિ માહિ, અન્ન ઉદક બિ ઉઠયા જાઇ'
તૂં દાહાડિ પરણિ પંચાસ, વારૂં તો મોહિ ફાડિ વાંસ.
'સીખામણ દેતાં સૂઘરી, તે તિણિ વાનરિ વિલખી કરી' ૭૦૬
રાવ:—'કાયર આગલિ કીજઈ ઘણું, શું ડાહાપણ બીડાહી તણૂં '
'જે યમસૂં જીપિ સંગ્રામિ, તે આગલિ હરિ હાઉ નામ,'
'સિરિ નીસાણહ વાજી વાસ, તિહાં તાબોટિ કેહો ત્રાસ ?'

---

૭૦૬—૩ વારૂં તો મુહિ—મુહુ ઉપરિ વાંસ ફાંડી, મારી. ૭૦૭—૨ હાઉં હાઉ કહિ ન બીહઇ.

'હૂં ગજવેલિ ન ગંજી કોઇ, પોગર પડી ન મોલિ લોહિ' ૭૦૭

મંદો:—લોહ પાષાણ તણી જિમ પ્રીતિ, નર વાનર તિણીઇ રીતિ.
'જિહાં બગ બુડી તિહાં શિલ તરઇ, સિરિ સંતાપણ માંકડ કરઈ'
ઇંદ્રજયત જગિ જીત્યો વલી, ઈમ ઉલ્હવતાં લંકાં બલી.
ફિરિ સહોદર સાહામુ થાય, 'વિણઠી વેલા વિણઠો દાહ.' ૭૦૮

રાવ—દાહ દેવા વિભીષણ કરિ ધરિઉ, 'આંધઇ આંધો આગલિ કિરઉ.'
'કાંણિ આંખી ન ગણીઇ છતી, સ્યું કીજઈ સૂતી જાગતી ? '
વિધ વિધ વાનર મેલ્યો ઘણો, 'ભારો કરિ ભુયંગમ તણો.'
'ધુલરનાં ઘણ ન રહિ ઘડી, માંહોમાંહિ મરઈ આથડી.' ૭૦૯

મંદો:—'થડ સીંચઇ શાખા સમધરઇ, 'પશૂપતિ પરિમલીની કરઈ.
'મિલ્યા કબાડી હિલ દોહિલા, વાઢી વન કરિસિ કોઈલા.'
'છાંણી કસ્યાં મુખ મીઠાં થાય?, કરઇ રખોંપૂ રાઘવરાય.'
'એક પઇડઇ ક્ષિતિ ખેડણહાર, ભારિ ભરિઉં ભાજિ ભરતાર.'૭૧૦

રાવ:—'તરી ન જાણિ કરચલિ તોઇ, પગલાં ભરતો પેખઇ કોઇ;'
'જલ થલ વિચિ વેલુમાં વસઇ, ગહિલાં કરતો ગુહડ ગ્રસઇ.'
તિમ રાઘવ અધિપતિ અવતરિ, એકૂ વાત ન જાણિઇ કરી.
રાજ વિનાણ્યાં હીંડિ રાંનિ,' જિમ મંત્રેઇ પાયા પાનિ.' ૭૧૧

મંદો:—'પાનિ પડિ કિમ ચૂનો દીઇ, 'વનિ વસતાં કોઈ વનિતા લીઇ?
'સીહ તણઇ સો લંઘણ થાય, મયગલ પાખિ માસ ન ખાય.'
કીરતિ કંથ ભણાવી ભલી, 'ઝોંટિ માં રાંકતણી રોટલી.'
ધન્ય તે નર અવની અવતાર, 'ગુડિ ગજ લૂંસઇ ભંડાર.' ૭૧૨

રાવ:'—ભંડારી કાંઇ ભરલો થાય ? રાઉલિ વિરો વિશેષિઇ જાય.'
મઇ મનગમતિ માંડયુ ઝૂઝ, 'કામિની આગલિ કેહું ગુઝ ?'
તું આંગણઇ સોહાગણ મોર, કાયા કોમલ કથન કઠોર.
'આપ સંતાપણિ કાં કરિ કડૂં? વિલસિ ઘરણિ ઘર લાધૂં વડૂં' ૭૧૩

મંદો:—'વડપણિ મિલ્યો પવન તું પાન, સીતા ઘર કરસિ શમશાન'

સર્વ શરીર તણું સુખ ટલીઉં, 'જાણિ કરકસિ લોહડું ગલિઉં '
' ત્રિગઢ ટીક પરિ વીંટી લંક, માથઈ ડસ્યો ન દેખઇ ડંક. '
કંત ન કીજઈ પાધરિ ચડ્યા, 'રખિ ઠીકરી ભાજઇ ઘડયા' ૭૧૪

રાવ–' ઘોડિ લીધી ખરિ કિમ વલિ, મૂકું નહીં ચડિઉં માંડલિ. '
આણો પાસિ અયોધ્યાં ધણી, ઘરિ ઉગલ કરસિ આપણી.
કુઅરપદું ભોગવતા પરિ, ' હલતાં બૂકિઉં તે સાંભરિ. '
'હાલિ હરિણુ હરિ લીધૂં ગલિ;કિમ કાઢઉં કર આવ્યો તલિ?૭૧૫

મંદો–'તોલિમાં ત્રિવિધિ એક ત્રાજુએ, ખિત્રવટ નાખિ મા ખારઇકુએ'
' રાવણુ રાજરીતિ તે ખરી, પરજા પાલિ પુત્રીકરી. '
લોક વિરોધિઇ લિલવીલાસ, ' કાત્યુ પીજિઉં કરું કપાસ. '
'અખત્ર ચાલતાં વિણુસિ આથિ, રસ નીપતો ન લાગિ હાથિ.'૭૧૬

રાવઃ–' હાથી તણા હંતુસલ દોઈ,કાછબ કેટિ ન સરિખાં હોઈ.'
વાત ન લીધી મૂકી કઇં, ' પાપ તણા પગલાં કિમ ભરૂં ? '
જિમ સંકર નઇ સિરિ સુરસરિ, તિમ મહારિ જનઋષિ કુંયરી.
અલગી મૂકું ન એક લગારિ, માંથિ ચડી ન કરિસિ ભારી. ૭૧૭

મંદોઃ–' ભારિઇં બાંધિઉ રહિ ભરતાર, કણ કણ થાતાં કેહી વાર ? '
મ કરિસ માણુસસૂં સંગ્રામ, જાસિઈ કૃતયુગ કેરી માંમ.
જન જીતિ શું યસ વાધિસિઈં ? હારિઇં ઘણું હસારથ હુસિઇ.
'કલહ પ્રીતિ સમવડિ માંડીઇ, કેલિ બોરિ લાંછન છાંડીઇ.'૭૧૮

રાવઃ–છાંડિ મંદોદરિ છાડયા બોલ, ' ગિરિ ડુંગર ન કરિ ડમડોલ '
'લોઢિ લીહ પટોલિ ગાંઠિ,' જનમ જાનકી બાંધી કંઠિ.
' ઇ મસ મ ધરી મરણુની વાટ,' પ્રાણ લગિ પરિપૂર્યો પાટ.
જિમ ઉમાદે ઇશ્વર મિલી, તિમ માહારિ મુહરિ મહીથલી. ૭૧૯

મંદોઃ–'થલ ચૂકું ચણિયારૂં ખડયઉં, બાખડ ઉંટ અંબહિડિં ચડયઉ'
' મોર કંચનિં કિંગાર્યો કાંઈ ? વેગડ મિલ્યો વાછરૂં માંહી. '
તૂં જર જીરણુ તે છોકરૂં, ' ઉંટ કોટિ બાંધિઉ બાકરૂં.'

' ગરઢી ગાય અગાઈ ભરી, બાંધી ગલિ ઘાંટ ઘુઘરી. ' ૭૨૦

રાવ;–ઘુઘર વાલિ ભલી જે વાય, 'વચ્છ વખાણ્યા નોહિ માય.'
પૂછિ પૂરંદર પ્રિછઇ ઘણું, મેઘનાદનૂં માંટીપણું.
' દુર્જન જણુ દીઠિ પરજલઈ, માથિ તરણાં મૂકતાં બલઇ. '
સવા લાખ સુત સરિખા સુર,'કનકમાલ કિમ કીજઇ દૂરિ? '૭૨૧

મંદો:–' હરની માટી હરિ આવટી, પાપી પુન્ય ગયું સવિ ઘટી.'
તપ કરતાં તુઠો ત્રિપુરારિ, ' સોનૂં સીરામણિ ગયું સારિ. '
ફરસરામિ ધુરી આપી ધરા, 'થ્યા બાંભણ બુધિ પાખિ પહરા.'
ત્યાં રાવણ તું તેહની સાખ,' કોઠી કારણી નાખિ મ લાખ.'૭૨૨

રાવ;–' લાખ મિલઇ લેખા ઉફરા, ગેહિઈ તે ન પરાભવ્યુ પહરા.'
જો ઘરિ બિઠાં પુહચઇ આસ, કોઈ ઉઠાડિ માંડી પાસ ?
' જે આવ્યું ઉવેખઈ અન્ન, ભીખ ન પામઇ ભરયૌવન. '
જઉ અબલા નઇં આપ્યો ત્યાગ, ન્યાઇ નાથોપિંગલનાગ.૭૨૩

મંદો:–નાગ નિગોહર નઇ નાગલા, પુરુષ પસાઇ પહિરઇ ભલા.
સાહામું બોલઇ સ્વામિ ભણી, તે પ્રમદા કહીઇ પાપિણી.
કરતાં વિરુઉં ન વારિ કાલિ, કામિનિ નહી તે કર્મચંડાલિ,
'કોઇ કહિનિ પેટિ ન ઘાલી પ્રાણ,' કુલિ પુહુરો દીજઇ નિરવાણ૭૨૪

રાવ,–માણુસ દીઠિ માણુસ મૂકી, ' સહસ્સફણો મૂં ફાટિ કુંકિ.'
મિઇ અલવઇ ઉપાડયો કૈલાસ, લંકા લગઇ ન ખાધો સાસ.
એહવાં કોડિ કરિયા પરાક્રમ, વાલી કહિતાં વિણસઈ ધર્મ.
'ઉભાં નહી બિઠાંહિસસિઇ, જાયાં નહીં કિમ નાહિયા હુસિઇ'૭૨૫

મંદો;–હસિસિઇ હરિપુર નઇ કૈલાસ, ચાલી કથા કમલભૂ પાસી.
' વાતિઈ વાત કાગ સો થાય, ફૂલ પડિ ચઉસર ગુંથાય. '
સુઇતણી સાહાનિલિ સાંભલિ, શત્રુ સાંગિ પગદેવા મિલિ.
તાહરો પરભવ ઘરિ ઘરિ ઘણો, 'આંખિ દૂખણા પાહિ અલખામણો,
રા.–મણૂઆના સાતુ કપિ થાય, 'વાઇ આવ્યા વાઈ જાય '. ૭૨૬

ભૂલી ન લંખિ લક્ષમણુ રામ, ' ગેહલી ગૂલ ન ગંજઇ ગામ. '
જિહાં સુર ન સકિ સાહામી કરી, તિહાં નર 'નાડા વિશિ સીંદરી'
'જિહાં કુંજર કાંટિ તોલાય, તિહાં પાડા પાસિંગિઇ જાય.' ૫૨૭

મં.–જઈ રાઘવનિ કરિ રલીઆતિ, અજુઆલિ ઇશ્વરની હાતિ.
શંકર સેસ અધૂરી ભરી, આવિ રામ અજરામર કરી.
સીસામાંહિ મિલઈ રસરાય, ' સદ્દગુરૂ પાખિ ન સોનૂં થાય.'
જઉ કરૂણા કરિસિ કાકસ્થ, તઉ નર 'વડી નીપજી વસ્થ.' ૭૨૮

રા.–વસ્તુ નીપની ગમી વગડિ રિહિયા, ભય ટાલી ભલ માંટી થયા.
સખી ન કીજિ સરખા ઇશ, 'કિહાં ગંગાધર કિહાં ગોહીસ ? '
સિઉં અમરાપુર ઉજડ થયું ? 'તુઠીઆણુ ટીંટા નઈ ગયું ? '
'નવકુલ નાગ પડી નીંઠણી, હીંડઇ રાજ હલિંડા ભણી ? ' ૭૨૯

મં.–' ભાણુ ન ભાણિ ઢાંકિઉ રહિઇ, વૂડા વાટ વટાઉ કહિઇ. '
શેષનાગ લક્ષમણુ લહુઅડો, બલિબંધન બંધવ જે વડો.
પ્રીછઇ કુણુ વિભીષણુ પખઇ, ' વાધી ખૂટી વિધિ ઉલખઈ. '
' ભાગી ભુંઇ ભલા પરિહરઇ, કાગ કાપુરસ ભાલિ મરઇ.' ૭૩૦

રા.–'મરિસિ જન ભૂખ ભાવઠી,' રાઘવ કાલિ કાઢસિ કંઠી.
એક વિભીષણુ નઈ સુગ્રીવ, ઠરસિઇં નહીં ઠાકુરના જીવ.
જે બાંધવના ઘરઘાતકી, તે કિમ રહિશિ ગ્નનેશ થકી ?
' ચોર ચાડ દ્રોહ જાણુઇ ઘણુા, ખપિ તિણિઈં લીધાં ખોરણાં.' ૭૩૧

મં.–ખોરણું અસુર ઉધિ ઊતરિઉં, તઈ ધુરિ ધનદ સાથિ સિઉં કરિઉં?
' જે સાસૂ નિસિ રમતી આસ, કરશે કુલવહુ તે અભ્યાસ.'
' જેહવા ચાલ ચલાવા વડઈ, લહુઆં લક્ષણુ તે આવડઈ.'
તઈ સગપણિ કીધો સંતાપ, નહીં વિભીષણુ બીજો બાપ. ૭૩૨

રા.–બાપીડો બૂઝે પરપંચ, નીચઈ ભરિ ન આલઇ ચંચ.
હું સુર નાયક તૂં સૂતારિ, બોલી બાપ તણુઇ અધિકારી.

'પ્રીછયા પખિ પચારિ ઘણું, પાસૂં ઉછઉં પીહર તણું.'
'જે જેહવૂં ઘરિ ધાવિ થાન, ખેત્ર વેત્ર બિ સરખી સાંન.' ૭૩૩

મં.–સનક સુનંદન નઈ સારદા, કાશિપ કપિલ સંકરમી સદા.
એક તુમ્હે બ્રહ્માની સાખ, અધો માસ અંધારો પાખ.
મૂલ ડાલિ ફૂલ વિહિરો ઘણો, સંબંધ કુઆરિ સેલરાં તણો.
મગ કાગડૂ ધરામાંહિ ધાત, કહાં કહાં દોસ ન દીજઇ માત. ૭૩૪

રા.–માતપિતા સુત સગપણ ખરૂં, પણિં 'નીસાણિ નહીં નાતરૂં.'
'રાજ વિણુજ બિ મઇલાં મૂલિ, ધર્મ બોલતાં ભુકઈ ધૂલિ.'
દીઠો દશરથ કરતો કઢી, વિસ ખાધૂં વનિતા સિઉં વઢી.
રાંડ ભુઈં રહી ન સકિઉ રામ, 'ભાગા ભઈંસા માદલ ઠામ.' ૭૩૫

મં.–ઠામિ રામિ રાખિઉ ઘર બંધ, 'જિમ સૂકડિ વન કરિ સુગંધ.'
'વંશ કુવંશ તણી પરિ એક, પાસઇથાં પરજલઇ અનેક,'
તિમ રાવણુ થાસિઈં સંઘાર, સરિસાં પુત્ર કલત્ર પરિવારિ.
'આવ્યા દેખૂ અવલા દીહ, ચતુર મ ચૂકિસિ ઘરનાં ધીહ.' ૭૩૬

રા.–ઘી ખાવઉં આંધિઈ વારીઈ, 'ગુલિ મરી કાં વિસિં મારીઈં?'
રાંક રામ ઉપરિ સિઉં રોસ? હણી કરિવો હઇયાસોસ.
નાંમ નીગમિઉં સીતા સાથિ, 'પુંહુક છંડાણો દાધો હાથિ.'
સેહેલાની પરિ ગ્રાહ્યો સર્પ 'કાંટઈ ભિડતાં ભાજઇ દર્પ.' ૭૩૭

મં.–'દરઈં પાધરૂ પલઈ ભુઅંગ, ઠામિ અનેરઇ મરડિ અંગ.'
અપરમ પર ઉલખિ સહેસ, રખે રામસૂં કરતો રોસ.
'વાઈમારી કોઈલિ વન તણી, આવી ગંગા આલસૂ ભણી.'
રાઘવ 'દૂધ ભર્યો દાહિમો, સકલ પદારથ દેવા સમો.' ૭૩૮

રા.–સમરથ નહીં કો શંભુ સમાનિ, મહિમા માણુસ તણો મ માનિ.
'કિહાં ખગપતિ કિહાં ખડમાંકડી? કિહાં વાસિગ નઈકિહાં વિસ્તડી?
'કિહાં કણુયાચલ કિહાં રાફડો? કિહાં વડ સાયર કિહાં વીરડો?'

' કિહાં રવાડી રાજા તણી કિહાં નાપિત તણી નરહણી ? ' ૭૩૯
મં. ' હીન શરીર હુતાશન તણું, ડુંગર બલતાં દીસઇ ઘણું.'
'ખોખર ડાંગ ન દીજઇ ખોડિ, ભાગઇ નીમાહાડાની કોડિ.'
સહિસાર્જુન નઇ વાનર વાલિ, જેણિ તૂં ' પાડિઉ જંજાલિ,'
તે બિહુ જણની બુડી નાવ, સિઉં કરવા 'સાહામૂં બોલાવિ'? ૭૪૦
રા.– લવ લાગી ઘરણી નઇ ધણી, ' ભમૂં વિચણુ જિમ વીંછી તણી.'
' વલી વિલોણા પરિ આંધલી, માંખણ છાસિ ન જાણિ મલી.'
' ઝાઝુ ઝંખઇ ચાચરિ ચડી, મૂકઇ રાંડ હાડિ સારડી.'
' ભોલો સગો ઘણો ગુણ કરિ, સો વયરીના સરિખું સિરિ.' ૭૪૧
મં. ' શિર ઉપરિ ન સીસક હોઇ, ગાલિ મરણ ન ઉફરી કોઈ.'
' બૂસડિ સર્વ સમો નહીં દંડ, વર કરિ હણિ મ ભણિસિ રંડ.'
. તાહારા કહિયા પખિ તે હુસિ, દસ સિર પડતાં જગ જાણસિ.
' કાપડ કોહાડિ જો ધોઇઈ, કસલ વાટ કેહી જોઇઈ ? ' ૭૪૨
રા.—જોઇ મતિ મેદાનવ કુઅરી, 'લોકિં ન લીજઇ' લંકેસરી.
' ઉભો કો ચાવઇ અધઘડી, સૂંઢાલા વાહિ સેલડી ? '
હું ઈશ્વરિ અજરામર કરિઉં, રાઘવ જરામરણિ જાજરિઉ.
બોલિમબોલા તાહરઇ વડી, 'કિમ કોઠી કાથરોટિ ચડઇ?' ૭૪૩
મં.—' જડ ઉજડ કાં કીધૂં રિહિય, માંથઇ પડિઉં ' મંદોદરિ વહિય.
' લોચન ચ્યારિ બઇસતાં મિલી, સૂકાં સાલ હલાવ્યાં વલી.'
' જીતિ વાહિ મ મરિ ભાલોડિ, કાંઈ સેઢિ સીરામણ ફોડિ ? '
'ખેતલવાહન ક્ષીર કિમ જરિ ? કુંજર કોઠઉ કોઇલા કરી' ૭૪૪
રા.—' કારણિ કારિ ચડાવી ઘણિ, વાંસઈવાંસ જિમ ગર્દભ તણિ.'
' પોત પખઇ પટમાહે કરી, ભૂંડણિ ભારવડિ જોતરી.'
'ગજપાખર કિમ અજિ ઉપડિ ? ભગરી ભીખ ન સીકઇ ચડિ.
મીંઢી મંદોદરિ જોઇજો બહુ, 'ગામ ન રૂખઇ એરંડ થડુ'. ૭૪૫
મં.—' થોડિ નીરિ ન તરીઈ કંત, પગ પેખીઅઇ ચડયા રેવંત.'
' જલ વિણ મોજા મમ ઊતારિ, કરતાં જીભ ન જાઇઇ પારિ.'

' શુણુ સીંગણિ બિ સરીખાં નમઇ', તો વયરીનાં મન વીસમઇ'.
' થડિ બાંધિ તાણિઉં ત્રુટસિ, મથતાં કાલકૂટ ઉઠસિ.' ૭૪૬

રા.—' ઠેસિ ન ઠબકો તુઝ લાગસિ, ' શીતનિ શારંગધર માગસિ.
જાં હું ઊભો આખઇઅણી, તાં તુ ગોરિ તણી ગોરણી.
' માંડ મ ઘાલિસિ માથિ છાર, હવિ થાસિ પાણી ઉતાર.'
'ગાડા હેઠિ સણહો સાંચરિ, ભાડ ભીડાતાં પહેલો મરિ.' ૭૪૭

મં.—મૂરખ મતિ દેતાં ચઉપઇ, સો સંખ્યા પરિપૂરણ થઇ.
તોહિ ન લાગિ સીખ શરીર, ' કાલમીંટ કીમ ભીજઇ નીર?'
પ્રિય પ્રીછવતાં 'માથું પલિઉં', જિમ પાડા સિરિ પાણી ઢલિઉં.'
'વનવાસિઇ નર નીલજ તણઇ, સીતલ છાયા શ્રીધર ભણઇ.' ૭૪૮

રા.—સીધર ભણઇ છઉ દસકંધ, હું વિદ્યાનો સુભટ સંધ.
જે મુખિ વાંચઇ વેદ પુરાણ, તે મૂં આગલિ મૂંકી માણ.
પિતા પિતામહ બંભણબીજ, વૈષ્ણવ ભાઇ રતિ ભત્રીજ.
' લંગન જિસિઉં લંકા ઘરિ, પીહરિ પગરણિ મા પ્રીસણઇ.' ૭૪૯

મં.—સુણિ સ્વામી વનિતાની વાત, પ્રીછઇ નહી તો પૂછિ વિધાત.
મઇં રાવણ દીઠા દસ વીસ, લંપટ ન હતા લંકાધીસ.
ઉત્તમ કુલિ તાહરો અવતાર, ' વણહું દુધ ન લાગિ વાર.'
' મૂલઇ મયલ મસોતા માહિં, ખીરોદક નઇ ખાંપણ થાય.' ૭૫૦

રા.—થઇ વિસ કંન્યા વરપાહિં વડી, 'મંગલ માહે પડિઉં ચૂંનડી.'
કુલખંપણ લંકા અવતરી, લખ નિપાત્યા લંકેસરી,
મનિ ગમતા ભૂપતિ ભોગવઇ, ' કરઈ નાકિ દિવાલી નવી.'
અજરામરણના જીત્યા માગ, કઈ કામિનિ તઈ 'ખાધા કાગ'. ૭૫૧

મંદો.—'કાગ ઘણું ધાઢાપણ કરિ, મલ ખાવા મહીઅલિ ઉતરિ,'
'કોડા કોડિ મિલઇ કુરંગ, સોધિઉ એક ન લાભઇ સિંઘ.'
પાધરસુ ઘર માંડઇં ઘણાં, ' નગર ન દીઠાં પાપી તણાં,'
રાક્ષસ રામ કરઈ સંઘાર, ' વહિ વયરીની એકજ ધાર.' ૭૫૨

રાવ.–ધુરિ મંદોદરિ કીધી વડી, ' લુણાગિરિ તરવા તુંબડી. '
'લાકડકૂટ તણી લોહડી, કહિ કીડી સોનઇઇ ચડી.'
'કોઢી તણા ન કોઢી હોઇ, ટબકાં પાંચ ન ટાલિ કોઇ. '
'આચસિક બેટી કહિ તે ખરું, મઇદાનવનૂં માથા સરૂં.' ૭૫૩

મંદો.–'સિર ઉફરૂં ઉદક સો વામ,' તિમ લેખવચો લખમણ રામ.
સીતા ' સિલ્યા સરિ બાંધી વડી, લોણાગિરિ તરવા તુંબડી,'
ચંદ્રચૂડનઇ ચડિઉ કંધિ, જો સ્વામીસિઉં પડિસઇ સંધિ,
'તઉ કસણી થાસિઇં કોરડું, નિત પોકારવ નિત નિત મડું.' ૭૫૪

રાવ–'મડિ માંસ નહીં એક લગાર, ચંડી માગિઇ ચઉસઠી ભાર.'
અવધ્યાપતિ કુહાવઇ મરિ,' માંડ મંદોદરી માંટી કરિ,'
'ભુજ લાગઇ ભાજઇ બાપડો' તે ઘણસિઉં કિમ ભિડસિઇં ઘડો?
'એક ભણિ ઉઠઉ માંકીઇં', બીજો કહિઇ બઇઠાં રીંકીઇં'. ૭૫૫

મંદો.—'રાંકતણી રામતિ' સાંભલો, વર વીનવતાં 'પડસિઇં વલો'.
જે. જનમાંતરી હૂંતી સલ્યા, તે તતક્ષણિ કીધી અહલ્યા,
હસતાં હરિનૂં ચુરિઉં ચાપ, આજ લગિ અધિકો પરિતાપ.
પૂરાં કોડિ ચડયાં તસ પૂંઠી, 'પલ માંહિ પૂણી મણ માંહિ મૂંઠિ'.૭૫૬

રાવ—'મૂંડા કર સાથિ આથડા, થોડી બુધિ નઇ થોહરિ ચડાં.'
મઇં જીત્યા મહિમંડલિ માલ, દીઠુઇ દંતી છંડઇ પાલ,
'ગલવા કોઇ ન ઘાલિ ગલાં, હાકઇ હરિણ કરૂં પાંગલાં. '
'રૂંધ્યો રામ ન છુટિઇ વડિ, માંશું મહિષ તણિ સીંગડિ. ' ૭૫૭

મંદો.–'ગાડાં વાટિ ગાડલી જાઇ, ગામ લોક નઇ પાવે પાઇ. '
'વેસણ એક સેર તિમ સૂંઠિ,' જિમ ખર દૂખર તહારિ પૂઠિ.
'યમપૂરનો મારગ મોકલો, જુનાં પિતર ચોગિ તે પલો. '
'મૂરખ પુરુષ પાહાણસિઉં ભિડઇ,કરિ દીપક કો કૂઅઇ પડઇ ?'૭૫૮

રાવ.—'પાડ ચડાવિ મ પ્રમદા ઘણું,' રાજ ગમિ તૂં રાઘવ તણું',
જાણૂં અસતીનો અધિકાર, 'સૂતી સમરિ પર ભરતાર,'

'ધનિ જાનકી જનિતા કૂખ, (જે) વ્યાધી જમલી વેઠી ભૂખ,'
સતી તણી નવિ ચુકિ ચાલિ, સહિજ ન સીખ ન ઉખધ ટાલિ.૭૫૯

મંદો.—ટીલું ત્રિગુઠઇ કોટિ તુઝ કરૂં, માણુસ હાથિ મરણ પતગરૂં.
ધર્મ વિરાણિ ચઉદ ચોકડી, 'અખત્ર ચાલતાં અધલી ઘડી.'
દેવ દાનવ ન મરી માનુષિ, 'તેણી નીંદ્રઇ સૂતો રખે.'
અચલ તરિયા એણી અહિનાણી,સીત સચુડી જાતી જાણિ. ૭૬૦

રા.—જોયણ કોડિ હતી જાનકી, આણિ કિણઇ અયોધ્યાં થિકી?
'જે જસ ઘટતી તે તસ ઘટિઇ,' દશરથનંદન કિમ દાખટિઇ?
'કર્મવિહુણો કરસણ કરઇ, વહિડઇ વરસ કિ ધોરી મરઇ.'
'વછ વિણાસઇ અંધો વણઇ, કીડી સાંચઇ તીતર ચિણઈ.' ૭૬૧

મંદો.—'ચણતાં ઘાડી ચંચૂલ તણી, કાકી થાકી પાપડ વણી.'
મનિ મંદોદરિ ગહિલી ગણી, 'કસ કાંચલી ધવારિ ધણી.'
'ઘહું ગણિ માંડા કોણ માત્ર? જાનકી નહીં ઘર સરિખી જાત્ર.'
'માંસ વડિ પોલી પરગણું, સીતા શ્રીફલ હોલી તાગૂં.' ૭૬૨

રાવ.—'તાણો વાણો મ કરિ' તારુણી, તૂં વયરણિ વૈદેહી તણી.
'ચોરી પડઇ ન મુંહુંગી ભાગિ, વહિતી નીક ન દીજઇ પાગ.'
સીતા પાહિં સપરાણી સોકિ, જે પ્રીઊ મિલી પોઢિ ગઉખિ.
'આંખિ વહી ઉંચી વનખડિ, વાડિ દૂબલી છીંડું પડિ.' ૭૬૩

મંદો.—'પાડા પાહિં કાલુ વાટલું, શ્રાવણ માસિ ન સીંચિઉં ગલૂં.'
'પાંચ કલસ ઘી કરતી ગાય, મુંહડઇં ટિપ ન તાતૂં જાય.'
તિમ શીતા સિઉં કીજઇ ભલી? 'જો વસિ નાવઇ તો વાકલી.'
જિમ આગિ એક ગર્ધભ હૂઊ, કુડીઆસ કરંતો મૂઉ. ૭૬૪

રાવ.—મું આગલિ સીતા શરીર, 'ખોલિ મંજારિ ભલાવી ખીર.'
'એક અબલા નઇં બીજાં બાલ, વિણ સીખવ્યાં ન છંડિ છયલ.'
'જિમ રાઉલિ ગ્યા ન વલિ શશા,' તિમ વૈદેહી 'વીસઇ વિસા,'
બોલિમબોલી મ કરી આગાલિ,''નાંખિ મ જલિ સોનાની ઝાલિ.'

મંદો.—'ભલપણ ભેલિ પડી ભરતાર, ફાટિ પેટિ ન પાટા ઠાહાર.'
નગરિ પગરિ ઘલોહરિ ચડા, 'નાભિ નિરંતરિ કીડા પડા.'
વચન વિભીષણિ લોપિઉં વડું, 'તાતઇ જલિ બાલિઉં ખોલડું.'
'છટ્ટિકા ઘટિ ન બુઝિ ભૂખ, પાણિ પીયારિ આપિઉં કુંચ'. ૭૬૬

રાવ.—કૂંચ ન માથા ખલિ જૂ જૂઉિ, 'એકજ ઘાઇ ખણાસિ કૂઉિ.'
જે પરિ થાસિ પલિવંગ તણી, 'એક રીત તિમ બીજાતણી,'
ભલું વિભીષણ મૂંકયો પહરો, 'કોઢી રૂઠો રવિ પાધરો.'
જો દેઉરનૂં દોહિલું થાય, તુ એ' ઉંડલ ઉઘામાહિ.' ૭૬૭

મંદો.—'સુણ કુંજરનું મમ કરિ દંત, ખાવા જોવાના દોય દંત.'
'ચોર ચાડ બિ ધરીએ બાંહિ, કુડઉં કહિતાં મરીએ માંહિ.'
'જાણિ રૂષ જંબકના હુઆ, ઝાઝૂં જલ પીધાં ઝાઝ્યા,'
'લંપટ લાજ ન લાગી કિસી,' 'વાઢિઉં તે જે વાઢિ ઘસી.' ૭૬૮

રાવ.—'ઘસિ માં ઘરણી મુહ સંભાલી, જિહ્વા જો બડકેરી કાલિ.'
'અતિ લવતાં અણુચીતિઉ પડિ, કહીઇં વિષ કાકીંડી ચડિ.'
'મુઝ દાખિ ન સાવિજના સોર, સવિ સીઆલ બગામણ બોર.'
ઊંડા તીમ ઉડણ માંકડાં, નર નીરતાંની ખાસી મડાં.' ૭૬૯

મંદો.—'મૂંડા તેલ ન મૂંકઇ કોઇ, હાંડી હેઠિ હુતાશન હોઇ.'
'ભૂખિઉ ભરિ ન બિહુ કરિ સીથ, તરિસિઉં પણિ જલપીઇતીથ.'
'પરવસિ કરતાં લાગઇં વાર. એક પ્રમદા બીજો પ્રકાર.'
નલ કૂબરના શાપ વિશેષિ, 'દૂષિઇં વાહિડે ડાંગ ન દેખિ.' ૭૭૦

રાવ.— દેખાડિસિ ફિરતા પ્રાસાદ, અસુરસુતા ઊતારિસિ નાદ.'
ત્રિભુવનિ ત્રાસ પડિ મુઝં ભુઇ, 'તાડો મ કરિ તેહનિ સુહિ,'
મહારી આણ ગદાધર ગણિ, 'કરિ બાંધિઉ કાચિ તાંતણિ,'
દૂં હરિપુરનો 'યંત્ર પાતાલ, થાઇ ન વૈયરી વાંકઉં વાલ.' ૭૭૧

મંદો૦—વાલિઉ વેઢ કરી વનકટી, ભેલી ત્રિગઢ તણી તલહટી.
લૂસઇ લંક ચડી ગઢિ ગૂલ, સાથિ સવાલક્ષ શાર્દૂલ.

બાંધિઉં જલ તલિ પાડી શૃંગ, 'રાખી ન સકઇ દૈવ કુરંગ.'
'જિણિ બાંધ્યા તિણઇ છુટીઇં, કાંઇ કમલ ડાંગઇં ફૂટીઇં'? ૭૭૨

રાવ૦—કટકબંધ તિમ દીસિં ઘણો, જિમ પર ઘોરાદેગમ તણો.
દલનાયક થઈ આવ્યો નીંચ, 'ઉખરડી બાટિઇં ઉલ્લેચ.'
' ખાંડૂં પાડાપાડી વડિ, ફૂટિ ડાકલિ જાગર પડિ.'
'શુંકિ પૂડા ન થાસઇં રામ, હરિચંદ હાટિ ન પૂરિ હાંમ.' ૭૭૩

મંદો૦—'હેમ હુતાશન હુનું ખરૂં, તિમ શીતા બલતૂં ગાડુરૂં.'
લખમણ હાલાહલ લેખવઇં, 'તોલું ન માનઇ તો માણે મવઇ.'
નિર્મલ નામ ન કીજઇં વ્યતું, રામચંદ્ર 'ચકમક ચાલતું.'
'વયરી વધ સેવક સાધાર, યમ દેહ દર્પણ ઉપરિ આકાર.' ૭૭૪

રાવ૦—એહ કારણિ સાંભલિ સૂંદરી, 'ચકમક નાખિસિ ચૂનો કરી.'
'હાલાહલ હરનિ ભાલવું, નીલકંઠ ગલિ દીસઇ નવું.'
'બલતી ગાડર બોલીસિઇં નીરિ,' સીતલ થાસીઇં શીત શરીર.
'માદલ કારમુ ચે પેખણૂં, આગલિ વાદૂં પાછલિ લણું.' ૭૭૫

મંદો૦—'ખણતાં ઊકરડુ ખરડાઇ, વગદાં વીંણિ વગડા માહિં.'
'કોઠી ધોતાં કાદવ કરિ, ટાલિ મ તરણાં તિમ સાથરિ.'
'સલ્યાં દલઇ સિઉં સીઝિ કાજ; વિલખાં કરતાં વિણસિ રાજ,'
સુંપીશીત સીખામણ માનિ, નહીંતર રાવણ ભૂલો રાંનિ.' ૭૭૬

રાવ૦—રાય નલવર નિત કરિ રસોઇ, દાવાનલ કરિ કાપડ ધોઇ,
શશિ ભઇંસાઇત જિમ જલ વહિ, બીજા ગ્રહ ઘરી બાંધ્યા રહિ.
વિહિ વાહિણ ગણપતિ ગોવાલ, નારદ તુંબર પુરઇં તાલ,
તે ઉપરિ સ્ત્રી લાંપુ લવઇ, 'કોઇ કીડીનું દર દાખવઇ !' ૭૭૭

મંદો'—વાઘ વિદા નવ કોઇ સાંમૂલ,' ઉદયાચલ ઉપાડીઉ ગુલ.
દેખી ઉતરતો અભિમાંન, 'આડા આંખી ન દીજઇ કાંન.'

'કાલો ગોલ મનિ જાણિ ગલો, પેખિ પરાઠી સીહ સાંકલ્યો.'
'રૂદ્ર કોપનું એહ અહિનાણ, તૂંબાની પરિ તરિયા પાહાણ.' ૭૭૮

રાવ.—'પાહણ ન પડિઉ જિમ તૂં જિણી, પહિલા પગ છાંડિ પાપિણી.'
પીહરિ પડસૂધી કીડલૂં, સર્વ સુતાહરું સૂઝિ ભલૂં.
પિતા વિતાં પીયારાં કરિ, 'તૂં ગોખરૂ કરિ કાંટો સરિ.'
મૂં મતિ દેતાં 'માથિ ચડી, સૂધી સ્વાન તણી પૂંછડી.' ૭૭૯

મંદો.—'છોડ ગલીનો તલસી માંહિ, તૂં ચતુર્મુખ નિ ચોથિ પાઇ.'
'કંટક કાઠ ન જાણી નમી, ખિર ખાખર નિ સૂકડિ સમી.'
મુહિ મહાદેવનૂં મૂંકિ નામ, 'પોપટની પરિ સાલિગરામ.'
વેદ ભણિ વૈશ્રવા વછ, 'બગધ્યાની પરિ મારિ મચ્છ.' ૭૮૦

રાવ.—'મછ મલ્યાગરિ ઉગટ અંગિ, સૂંધિઉં દૂધ ભજઇ ભૂયંગ.'
'ઘડ ગોરસ તૂંબિણિ સીંચાય, રામરાજ કરસિ ઘરમાંહિં.'
'ગંધ ગુરલ લહુઆ પણ કૂડ, સાહજઇ ન મુંકાવઇ સસિ ચૂડ.'
'હણુતાં કામિનિ હત્યા હોઇ, ભાજન ભીખ ન ભંજઇ કોઇ.' ૭૮૧

મંદો.—'કોઇ સાચું કહિતાં કિમ ગમિ?' ગહિલા કંથ 'ગ્રહિઉ આથમિ.'
'તૂંબા ટાલિ ત્રાપો થયો, રાઉત સહિત રસાતલિ ગયો.'
'ભાગું થડુ ન આવઇ ઠામિ, ગજપૂંછ લિઉ ન ઉઠઇ ગામિ.'
નરનાયક નઇ નાંમી કંધ, સાહમો જઇ કરઇ સાજા બંધ. ૭૮૨

રાવ.—'બૂંધાણુ બોલ વિચારી બોલ, ગણિ ન માદલ ઢમકા ઢોલ.'
નર વાનર દલ દાખવિ કિસિઉં,? 'ઉંટ તણઇ મુખિ જીરુ જિસિઉ.'
'લોટ લવણ પરિ જાસિ નામ, ઘણા કાગ વચિ રાજા રામ.'
'શાખામૃગ મેલે સો ભાર, વૈશ્વાનર નઈ કેહી વાર ?' ૭૮૩

મંદો.—નર વાનરની વિસમી વાત, મારી અખય કરિઉ ઉતપાત.
બાલી લંક લગાડિ ખોડિ, મલિયા કડિન કપિ કોડાકોડિ.
'રખે પડિ રવિ' રાણી ભણઈ, 'ઘણા હાથ ધરિ વયરી તણઈ.'
એ અનરથ ક્ષિતિ થાસિઈખરુ,'તો કુલનો નાખીઉ કાકરુ.' ૭૮૪

રાવ.–કુંઅર તમ પામ્યો કૈલાસ, 'પારો મરે તો પુરઇ આસ.'
'અખિ પાખિ નહી દુઝિ ગાય, કઇ કસ્તૂરી કડુઇ થાય.'
'વીવાહ ન રહિ વિણુ કાચરી, સિઉ બેટાની પડીસિઇ બરી' ?
'અંબુદ માંહિ ભરી અંજલિ, પોહુલિ પેટિં વીઆસિઇ વલી' ૭૮૫

મંદો.–'વલતી ન વલિ કૂઆ છાંહિ, મન માંડા મુખિ લૂખા કાંઈ ?'
'ખેત્ર પીઆરિ બાંધી ટોહિ, પન્નગ નાઠો પગ ઝાં જોહિ.'
વિષમ દેસ લીધો વાંનરિ,' અંતકાલિનું કો ઉખધ કરિ?'
રામિ વિભીષણુ આપિઉં રાજ, ટાઢી તાપિસિ કેહા કાજ ? ૭૮૬

રાવ.–'કાજલ વદની'કાંઈ સંતાપિ ? 'ત્રુટઈ ન સીકાં તાહારિ સરાપિ.'
'તૂં ઘર ઘણાં તણી પરૂહૂણી,' દસમુખ ન ગમઈ સુમુખ ભણી.
જગ જાણિ પંચઉલી પિતા, સંઘવિલાસણિ તેહની સુતા.
'બીજ ન બીજઉં ઊગઇ અંસ,હાડી તણા ન કહાવઇ હંસ.' ૭૮૭

મં.–'હંસક હલૂઆ ન છંડિ' સૂણો, 'ભૂપતિ થયો પણ ભીખારી તણો.'
જૂનાં કથન કરિયાં પરમાણ, 'રાજ વિણાસી રાખિઉં માંણ.'
તઇં ક્ષિત્રિ ભૂપતિ ખેર્યાં પલી, માહરું પીહર વઓઽિઉં વલી,
'પરજલતૂં દેખઇ પરદેસ, હસઇ ચાલણી કરવા રેસિ.' ૭૮૮

રાવ.–રીસ ન રાવણ ઉપરિ ઉલ્હવઇ, 'પડી ટીપ જિમ તાતઈ તવઈ.'
'ભાગું હેઠિ ભરિઉં હાંડલૂં, ડાંભ્યૂં ડંકિ ન બોલઇ ભલૂં.'
ગયું ગોત્ર દસમસ્તક ભણિ, 'મરણારી ઘરિ મેલા તણિ.'
'લાંબી જીભ લવંતી વારિ, કંદ કાઢિસિ દસમિ દૂઆરિ.' ૭૮૯

મંદો.–'દોરા દસી લગિ આંગમી,' ગુણ કેહા વૈદેહી ગમી ?
આણિ જનમિ અધૂરાં ચડિ, રુદ્ર કાલિ જૈ રૌરવિ પડિ.
તે 'ઊબાડ કવણ કરિ ધરિ ? વિપ્ર વઢી તૂં કાલૂં કરિ.'
'લોભી લંપટ લાદૃ દાખી, કેતુ વચનિ દિઉં કેહની સાખી?'૭૯૦

રાવ..–'સીખામણ જે સ્ત્રીની કરિ, વણ કાયા વરતિ સાસરિ.'
હું ઉથાપી થાપૂં બ્રહ્માંડ, હૈઠોડીઉ હસાવઇસિ રાંડ.

'સુંખિણિ માંડિમાં સાહમાં સીંગ, માંહોમહિષ માં ડાંભિ તડીંગ.
હું વીવાહનઇ વઇરિ વહૂં, ઊંઘમુખી તાણી મરડા ગહૂં. ૭૯૧
મંદો.—ઘરમાંહિ બિઠો બરલિ ઘણું; સૂરાતન તાં તુરૂણી તણું.
ચિત્રામણિ તિમ ચતુરંગિણિ, નસિ હર ન સકિ હરિનિ હણી.
'માલા ગોટા મમ કરિ હિઇં', 'મેગલ કૂપ ન જામિ કહીંઇં.'
'માતા કહીંઇ ન મૂંકી મોટ, વઢી વલી દુર્જન સિઉં હોટ?' ૭૯૨
રાવ.—'ડાટી રહિ મુખિ નીર મ ચાવિ, ધણી ન વહાલા વહાલીધાવિ'.
'ગાય વીઆઈ ગુઆંહરઇ સહીઆરી પેટ ફૂટી મરઇ.'
તિમ તૂં પીઆરિઈ સિંઇ બલિ ? નરકી પડિ તું પાપી ગલિ.'
સતી તણા સવિ છાંડી ધરમ, પર નરનાં ભાખિ પરાક્રમ. ૭૯૩
મંદો.—'કર્મપાખિ પરસો પામિયું, તે તિણિ અવસરિ અંધો થયું.'
તિમ તુંહનિ નવનિધિ સાંપડી, 'માંકડ કરિ ચિંતામણિ ચડી.'
'અલગાં ઘરની આંબલિ જાણિ, ભવ માનઇ ભૂંડાણનું છાંણ.'
'ખીંખર ખપર કહિનિ નાપીયું, પરભવિ પેટભરી સહુ ગયું.' ૭૯૪
રાવ.—'ગયું ગોત્ર હેખૂં ગાંગરિ,' મંદોદરિ અતિ ઉપર કરઇ.
'તિમ ટીંટોડી તાહરી આરિ, પડતુ આભ ન રહિસિઈ પાય.'
મિલિ વિભીષણ નિ વાંનરાં, કિમ તે છોડવસિ ધૂનીધરા ?
'તિમ ઝાઝાપણિ નોહઇ દૂલંભ, વેણી વારિ ન શોષઇ કુંભ.' ૭૯૫
મંદો.—'કુંભકરણ નિદ્રાઘાંઘલો વાંનર કટકિ વિભીષણ મિલ્યો.
મોભી માકડિ મારિઉ અખય, વરનઇ વૈદેહીનઉ વિષય.
રાંક રીંછડઇ બાંધિઉં સેત્ર,' ગર્દભિ ભેલ્યાં ગહુંનાં ખેત્ર.'
અંધિ દેસ લૂસિઇ આજ, ભલ પાટણ ભીલમનૂં રાજ.' ૭૯૬
રાવ.—'રજ સૂરિજ સાહમીં મમ નાંખિ, અબલા ધૂલિ ભરાસિઈ આંખિ.'
જાણ કરિ કમલપૂજા નવિ ચડી, તે કર કિમ મારઇ કાપડી ?
જિણિ ભુજિભાવિ રીઝવ્યો રુદ્ર, તે કપિ ગલિ કિમ ઘાલઇ ચંદ્ર?
જાણૂં કામ વાઢયા વણિ સરિ, 'તો સીંગઇ સાંકલ ઉતરઇ.' ૭૯૭
મંદો.—'તરસ્યા તણૂં તેરમઇ વીયાઇ, આગમચીતૂં અનેરૂં થાઈ.'
'સતી ભણિ સિણગારિ લાખ, અધવાણી બલિ ઉડઈ રાખ.'
પાપી પ્રીઉડા તે પરિ થઇ,' જલપંપોટા જાસઈ વહી.'
'કરતો અહિલીનાં ફૂલહડાં,' વસિ નાવિ વાનરના ભડા. ૭૯૮
રાવ.—ભૂંડાં કર્મ કરિ કરકશા,' બાલ્યા મુખની બોલઇ દશા.'
'ખીર ખાંડ આરોગઇ વડાં, કડિ પૂછી પહિરઇ કાપડાં.'
વનિ કરઇ વેગડ કુંડલાં, તે રીસાવી રહે વેગલા.

તું નીસરિ કુલહીણી કલંઠ, ' સાતઇ ફેરિ એકજ ગંઠિ. ' ૭૯૯
મંદો-ગાંઠિ સતરસઉ સીકરિ, ' આગલિ ઉટ ન તિ ઉગરિઇ. '
' જાઈ સીઆલ ન હુંતુ સૂર, યમનિ માલવ જાણુ મ દૂરિ. '
કુલિ વહુઅર સુકુલેણી સુતા, પતિ કેરી પાલિ પતિવ્રતા.
'રાજા લક્ષણ લુંડી તણાં, કલિવર કિમ રાખિ આપણા.?' ૮૦૦
રાવ –પૂર્ણ બંધન પ્રીઉનઇ કરી,' શત બાધા થઇ સીકોત્તરી'
' ઘાસી પીસી થઇ મસવાસ, ઘોંકઇ કરસણ ધર્મવણાસ. '
અહિવાતન ઉંડઇ અવતરી, મઉડ ન છૂટઈ મંદોદરી.
' લોક બોક મુખ મોટાં સહી, નગરનાયકા કંન્યા કહી. ' ૮૦૧
મંદો.-કહીઇ કિસિઉં સદાસિવ રેસ, સ્વામી કીધઉં સીંગલદેસ.
' જે કોડીઉં ન જાણિ ઘડી, કરિ તેહનઇ દીધી તોલડી. '
' કિમ કુલાલી કહિ કપાટ ? જાણિ હડિ હલિ માંડિઉં હાટ.'
વસુધા માંહિ તૂં કીધો વડો, 'કનક તણિં પંજરિ કાગડો.' ૮૦૨
રાવ.– ' ગૂડા ગાડા સરિસા બંધિ, ઉભી ઉતરિદૂં સરલ સંધિ. '
' આખઇ મુહિ બાંધ્યૂં બાહારડી, નાક ચાંપતાં નઉમીં ઘડી.'
'રસના તણા રૂધિરઈં મૂંઆં, જોડયાં કથન કહઇ જૂ જૂઆં.'
જઉ અધિકેરૂં દીધું અંચ, 'બીજવતા ન કરઇ ખલ ખંચ.' ૮૦૩
મંદો.–'ખાંચી કરિ બાંધ્યું ખારેક, સનેપાતના દીજઇ સેક. '
' વૈદ વિનોદી આવ્યા નવા,' બલીઆની બૂકી મેલવા.
' સપ્ત ધાત સોધી સામટી, રોગ પીડ ગઇ જેહની ઘટી. '
કાયા કામજ્વર પીડિ જાસ, ' વાઢી ગલું વછોડિ ઘાસ. ' ૮૦૪
રાવ.–' ખસતી કાં કરિ ભઇરવઝાંપ ? તેડઈ જાર જે સરસા સંપ.'
શાખામૃગ જે માર્યો રાંમિ, અબલા બે બોલી સંગ્રામિ.
આગઈ કિણઇ હણિઉ શાલૂર? 'સાસૂ આગલિ કહાવ્યૂં સૂર.'
તિમ રડવડતાં જીત્યા રોડ, 'લગડઇ ભુઇ મુહિ લીધી હોડ.'૮૦૫
મંદો.–'હોડિઇં હાટ ન કોઇ ઉઘડિ, લોક વિગૂચઈ લાંઘણ પડિ. '
' બાંધ્યૂં બેટ ન મૂંકઇ તીર, યમ કઠિપંજરિ ઘાલિઉ કીર. '
વાંનર રાજ વિણાસઇ વદૂં, ' અંબર ફાટો સ્યૂં થીગદૂં ? '
'બાલક ઝૂંટી બિસઇ ઝાડિ, કાડિજ કાઠિ કિમ ઉઠિ ધાડિ? ૮૦૬
રાવ.–' ધાડિ ધણીનઇં બિમણું પ્રાણ, ' બાંણું ક્ષોહણિ છૂટિ બાંણ.
ધરા ધંધોલી બહુ રણિ ચડી 'વાંનર વાઘ ન રહિ ચાપડી.'
'પેડુ પેખણી આણું મિલ્યૂં, છાનૂં રહિ કિમ વિણ છલછલ્યૂં ?'
'રાંડીપૂતા પડિસઈ પાસિ, જિમ છોકરડાં પીસઈ છાસિ.' ૮૦૭

મંદો.–'છાસિ ન પાણિ બીજૂં ખમિઇ, અસુર નથી જે કો આંગમઇ.'
એક બોલી મુખિ બોલઇ ઘણૂં, વયર ન વાલૂં કુયર તણૂં.
'રોડ રાંક તેહ બેઊ ઘડિયા, કરિ કટકા નઇં પોલઇં પડિયા.'
'ઘણિ કૂટતાં ન દૂખઇ ડીલ, મોટા દૈત્ય મનાવ્યા મીલ' ૮૦૮
રાવ.–'માલ વિધા મૂં સરિતા ભડિ, સૂરપણિ બાંધ્યા આકડી.'
દશરથ વાધ્યો બ્રાહ્મણ વધી, પાપિઇં પુત્ર જણ્યા પારધી.
જોતાં ત્રંબક ત્રૂટી પડિઉં, પાતિક પરિણ્યું પુરૂં ચડિઉં.
હવિઇં વૈદેહી જો વાલસિ, કુંઅર કોડિ નાંમ ગાલિસિ. ૮૦૯
મંદો.–ગલતાં તરૂઅર ગુડયાં ગૂલ, ચૂરિયાં થડ જે દૂંતાં ફૂલ.
પરદેસી પરિપરિનાં વ્રક્ષ, તે ઊપાડી નાંખ્યાં લક્ષ,
કો રખવાલ ન રહિ વનમાંહિ, સવાભાર સંહારી થાય.
આગઇ વાનર વિલગઇ વિરૂ,' પીઆરૂં હણુતાં હીંસરૂં.' ૮૧૦
રાવ.–સીરાંમણ કેરી વાટલી, ઘસિમસિ કરતાં જાસિ ઢલી.'
કરિસિ ભક્ષ ભયંકર દૈત્ય, રગતબીજની થાસિઇ રીતિ.
ભૂંકણ ભસણ આન ભુંડીયાં, જિહાં મોહ ઉપાડયાં તિહાં ગીયાં.
'એક ગિરૂઆ નઇ બીજી ગાઈ, લાવનિ કરતાં લાગિ પાય.' ૮૧૧
મંદો.–પીઆરી ચાડિ પલિવંગ,' અંબર પડતાં ઉડિ અંગ.'
. સવાલાખ શૂં કરવા જિણ્યાં ? જે જોતાં નિશિહર નિરજણ્યાં.
'ભોજાઇ ભરિયૌવનિ વહૂ, મામી મિલતી કરિસિ સહુ.'
'હજી અંગૂઠઈ મૂંકી આજ, કોઇ કાહાણાઉ ન રહિસઈ રાજિ.' ૮૧૨
રાવ.—રાજા રઘુવંસીની વેલિ, તેં કૌઅચિ કિમ થાસિ કેલિ'?
કૌશલ્યા કૂખિઇં અવતર્યાં, 'એકુ અરથ ન તિણઇ સર્યાં.'
'કેગઇ ભુઇ કો ટીંબઇ ચડી ? નાઠા જલિ જિમ પાખી પડી.'
'મુખ દેખી કૂંકમિ કોલ્યા, મારૂઆડિનાં બીડાં મિલ્યા' ૮૧૩
મંદો.–માલી રૂઠો લીયે ફૂલ, વાઢી વેણિ ન માગઈ મૂલ.'
તિમ તૂં કપિ ઊપરિ કોપીયુ, 'ટીપણી હર ના પાવક થયુ.'
જઉ તીતર તિલ મડો ખાય, અધિલો દામ ન અધિકો થાય.'
તિમ સુરસત્રુ વધાર્યાં સવે,' વેલૂ થલિ લીંપ્યા લેખવે.' ૮૧૪
રાવ.–'ખાવી રજ ભીંતરિ કાકરા,' મલતાં રાઘવ પોહતી જરા.
'લીંપઇ પાગ ન સરિ છાંહીંઉ, ત્રીજી ઠિસ ન દીઠત હીયે.'
'માહારા મગ તાહરી તોલડી, મીઠા પખિ અલૂણી પડી.'
ઇશ્વરની વાંછઇ ઉપમા,' ભીખારી નઇ ઉન્હાં જિમાં.' ૮૧૫
મંદો'–જિમ કાંબલ ભીજઇ તિમ ભાર, ઘણી સઇયાણી વેત્રવિકાર.'

મિલ્યા કુમંત્રી ઘડયો વાઘ,' વાંચ્યો વ્રક્ષ તણો વછનાગ.'
'હજીઅ ન વલ છાંડી દોરડી, ચાંણીઉં ચાંચઇ લીધું ચિડી.'
'ધીકઇ પંજર ધૂંમ વિશાલ, ઊંચો આભ નીચો પાતાલ.' ૮૧૬
રાવ.—તલિ પઇસી ક્ષિતિ કાઢું ખણી, સર સાધું સરગાપુર ભણી.
જલ જંગલ પરિ પેખું ઘણી, ચોદઇ ભુવન કરૂં ચાલણી.
એ વિખ તરુઅર હું ત્રિપુરારિ, એ કેશર મૂં માધવ સારિ.
એ માનવ નઇ હું સુરશત્ર, 'ઉદયો દિનકર નમ્યાં નક્ષત્ર.' ૮૧૭
મંદો.—ક્ષત્રી સહસાર્જુન માનવી, દેખઈ પાડયો દસમુખ દાનવી.
સુર નરપતિ જિણઇ નિરજણ્યો, તે સઘલાં આઉધસૂં હણ્યો.
બીજો રાઘવિ તે રોલચો, તિણિ વાનરિ તુહનિં રોલચો.
'કનક સરિખો સોમલખાર, માલિમ બેડી બોલણહાર.' ૮૧૮
રાવ.—હરિ ફરસીધર મૂંક્યૂં માંડ, જાણું જનયા થાસિ રાંડ.
નહીંતરિ' છપન તણાં કૂટ્યા, જ ણે જણ પાસિ ગણાવત જૂઆં.'
ઇણઇ વાલિ વરાસિ હણિઉં, અવધ્યાંપતિ તિણઇ ભણિઉ.
'ટીંબર તલિ ગયા તે વીસર્યો, 'ભાદ્રવિ ફૂટી દેખઇ ભર્યો.' ૮૧૯
મં.—ભૂર ભલા ભડ તાહારા મરિ, રાઘવ ' પરિં પરિયટની કાર. '
' અલગાં તૂર વજાડઇ આપ, પરહુંબા પાહઇ મરાવઇ સાપ. '
ખાડિ ચડાવિ દશરથ પુત્ર, ' કુએ પડતાં કુસાલ પામૈત્ર. '
'વિષહર વાઘ વઢિ સીહાણિ? ખેમ અગનિ ટાઢી મુહકાણિ.' ૮૨૦
રા.—'કાંણા આંખિ ન કસવટિ રહિ, બગ વાણાં વાધિ સહુકો કહિ.'
તેહવૂં દલ સિઉં કરસિ વઢી ? ' ભરડા ભુઈ મૂંકી મઢી ? '
કાયર કૃપણ કૂડ લોભીયા, માયામૃગ મારેવા ગયા.
કારણ કનક નારિ નીંગમી, 'વિષ રાખતાં વિણાસિઉ અમી.' ૮૨૧
મં.—ઈમ જાણે સીતા સંખિણી, ચાહડા સતી સૂરશત્રહ તણી.
પહિલઇ પગલિ લંકા દહી, વડા વચ્છની વાલી વહી.
ખાધા ખરદૂખર જે ખૂંટ, 'હડિ હાકતાં પઈઠઉં ઉંટ.'
તિમ દશશિર લેસિઇ દોહવી, 'મુંહઘી શુંઠ માણઈ મવી.' ૮૨૨
રા.—મા વસિ કહિસિ મ કરેસિ ઘણી, 'વિણ પુછઇ વિધિ વિષ્ટી તણી.'
કન્યા કોડિ કરિ સહુ કોઇ, 'મુહડા મુહડિ માગું ન હોઇ.'
'કેસરિ પાહઇ કરડાવ્યું ભલું, ભસણિ ભસિ તે અતિ દોહિલૂં.'
'પાડિ મ માથા ઊપરિ વાટ, અણહૂંતો લાગિ ઉચાટ. ' ૮૨૩
મં.—ચોટી ધરિ કરિ ચાંપઉ તલિ, સહસાર્જન પુણ બાંધિઉ ગલિ.
બીજઉ કપિ કુકંધ્યા તણિ, બહુરૂપીઆ બાંધ્યો પાલણિ.

બીઈં મૂંકાવિઉ ત્રાગૂં કરી, ક્ષતિપતિ નઈ ‘ ખોલો પાથરી.’
હવડાં લાધૂં પુરૂષારથ તણી, ‘વાટી વિરાણિ ત્રાટિ તણી.’ ૯૨૪
રા.–તિણિ વચનિ સુણી ‘સિર થકો, ચાલ્યો ચરણ લગિ ચાટકો.’
રાતાં લોચન રીસિઇં ભરિયાં, દસ મસ્તક થડથાં થરહરિયાં.
અસુર ન મારિ અબલા પાત્ર, ‘ઘરણી હણી ઘરિ ખણવૂં ખાત્ર.’
‘વરિ વયરી પણિ પંડિત ભલો, પ્રીતિવંત પામર દોહિલો.’ ૮૨૫
મં.–દોહિલૂં દ્રૂમરણ ન દીઠું તહીંઈં, કલંક પૂરાં લાગાં જહીંઇ.
એક ભગનિ મયદાનવિ હરી, બીજી લખમણિ લટપટ કરી.
ગુડાં ગોત્ર મંત્રી માઉલા, હઇયું હજીય ન છંડિ ગલા.
‘વિણુ પલકો નર વારિઉં કરિ, પલકયો સીસ વઢાવિ સરિ.’ ૮૨૬
રા.–સરિ મંદોદરિ બોલી અસિઉં, કાંવ જંપિ હવિ કીજઇ હિાસઉં?
‘જઉ લીજઇ નવ લાખિઈં નવી, તો પણિ વાણહી પગિ પહિરવી.’
‘રાંડ ભાંડ નિ સાંઢ સમાન, આગઇ કર જોડયા ઈશાનિ.’
‘એક અબલા નઈં એહેરૂ તણાં, કર્મ થોડાં નઇં પ્રાકમ ઘણાં.’ ૮૨૭
મં૦–‘ઘણિ લાડિ લાજઇ માવડી, રાવણ રેસિ રીસ તવ ચડી.
લીધૂં અંશિમર ઊભઈં થઇ, વીણ વરાંસિ ગોફિણિ ગ્રહી.
કોપ્યો કંત હવિ કેહનિ કહિ? ‘પરવત બલતાં પાવસિ રહિ.’
શ્રદ્ધા સમયો સસરા ભણી, વાહાર કરિ કુલિવહૂઅર તણી.૮૨૮
કવિ–તિણિ સમઈં પધાર્યા પિતા, મંકાવી મઇદાનવ સૂતા.
પગિ અણૂહાણિ અનિ એકલી, મંદોદરિ મંદરિ મોકલી.
પછઇ પ્રજાપતિ કીધી રીસ, દોષ ન દીઠો તઈં દસસીસ.
બ્રહ્મા–એકજ આપસવારથ ગણ્યો, ‘ભલી ભઈંસિ પાડો જણ્યો.’ ૮૨૯
જિણિ અવસરિ હૂતો વનવાસિ, ડંડ મંગાવ્યો મુનિવર પાસિ.
કુલકાતર કૃત્યા પાઠવી, તે હવડાં પરિપૂરણ હવી.
સરજૂં સંભુ ન છૂટઇ ઘડી, ‘આંણી વીંછણિ છાંણિ ચડી.’
‘ખણતાં મૂલ મોભિં નીકલી, છાંણિ વાવી પાહાણિ ફલી.’ ૮૩૦
કુલિ સાંભલિ તે શીતાતણાં, વરહ વિઘન વિણાસ્યાં ઘણાં.
સતિ પતિવ્રતા નઈં પદમની, અંબા ઉદરિઈં તે ઊપની.
પ્રતિમા પારવતી અવતાર, ભણી જનેતા (જઇ) કરઇ જૂહાર.
વહુનો વાદ થયો ઘર માહિ, ‘ભૂલા શેઠ કહો આવ્યા ઠાહિ.’ ૮૩૧
ઠામિ ઠામિ તૂં વરાંસિઉ વચ્છ, મૂં જોતાં મતિ તાહારી તુચ્છ.
નર કરિ મરણ લેસિઉં જહીંઇં, તઈંસુત સાલ ન ટાલિઉ તહીંઈં.
કૂડો રહો કુંઅર આપણો, દારા દોસ નવિ દીજઇ ઘણો.

'ભૂલો ઘણુ અહિરણિ ચકચૂરિ, જનક જનેતા ઉપરિ સૂર.' ૮૩૨
રા૦—સુર સહસ્ર તુમ્હ સરખા મલિ, માંણ ન મંદોદરિનું ટલિ.
જે ગતજનમિ હુંતિ ડેડકી, ઋષિ રાખ્યા વિષવેદન થિકી.
(તે) પૂર્વિ પુણ્ય તણિ પરતાપી, અંતકરાય સકિ ઉથાપિ.
'વર વાહુલીઆ જાસિઇ વહિ, રહિસિ નારી નદી નિરવહી.' ૮૩૩
મં૦—વહિ નીર પરઘરિ પાફણી, ભૂખ નિવારી ભરતા તણી.
અશવા અવસરિ દેખી આથિ, પહિલી રાડિ કરિ પ્રીઉ સાથિ.
બ્ર૦—રાવણ રોસ ન કીજે ઘણો, ભૂંડો લાલો જનમ જામણો.
તન મારી તન મૂંકી જાય 'ગલી રયણુ જિમ બઇઠી ગાય.' ૮૩૪
ગૌરી પીઠ ન પડી પલહાણુ, તૂં કુલદીપક કાંઇ ન જાણુ.
જે હણતાં દિયઈ આડા હાથ, તે નાસતાં કિમ મારિ નાથ ?
તઈ ડારી એ ' ભાગો ભારિ, ત્રિણ્યા ઊપરિ સી તરુઆરિ ? '
' આઊધ ઊગામિ જેતલાં, તાકી કો મૂંકિ તેતલાં ? ' ૮૩૫
રા.—તિલક તમો તેત્રીસહ કોડિ, દસશિર જંપઇ દોઇ કર જોડિ.
' છોરૂ છાંડિ ર છોરૂ હોઇ, માત કુમાત ન કાહાવિ કોઇ.'
' એક કંદ્રપ નઇ બીજો ક્રોધ, જે જાલવી સકઈ તે ચોધ.'
રાવણ વયણ સર્વ સાંભલ્યાં, ધનિ ધનિ કહિતા બ્રહ્મા વલ્યા. ૮૩૬
વલી પધારિયા ઈસર આવાસિ, મતિ દેવા મંદોદરિ પાસિ.
ઈશ્વર.—મયદાનવી કુંયરિ કહાવિ, ચઊદ ભવન માંહિ ભલૂં ભણાવિ.
વર સાહામાં વાયક ઊચર્યાં, તે સઘલાં ધુરિ કુડાં કર્યાં.
' દાવાનાલ દાધૂં પાલવિ, જીભ તણું જંવારિ નવિ.' ૮૩૭
નવકુલ નાગ અમર તેત્રીસ, જાણઇ સુગતિ ઉપાસઇ ઇસ.
વિષ્ણુ ભગતિ વાણી વિસ્તરિ, તે રાવણ કિમ કલી મુખ કરિ ?
વહિ વેદ સંધ્યા સાતસી, ષટકર્મ ચાલિ ન ચૂકઇ કિસી.
સર્વ જીવ ઊપરિ સમચિત્ત, 'ગંગોદક નિઇ ચરણામૃત્ત.' ૮૩૮
મૃત્ય રાંમ કરિ માગૂં માંડ, કુલ કાઢિવા કુંભી કુંડ.
દેખા લંકિ અસુનાં લક્ષ, ' જે ચણીયારિ ઘાલી ચક્ષ. '
સુગતિ માગવા મુંકિઇ રાજ, તે અલહીઉ કિમ કહીઇ આજ ?
સુખ સંવરિ સર્વ સતઈ રહિ, 'લોહ નાંખી સોનૂં સંગ્રહી.' ૮૩૯
ગ્રહી સીતામનિ માતા ગણી, ' ઊહનો વાય નાવઈ તે ભણી.'
રખવાલિ રાખી રાક્ષસી, ત્રીસ સહસ વલી ત્રિજટા જસી.

---

૮૩૧-૪-" વહુ વાદથા ઉધરી ગાંમ " પાઠાંતર.

જાણું રામ વસઇ વનવાસિ, વૈદેહી કિમ રાખૂં પાસિ ?
વિણસઇ ધર્મ સતી સંવાહિ, 'ગંગા જમનાં જલ લેતી જાય.'૮૪૦
ઈશ્વર—જયવિજય હોઇ દ્વારા અંતરી, સોય અવતારીયા સ્રાપિઈ કરી.
સ્વામી વચન ' બાંધી સઊણુગાંઠિ,' વયર કરી જાસિઈ વૈકુંઠિ.
' લેખઈ ચોખઇ કરતાં મરઈ, સુંચલ સુંઠિ ન સાજા કરિ.'
' ડાહા પ્રતિ ન ડાહા થઈઇ,' મંદોદરિ મતિ જાગિ હઈઇ.૮૪૧
હઈયડિ નિર્મલ તણું અહેનાણુ 'ઉજડ માહિ ન ભાંજઇ આણુ.'
' વિષ વેદન ટાલી વિપ્રીત' પિતા સુતા પરિ લાવ્યો શીત.
આંણી મૂંકી માંહિ અશોક, તે રાવણ નઇ કેહો દોષ ?
હાડ ન ગૂઢ ન જીભ ન જાકિ, 'તરસ્યા ચોર તે ત્રણસઇ આખિ.'૮૪૨
બ્ર.— આખિ કમલાસન સુણિ વહૂ, ભુવન ત્રિણિ તન્હ સૂઝઇ સહુ.
જહીંઈ હરિ હનમંત આવયો, મન ઊપન્યાં કરિ વનિ ગયો.
હંત દુર્મતિ નઇ સીતા સતી, અસ્યું જણાવ્યું અવધ્યાપતી.
'ખોડિ ખાડ પડઈ સહુકોઇ, સુહણઈ સ્વર્ગ ન પામિ કોઇ.'૮૪૩
સોઇયા વદની નઇ સાંડલી, તે અબલા તૂં પાહિજ ભલી.
ભરતા ભગતિ ન કીધું ભંગ, જીત્યા પાવક અનઈ પતંગ.
તઇ દસમસ્તક દૂહવ્યો ઘણૂં, મૂહ લાજઇ મઇદાનવ તણૂં.
'પાણી દૂધ પટંતર હુસિઈ, કેહની વહુ કેહના જુહારસિઇ?'૮૪૪
કવિ.–રીસ નિવારૂં રાણી ભણઇ, લાગી પાગિ પિતામહ તણઇ.
પ્રીઅ સરસો કીધો પ્રસંગ, વલ્યા વિધાતા' વરતો રંગ.'
'કથં કપટ નઇ કામિનિ કલહિ, અજાયુધિ પરિ જાસિઇ વિલહિ.'
'ઘરિ ગુલ રાડિ ન પાડિવિ સલ, ચખિ દેખતાં કાયા કુશલ.' ૮૪૫
મં.– કુશલ ન કહીઈ વનિતા ભણિ,' નાચઇ નાચ ટેરૂઆ તણિ.'
'છેહલિ કયારી પાણી ગયું, કાઢયો જીવ નઇ કરકૂ રહિયું.
ગાડું ગયું લીહટી તગતગિ, પટઇલ તણી પાહરડા લગિ.'
આપિ શીત કાં કરઇ સંગ્રામ? ઉઠિ અસુરપતિ 'રૂઠો રામ.' ૮૪૬
કવિ–રામિ રાવણ નઇ ઘટકરણ, તારિયા કુંવર કુલ આભરણ.

આવાગમન કરી ઊભગા, તઈ સરગાતિ રાખ્યા શ્રીરંગા.
અચલ વિભીષણ આપ્યૂં રાજ, વલી પાડિઉં વાનરનૂં કાજ.
સીત સહિત અવધ્યાં આવીયા, ભરત શત્રૂઘ્ન સાહમા ગયા. ૮૪૭
ગયા નગરિ નરનાયક નારિ, ચમહર જમતી હેમકુમારિ.
પંચશબદ શીકિરિ સરિ ઢલિ, આગલિ અધિપતિ પાલા પુલિ.
સિંઘાસણિ બઈઠા શ્રીરામ, સકલ લોકે લાધો વિશ્રામ.
સવિ ઉપગાર અમીરસ થયા, કવિ સીધર નઈ કીધી મયા.
મઈ મતિમાનિ વાત વીનવી; અધિકું ઊછું ખમયો કવી. ૮૪૮

## પૂર્વછાયો.

મઈં ઊખાણા અતિ ઘણા, કીધા કવિત મઝારિ,
'કાવડિ ભરતાં કાપડી, વરઈ ન વેણી નારિ.' ૧
'સંવત પનર પાંસઠ્ઠઇ, જીરણદુર્ગ' નિવાસ,
પૂરણ ચ્યારિ ચોપઈ બિસઇ, બાંધી બુદ્ધિપ્રકાસિ. ૨
પરકાસિ પાતિગ ટલિ, મંદોદરિ સંવાદ.
સાંભલતાં નરનારિ નઇ, સારંગધર પરસાદ. ૩
પ્રકાસિં પાતિક ટલિ, શલ્યા વર સંવાદ,
રાવણ રેસિ મંદોદરી, કીધી કથા અનુવાદ. ૪
સોય 'મંત્રી સહસા સુ તન' કવિતા 'સીધર' નામ.
ઉતપતિ મોઢ અડાલજા, તસ તૂઠા શ્રીરામ. ૫

ઇતિશ્રી મંદોદરી સંવાદ ચઉપઇ સંપૂર્ણ.

સંવત ૧૭૦૫ વર્ષે વૈશાખ શુદિ ૧૫ દિને કાસિમપુર મધ્યે ઋષિશ્રી ૫ રાજપાલજી તસ્ય શિષ્ય મુની વીરજીલિપિકૃતં સ્વયં પઠનાર્થં.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના ઉપમંત્રી રા. હીરાલાલ પારેખ તરફની પ્રતિનું છેવટ આ પ્રમાણે છે:—

"સંવત ૧૬૭૯ વર્ષે અશાઢ પ્રમાણ વદિ૫ ભોમે શ્રી અમરેલી વાસ્તવ્યે શ્રી કલ્યાણ મસ્તુ.

# પ્રબોધ બત્રીશી

## અથવા

## માંડણ બંધારાના ઉખાણા

## સમજુતી

## ૧ ભક્તિવીશી

**પૃષ્ઠ ૧**

૧ પ્રબોધ બત્રીશી—ઉપદેશનાં બત્રીશ કડવાંનો સમૂહ. માંડણકવિ કડવાંને 'વીશી' નામ આપે છે; કારણ કે છ છ પદના એક એવા વીસ છપ્પાનો એ પ્રત્યેક વીશીમાં સમાવેશ કરે છે. બંધારો—છીપાઓની પેટાજ્ઞાતિ બંધારા કહેવાય છે. બંધારાઓનો ધંધો ઘાટડીઓ, ચુંદડીઓ કે અતલસ આદિ ગલવાળાં વસ્ત્રોને ગલ પાડવા માટે પ્રથમ સળીઓથી ઉપસાવી દોરાથી બાંધીને પછી રંગવાનો હતો. આ ધંધો માત્ર બંધારાઓને હાથ નહીં રહેતાં ગૃહઉદ્યોગ તરીકે કુલસ્ત્રીઓને હાથ ગયેલો છે. બાંધણીના ઉદ્યોગસ્થાન પેથાપુરમાં કે અતલસના ઉત્પત્તિસ્થાન અમદાવાદમાં હજીએ થોડો થોડો આ ઉદ્યોગ પ્રચલિત છે. 'બંધારા' શબ્દ માટે જુઓ:

"જીરે! કીયો રંગારો રંગી ગયો? જીરે! કીયે બંધારે બાંધી ભાત?
મેં ઓઢી રે ચુંદડી."

**(બાલા ભોળાનાથ સંગ્રહિત સ્ત્રીગીતો.)**

ઉખાણા [ સં. आमाणकः ]—કહેવતો, લોકોક્તિઓ, લૌકિક ન્યાયો. આગઈ—પૂર્વે. કવિઆ—કાવ્યમાં ગાઇ ગયા. ગંગા......સંગ્રહી—લોકજીવનની ગંગાનાં જલપુરો પુષ્કળ વહી રહ્યાં છે; છતાં આપણી શક્તિના પ્રમાણમાંજ આપણે એ જલનો સંઘરો કરી શકીએ છીએ; તેમ લોકજીવનમાં પ્રચલિત આ સંખ્યાબંધ કહેવતોમાંથી હું પણ મારી શક્તિ અનુસારજ આટલીએ ભેગી કરી શકયો છું. તોય [ સં. तोयं ] —પાણી. ચોરી ભાગિ......હોઈ—હું એ કહેવતો મારી કરી લઈશ છતાં તે મોંઘાં [ સં. महार्घक ] નહીં થાય.

૨ હીઈ—હૈડે. ઉલ્હસી [ સં. उल्लासः ]—ઉમંગ લાવીને. જેતા...તેતા—જેટલા તેટલા. લહઈ—સ્વીકારો. ઝંખ—ઝખ. વાયુ [ સં. वादयति—वादितकः वाइयउ ]—વાયો, વગાડયો.

૩ ખિણ [ સં. व्याख्यानः ]—આખ્યાન, કથા. મિલ્યા [ સં. मिल् ]—ભળ્યા. જાણે તિલ......ભલ્યા!—જાણે કે તલ અને કોદરા [ કોદ્રવ ] ભેગા થઇ ગયા! તેહની......હોઈ—તલ અને કોદરા એકઠા થયા પછી કોદરાની ઘેંશ નહીં થઈ શકે કે તલની ધાણી થઈ ન શકે. વિચારસામ્ય માટે જુઓ:

" જોજોરે ! મોટાના બોલ, ઉજડ ખેડે વાગ્યો ઢોલ;
અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાં કોદરા મળ્યા;
ઘેંશ ન થાય ન થાય ધાણી, કહે અખો એ વાતો જાણી."
(અખો: છપ્પા.)

બુઝઈ [ સં. बुध ]—સમજે, કદર કરે, નવિ–નહીં. સંસ્કૃત 'न + अपि'માંથી આ શબ્દ ઉતરી આવ્યો છે. છૂટીઈ—મુક્તિ મેળવે. સેવંતરાં—એક જાતનાં ફુલ છે. ગણપતિનું એ પ્રિયફુલ છે: જુઓ :

" સેવંત્રાંનિ સોહ સારી, ચંટા ઝાલ્યા પાણ;
મૂષકવાહન ! મલપતા છાં વેદ ઉચરે વાણ."
(ભાલણ: બીજું નળાખ્યાન.)

સેવંત્રાંનાં ફુલને લાકડીએથી ઝુડવાનો પ્રયાસ મૂર્ખ પ્રયાસ છે–કોમળ ફુલ ઉપર અસહ્ય માર છે.

૪ સાચ [ સં. सत्यं ]—સાચું. પર ભવિ ભૂખ્યા તે વનિ ફિરઈ–આગલા [ પર ] અવતારનાં ભુખ્યાં એ ભૂત, પ્રેત, વેતાલ અને પિશાચ પોતેજ ભટકતાં ફરે છે તો બીજાનું શું ઉકાળે ? ગોત્રજ [સં. गोत्रजः ]—કુલદેવતા. ગોત્રજ ...... લહઈ ?—જે કુલદેવતાનું વજન અર્ધા તોલા જેટલું છે તે મણના ચાંલ્લાનો ભાર કેમ કરી સહન કરી શકે ? એની ગુંજાશ બહારનું છે, હસવા પાત્ર છે.

૫ ભગત હીન—ભક્તિ વગરના. વલોઈ નીર વાંછિ ધૃતસેર–પાણી વલોવી ઘીની આશા રાખે. સાધઈ નવ નઈ ત્રુટઈ તેર–સરખાવો આ સાથે:

" મન તણા મનસુબા મન માંહી રહી ગયા,
સાત સાંધ્યું ત્યારે તેર તુટે." (નરસિંહ મહેતા.)

દૂબલો [ સં. दुर्बल ]—ગરીબ. કણબી [ સં. कुटुम्बी ]—પાટીદાર. કરસણ [ સં. कृष् ઉપરથી ]—ખેતી. બીજ–બી. ભાત—ઉત્પન્ન. બીજ ભાતથી બિમણું વરઈ–ઉત્પન્ન કરતાં બેવડું બી વરે. પોગલી–પોલું. ખેત્ર [ સં. क्षेत्रं ]—ખેતર. ખેડે છે......ખેત્ર—પોલાણવાળી કે ઉંડા ચીરા વાળી જમીનમાં ઝાઝું પાકતું નથી. ખડહડ–બાખડી, વસુકી ગયેલી. ખડહડ ભિંસિ નઇ આઠમી વેત્ર–દૂધ ઉડી ગયું હોય એવી ભેંસ ને આઠમી વાર વીયાએલી હોય તે શું દૂધ આપે ? ઈમક કરતાં દાણીગણ ચઢું–આયાત અથવા માલ કરતાં તેના ઉપરનું દાણ વધારે પડયું. દૂબલી વાડે છીંડું પડું–જેવી તેવી વાડ તેમાં છીંડું પડયું એટલે જે તે તેમાંથી ચાલ્યું જાય ને ખેતર ભેળાય.

પૃષ્ઠ ૨

૬ શાહ—શાહુકાર. સૂંઆલુ [ સં. सुकोमल ]—નરમ. ગોઠિ—દોસ્તીએ. ચઉહટી [ સં. चत्वरः ]—ચૌટું. નગરતલારિ—કોટવાળ. સાહ્યા—પકડયા. રૂઠો [ સં. रुष् ]—ગુસ્સે થયો. નીલું [ સં. नील ]—લીલું.

૭ મહોતજ [ સં. महत्त्वं ]—મહત્ત્વ, કીંમત. ઉપરાજી [ સં. उपरि ] —ઉપર. ગ્રથ [સં. ग्रंथ]—ધન. ખોલા પાથરઈ— આજીજી કરે. ચાંપટ—ચપ્પટ, પુરેપુરૂં. બિલાડી કાઢતાં ઉંટ પઇઠું—આ કહેવતમાં બિલાડીને બદલે બકરૂં હાલ વપરાય છે.

૮ સિર [ સં. शिरस् ]—માથું. સમારઈ [ સં. सं + हृ ]—હોળે, ઠીકઠાક કરે. આલ્યાનું—દેવાનું. અપદેસ [સં. अप+दिश् ]—પાછું વાળવું તે. ચુરઈ—ચોરે. ચવાસી [ સં. चव्–બોલવું.]–ચપરાશ, પટલાઈ. રાંડ [ સં. रंडा ]—સ્ત્રીઓ. તે નર ઠાલા નઇ વાજણા–તે પુરૂષો ખીસ્સે ખાલી ને ભપકે ભારી છે. ઠાલો ચણો વાગે ઘણો. વાજણા–બોલકણા.

૯ વિધિ [ સં. वि+धा ]-ક્રિયા. પખિ —પાખી, સીવાય. હોમ—યજ્ઞ. વીર [ સં. वीरः ]—દેવ. વિણ ક્રિયાં ઘરિ વ્યંઠ મૂલ—શું કરવું ને શું નહીં કરવું એમ વગર ક્રિયાએ ધર્મકાર્ય કરવાથી ઘરની અંદર મુળમાં [ મૂલ ] નાશ પેઠા [ व्यंठ् ]; જુઓ :

> " હજી કાંઇ વંઠયું નથી વીરા !
> સીતા સોંપી સંતોખો રામ;
> વરાંરો પડયો કહી વ્હાલા !
> પ્રભુને કરો પ્રણામ. "
>
> ( ઉદ્ધવ: રામાયણ. )

ઘરમાં ભગતડું પેઠું ને ઘર વંઠયું. પેટ ચોલી ઊપાયૂં સૂલ—પેટ ચોળી ચોળીને શૂળ [ સં. शूलं ] ઉત્પન્ન કરી. ઊપાયૂં [ સં. उप+जा ]—ઉપજાવ્યું, પેદા કર્યું.

અપાસિ [ સં. उपवासः ]—નીરાહારનાં વ્રતથી. આપ [ સં. आत्मन् ] —આ જુની ગુજરાતીના સ્વાર્થ સર્વનામની જગા હાલ 'પોતે' શબ્દે લીધી છે. વિગોઇ [ સં. विगुहितकं ]—વગોવી. વિરાંસિ—ભુલે. છછૂંદરિ [ સં. छुंछुंदरः] —છછુંદર. સર્પ......ટલઈ—સાપ ભુલેચુકે છછુંદર ગળે તો તેને છોડી દેતાં આંખો ગુમાવે ને તેને ગળી જતાં મરી જાય. સહીયાં માંડીઈ—બહેનપણાં કરે. હેલી બાઇ !–હે અલી બાઈ ! રાંણીશું......દંડીઈ—રાણી સાથે સખીપણાં કર્યાં છતાં 'અલી' એમ તુંકારથી સ્નેહમાંએ એની સાથે વાત કરી તો ભોગ ફરી વળે.

૧૦ સેવ [ સં. सेवा ]—સેવા. તલારહ—કોટવાળ, ચોકીદાર. ફોગટ...... પંચાં ડુટસુ હોઈ—ત્રીશે પંચે દોઢસો ખરા પણ વગર ત્રીસે પાંચે ગુણ્યાથી એટલા ન થાય. ગોપ [ સં. गोप् ]—છુપાવવું તે. સસરૂ અંધ નઈ વહુ સરગટુ—સસરો આંધળો હોય ને પુત્રવધૂ સઈડકો વાળે. સરગટુ [ शण + गांठ ]—માથા ઉપરના છેડાથી મોં ઢાંકી નાંખવા વાળી, લાજ કાઢેલી. જુઓ:

" આંધળો સસરો ને સણગટ વહુ એમ કથા સુણવા ચાલ્યું સહુ;
કહ્યું કાંઇ ને સમજ્યાં કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું,
ઉંડો કુવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક."
( **અખો: છપ્પા** )

**૧૫** નિર્વિષ [ **સં. निर्विष** ]—વેરઝેર વગરનો. આરાહિ [ **સં. आ+राध्** ]—આરાધે. કોઠી [ **સં. कपित्थः** ]—કોઠનું ઝાડ. સરસાં [ **સં. संदृक्षक** ]—સરખું. કવિતામા સરસું-સરિસું—ઘણુંખરૂં વપરાય છે. જુઓ:

" વ્યોમ ફરતા વીર તે મુજ રથ સરીસા સાંકળ્યા."
( **નરસિંહરાવ: મેઘ.** )

**પૃષ્ઠ ૩**

કોઠા—કોઠનાં ફલ.

**૧૬** યમ ભાગુ—જમને લીધે. પર્યંક [ **સં. पर्यंकः** ]—પલંગ. ગુલિ—ગોળથી. ગુલિ મરિ તુ વિષ કાં દીઉ ?—સરખાવો આ સાથેઃ " ગુલિ મરિ તેહનિ વિષ કિમ દિજીઈ ? " ( **દેહલ: અભિમન ઊઝણું.** )

**વળી સરખાવો** અખાના છપ્પા ૩૧.

**૧૭** રણખેદ—રણક્ષેત્રની કાયરતા. પાણિ [ **સં. पाणि** ]—હાથ. કાંઇ ન લ્યુ તમ્હે મધુ આકડિ ?—તમે શા માટે આકડા પરથી [ આકડિ **સં. अर्कः** ] મધ [**• मधु** ] ન લો ? સરખાવો: " अक चेन्मधु विन्देत किमर्थं पर्वतं व्रजेत् " ?

( **શંકરાચાર્ય: વેદાન્ત સૂત્રભાષ્ય.** )

**૧૮** આવરી [ **સં. आ + वृ** ]—ઢાંકી. આધ—આઘી, દૂર. ડોકેરિ નઈ—ડોસીને.

**૧૯** સાંચર્યાં [ **સં. सं + चर्** ]—ગયાં. તમ્હતણાં—તમારાં. કોડિ [ **સં. कोटि** ]—કરોડ. ક્ષેપક 'ર' ગુજરાતીમાં પ્રવેશ્યો છે, સંસ્કૃતમાં નહોતો.

**૨૦** શંઘ [ **સં. सिंहः** ] સિંહ. સૂધુ—શુદ્ધ કર, સરખાવો: " શરીર શોધ્યા વિના સાર નહીં સાંપડે " ( **નરસિંહ મહેતા.**) મઝ—મારૂં. રાખિન—રાખીને. પાઈ [ **સં. पादः** ]—પગ. અમ્હચા—અમારો. મરાઠીનો સંબંધક વિભક્તિનો આ પ્રત્યય નરસિંહ મહેતાથી માંડી માંડણ પછી પણ ઘણા સમય સુધી આપણી ગુજરાતીમાં ચાલુ રહ્યો છે.

## ૨ ગૃહસ્થાશ્રમવીશી

**૨૧** ઉફરૂ [ **સં. उर्ध्व** ]—ઉપર, ઉંચો, 'ઉફરાટો' શબ્દ પણ ધ્યાનમાં રાખવા જેવો છે. તિર્યંક [ **સં. तिर्यञ्च्** ]—કુમાર્ગે ગયેલા, પાશવ યોનિના. ઉદ્ધર્યા [**સં. उद्+धृ** ]—મોક્ષપદ પામ્યા. ચ્યારિ પદારથ—ચાર પદાર્થોઃ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. માદલિ—(?) મગ માદલિ મમવિચોરના—(?)

૨૨ કૂડું—અસત્ય. આય [ સં. आयुः ]—આયુષ્ય. અયુક્તિ–અયોગ્ય. અશનઈ [ સં. अशनं ]—ખાવાથી. અયુક્તિ.....ઉલ્હાઈ–અખાદ્ય વસ્તુના ખાવાથી ગાર્હસ્થ્યનો અગ્નિ બુઝાઈ જાય. કપથ્ય [ સં. कुपथ्य ]—અપથ્ય, રોગ લાવે એવા. નશિ–નીશાપાણીએ. શવિ–સર્વ. બહુ વચનનો 'ઇ' પ્રત્યય સંસ્કૃતદ્વારા જુની ગુજરાતીમાં પણ રહી ગયો છે. આયુધ–સાધનો. કુહાડે [ સં. कुठारः ]—કુવાડાઓ. કુટીઈ–કાપે.

૨૩ કલવંતી ભર્તારિ નવિ રહી–કુલાંગના પોતાના પતિ સાથે લગ્નવ્રતની શુદ્ધિથી ન રહેતાં ચાલી ગઈ. સામી [ સં. स्वामिन् ]—પતિ. તામીલ તેલુગુમાં 'સામી' 'શેઠ' 'આર્ય'ના અર્થમાં સહેજે સંબોધાય છે. વાડવ–બ્રાહ્મણ. અણુભણ્યું—અણશીખ્યો, સંસ્કારહીન. વારુ ભિંશિ પાડુ જણ્યું–ભલી [ વારૂ ] ભેંસે પાડો જણ્યો. ભરોંસાની ભેંસે પાડો જણ્યો. પાડુ–પાડુઆં–ખરાબ–એ અર્થ પણ ઘટાવાય.

૨૪ ઝૂઝ [ સં. युद्ध ]—લડાઈ. વિરી–વેરી. વિમાશું [ સં. वि. + मृश् ]—વિચાર્યું, કહ્યું. ગૂઝ [ સં. गुह्य, गूढ ]—રહસ્ય, ગુપ્તભેદ.

**પૃષ્ઠ ૪**

આલસ વાલી—આળસ છાંડીને. સહિજિ [ સં. सहज ]—સ્વાભાવિક રીતે. કરિ આપ–પોતાને હાથે.

૨૫ દક્ષ–ચતુર. લોપી–ઉલંઘી. તનુ–શરીર. સગઈ [ સં. संलग्नता ]—સગપણમાં. અધિકરણાર્થ સપ્તમીનો 'ઈ' પ્રત્યય માંડણ જ્યાંત્યાં વાપરે છે. આણી ઘાલ્યું સુડિ માહિ સાપ-સુડી વચ્ચે સોપારી એમ આ કહેવતનો પ્રયોગ પણ હાલ થાય છે.

૨૬ પંચ મહાપાતક જે કહ્યાં—બ્રહ્મહત્યા, સુરાપાન, સુવર્ણચૌર્ય, માતૃગમન અથવા ગુરૂપત્નીગમન અને તત્સંગ એ પાંચ પાતકો ( **નર્મકથાકોષ.** ) વિષયા–ઈંદ્રિયોના વિષયો. વિષયા પંચ ન વારી સક્યું—સરખાવો:

> " શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, વ્યસને જીવ પમાડયો ધંધ;
> લોભ મોહ પાંચે થયાં છતાં, પ્રાયે પ્રકૃતિ ઉદરમાં હતાં;
> તેણે મોહ્યો જીવ રોગિલો થયો, ત્યારે અખા વસ્તુ વિચારજ ગયો."
>
> ( **અખો : છપ્પા.** )

૨૭ દ્રોહ [ સં. द्रुह् ]—છળકપટ. છદ્ર [ સં. छद्–ઢાંકવું ]—પ્રપંચ. રાઉલિ–રાજા. પાલા ટલીયા ખર આરોહિ–પગે ચાલતા [ પાલા ] મટી ગધેડે ચઢયા [ આરોહિ. ] વંછયું [ સં. वांछ् ]—ઈચ્છયું.

૨૮ છદ્ર [ સં. छिद्रं ]—દોષ. પીયારાં [ સં. पर ]—પારકાંને. પિતર—પીત્રાઇઓ. પાણી—નીવાપાંજલી. રાઉલિ–રાજાનું. ચાડ [ સં. चाटु ]—ચાડીઓ. અંત્યજ–પતિત. અપગરઈ [ સં. अप + गृ ]—ઉલટી કરે, વામી કાઢે, નાંખી દે.

૨૯–૩૦ કૃપણુ—કંજુસ. ધોબી.....ખાઇ—ધોબી મરતાં ગધેડો ભોગવે. વરતણુ—વરવું તે. વિણુજ [ સં. वाणिज्यं ]—વણુજ, વેપાર. શેઠિ [ સં. श्रेष्ठीन् ]—શેઠ.

૩૧ વારિતુ—અટકાવેલો. કૂઈ [ સં. कूपः ]—કુવે.

**પૃષ્ઠ ૫**

૩૨–૩૩ કલહુ [ સં. कलहः ]—કજીઓ. રાંધલુ—અપંગ. આહલિ–ધીલોડી (?) તરુણાયણું—જુવાની. ફોરડું—કોરૂં. માંડણના તેત્રીસમા છપ્પા સાથે સરખાવો ભગવાન શંકરાચાર્યનું भजगोविंदस्तोत्रः

"बालस्तावत् क्रीडासक्तस्तरुणस्तावत्तरुणीरक्तः ।
वृ स्तावश्चिंतामग्नः परे ब्रह्मणि कोऽपि न लग्नः ॥ "

(**શંકરાચાર્ય.**)

૩૪ ગરઢું–વૃદ્ધ. ભલગ–ભક્તિ. ત્રીઠ–વિષાદ. સુ તિમ પચાસ–સો તેમ પચાસ

૩૫ બરૂ—વરૂ (?) જાત્રે જઇ દીધૂં અંજલી–માબાપને તેમના મરણ પછી યાત્રાસ્થલે જઇ શ્રાદ્ધાંજલી આપી. યણનાહાર–જણનારાં, માતાપિતા.

૩૬ ખાંડની ખલિ નાહિ નઇ પીઈ–ખાંડના ખળે નાહી ને ગળ્યું પાણી પીવા પ્રયાસ કરવો એના જેવું.

૩૭ બ્રહ્મબીજ–બ્રાહ્મણપુત્ર. છાત્ર-વિદ્યાર્થી. મનુ–માનસિક રીતે. વિભચારિણી–વ્યભિચારિણી, દુષ્ટ ચારિત્ર્યની.

૩૮ અંતા–અંદરનું. પિરાયાના-પારકાના. ખણતું [ સં. खन् ]—ખોદતું. સાહિતું—પકડતું.

૩૯ બ્રહ્મેતર—બ્રામ્હણેતર, બ્રાહ્મણ સીવાયની. ગાડર–ઘેટું. કપાસ [સં. कर्पूसः]–કપાસનો છોડ.

૪૦ વાગવિલાસ-શબ્દલીલા. બ્રહ્માતીત–બ્રહ્મથી પર. લવારો–પટપટારો.

## ૩ માયાવીશી

**પૃષ્ઠ ૬**

૪૧–૪૨ દશ દિક્પાલ: ઈન્દ્ર, અગ્નિ, યમ, નૈર્ઋતિ, વરૂણ, વાયુ, કુબેર, શિવ, બ્રહ્મ અને અનંત (**નર્મકથાકોષ**). ઉલખીયા–ઓળખ્યા. છતા–પ્રસિદ્ધ, ઉપયશ–અપજસ, અપકીર્તિ. વૃઠા–વૃથા. વટેવાહુ–વટેમાર્ગુ. સહી [ સં. सहि–તેજ ]—લખત દસ્તાવેજમાં ઊતરી આવેલાં ભ્રષ્ટ સંસ્કૃત રૂપોમાંનું આ એક છે. લખાણને અંતે મતું અને સાક્ષી કરનારનાં નામ આવે છે તેના પછી એ મુકાય છે. તે તે નામવાળો શખસજ મતું અથવા સાક્ષી કરનાર છે, એવું નિર્ધારણ તેનાથી થાય છે. મતું કરનાર અને સાક્ષી કરનાર દસ્તાવેજ કબુલ રાખે છે અને તે કબુલત હસ્તાક્ષરથી દૃઢ કરે છે, તેને લીધે નિર્ધારણાર્થ 'સહી'માં પાછળથી સંમતિ અને હસ્તાક્ષરનો

અર્થ રૂઢ થયો જણાય છે. ( **કેશવલાલ ધ્રુવ: કાદંબરીની સમજુતી.)** સહિવાસ-સહવાસ, પીછાન. તેતાં-તેમ તેમ. ગોહડ-ધુઅડ [ સં. घुकः ]

૪૩ કુષ્ટી—કોઢીયું. રાફરોગ-એ જાતનો રોગ. પાવા-પગ. કણમણઈ-ઓછાં વત્તા. દીઅર [ સં. देव्र ]—પતિનો નાનો ભાઈ. યણિ-જાણે.

૪૪ દુઆરિ [ સં. द्वारं ] શ્રવણેંદ્રિય. અવસિ વખત પાકતાં. વેહ-નાકું, વહેર.

૪૫ સમુ વરતુ- સમય સમજીને. છરિ [ સં. छुरा ]—અસ્ત્રો. ક્ષૌર્યૂ— હજામત કરી.

૪૬-૪૭ પાડુઆં—ખરાબ. જુની ગુજરાતીના 'પાડ' મુળ શબ્દમાં ઉ પ્રત્યય ઉમેરાઈ 'પાડુઉં' બને છે. જુઓ ૪, ૧૮૪

"લોભિ કરઈ પાડૂઆં કર્મ."

**( પદ્મનાભ: કાન્હડદે પ્રબંધ. )**

સંધાં-સઘળાં. ઉલગિ-સેવાએ. કુણ-કૈં. નિલાડિ [ સં. ललाटः ]—લલાટે. સોર-અવાજ. વિહાણું-વહાણું, સવાર. છાબલિ—છાબડીએ.

**પૃષ્ઠ ૭**

૪૮-૪૯ હેલ [ સં. हेला ]—રમત. માંહિ તેલ—તેલ માંહી. માંડણ કેટલેક સ્થલે પ્રત્યયો નામ સર્વનામ પહેલાં મુકતો જણાય છે. અંતક [ સં. अंतकः ]—યમરાજ. હાર-હાર. ગાણી [ સં. गानं ]—ગાયન. વારૂ-વારો. અણમંગલિ [ સં. अमंगलं ]—માઠા પ્રસંગે. ઉકલઆયાં—(?) શુક્ર—(?)

૫૦ વૃંદ [ સં. वृंदं ]—ટોળું. આમેઈ (?)

અંતર મલનિવાસ—માંહીની મલીન વાસનાઓ. ફીટૂ-નાશ પામ્યો. સાસ [ સં. श्वासः ]—શ્વાસ, જીવ.

૫૧ કબધી—કુબુદ્ધિએ. સાધિ—સાધ્ય, કબજામાં. દરિદ્રહ તણું-દારિદ્ર્યનું. 'હ' માત્રાપૂરક છે. ગુજરાત શેરી સાંકડી-ગુજરાતની શેરીની જેમ તું સાંકડે આવીશ, તારૂં નહીં ચાલે. વિસન-વ્યસન. કુહી-કોહી ગયેલી. સ-તે. વાઢી-કાપી.

૫૩ સાધૂ-સાધ્યું. ધનાશૂં-ધનની આશામાં. કૂચર-(?) માત-મોત (?) કે મહાત(?). માણ [ સં. मनाक ]—જરાક. બાબા-'બાબાવાક્ય પ્રમાણં' એ સાથે સંબંધ હશે ? બાણા-ભાઈ. ડાવી-ડાબી.

૫૪-૫૫ નિદ્રા વસિયાં-નિદ્રાને વશ થતાં, થકી. હરિ લાહિ-હરિની લહેમાં. ઉડલ-પહોળા કરેલા બે હાથમાં માય તેટલો જથ્થો. ઊઘ [ સં. ओघः ]—ઢગલો, ઓઘલો, ઘાસની પુળીની ગંજી. ઉલ્હેટ-ઉછળીને પડવું તે, ગુલાંટ.

૫૬ અગડ-રજ. કોવિદ [સં. कोविदः]—વિદ્વાન. કેડિ-પાછળ. કૂડી-કોડી, જરા.

૫૭ સમવાઈ [ સં. समवायः ]—સમૂહ. કોકલિ [ સં. कोकिला ]—કોયલે. વાય-વાયસ (?). રક્તવિકાર-લોહીવિકારનો રોગ, વારૂણી-દારૂ વડે. ગ્રંથિવિકાર-

ગાંઠનો રોગ. વાઈવિકાર–વાયુનો રોગ. ગિલ—(?). જર્ખ–જરખ. એ નામનું ક્રૂર જાનવાર. ગોમાયસ–ચરબી (?). ત્રણિ પંચાસ–દોઢસો (વર્ષ).

૫૮ વારિ–વારંવાર. ખેલવિ–ભોગવવી, રમાડવી. મથેડેઈ–માથોડે. વિટ [ સં. विटः ]—વિષયી, વિદૂષક. ભાગુ–થાકયો, હાર્યો. સંસ્કૃતમાં भग्नનો અર્થ હારેલું થાય છે; જુઓ હેમાચાર્યકૃત અભિધાનચિંતામણિ, શ્લોક ૮૭૫, भग्नः पराजितः । જુઓ વળી રૂઢોક્તિ, ભાગ્યાનો ભીલુ. તે ઉપરથી ગુજરાતીમાં ભાગ મૂળનો ગૌણ અર્થ થાકવું થાય છે: જુઓ પ્રેમાનંદ કૃત ચંદ્રહાસ આખ્યાન, કડવું ૧૫, 'વાટ જોઈ જોઈ ભાગી.' આ ગૌણ અર્થમાં એ મુળ હાલ વપરાતું નથી." ( **કેશવલાલ ધ્રુવ: કાદંબરી: પૂર્વાર્ધ: સમજુતી** ). છેછક—(?)

૫૯ ચોખાલિ–ચોખાળે, ચોખ્ખું કરે. પંચાગ્નિ–પાંચ દિશાનો અગ્નિ. લોડાવિ–લટકાવી, આમ તેમ ફેરવી. કાઇ–કાયા રયણ–રત્ન. ડસકે–ડંખે. પ્રીણીઈ–સુખ કરે. નિંખેવ–જરૂર.

**૪ દાનવીશી**

૬૧ રૂડું–સારૂં. સાંબલ–ભાતુ. ભાવવિહુણું દત્ત દૂબલૂં–અંતરના ભાવ વગર આપેલું [ દત્ત ] નમાલું દાન. રાલિ—એક જાતનું ધાન્ય (?). સાલિ–ડાંગર રુઉ––રુડું. સુતવાણિક તણું––ચાકર કે શેઠનો.

૬૨ વૂઠી—વૃથા. ઠારે––ઓસથી, ઝાકળથી.

૬૩–૬૪ નશાચર [ સં. निशाचरः ]—રાક્ષસ. આલિ–એળે, નાહક. આંધલુ વણઇ નઈ કોરડું ચિણઇ—આંધળો આંખ વગર શું વણે? પાણી વગરનું [ કોરડું ) ચણે શું? સુકા ગારાથી ચણેલું નીભે નહીં. દિ દિ—દે દે (?) અથવા પ્રતિ દિવસે(?). ભાલિ–કપાળે.

પૃષ્ઠ ૯

મેર [ સં. मेरुः ]—મેરૂ પર્વત. મૂં દ્રવિ––મોંમાં પાણી છુટે. કપાત્રહ [ સં. कुपात्र + ह ]––અપાત્ર. લૂકડી––લોંકડી, શીઆળ. જિણઈ [ સં. जन् ] —જન્મ આપે.

૬૫—૬૬ તોરઇ–તારૂં. મૂલ–જરા, મુળ. ફલશિ––ફળશે, ઉગી નીકળશે. અગાલિ––આગળ. અવાહિ––હવાડે. આફણું––પોતાની મેળે. કુડ––કૂડું. સોઈ––તે. રાંધિતાં—રાંધનારો (?).

૬૭–૬૮ ઉછા–ઓછા. ગેહ [ સં. गेहं ]––ઘેર. ભાવિ રાંક દિ બિસણ ઠામ —ભાવથી ગરીબ માણસ બેસવાની જગા આપે. લાલુ લધુ નઈ કેશવ વડુ––લાલો નાનો ને કેશવો મોટો. જમલિ–પાસે. [ સં. यमलं ઉપરથી ]. જુઓ:

"જમલો છે જો જો જગદીશ."

**( અખો: છપ્પા. )**

સિંગગું–' સો ગણું. નૂંનાધિક–ન્યૂનાધિક, ઓછુંવત્તું. પરુહુણું–પરોણો, મેમાન.

૬૯—૭૦ પાશ–બંધન. સતે–છતાં. દોહિલું–વિરલ. ગચરકા–ખાટા ઓડકાર.

૭૧–૭૨ ઉદ્વેગ–ખેદ. નિરતિ [ સં. निरतिः ]—તીવ્ર ભક્તિ. જમલા—જમડા. શિબિકા—પાલખી. ભારવહા–ભોઇઓ, ઉંચકનારા. તસ–તેના. નીપઈ–ઉત્પન્ન કરી. ક્રકસ [ સં. कृकलासः ]—ધીલોડી. ભોગ–માટે. આખુ ખણઈ અહિ કારણિ ગેહિ –ઘરમાં ઉંદર [ આખુ ] ખોદે ને ભોરીંગ [ અહિ ] ભોગવે. બૂસટ–ધોલ, થપ્પડ.

પૃષ્ઠ ૧૦

૭૩–૭૪ વાંતરૂ [ સં. व्यंतरः ]—વંતર, ભૂત. અક્ષ–અમારી. હોડ–શરત. દુઢીઆ તણી—પૈસાની. ડભોઈ–હાલમાં ગાયકવાડ મહારાજાના તાબાનું નગર, અસલનું દર્ભાવતી. રસના–જીભ. મોકલી–છુટી. ચર્ઢી–ચરર્કા, વહી ગઇ. કૂડિધા—કોટિધા, હજારો રીતે. મશિ. [ સં. मिषः ]—બહાને. ખઈ [ સં. क्षि ]—ક્ષીણ થઈ. જાં...તાં—જ્યાં લગી......ત્યાં લગી. સઈ–દરજી.

૭૫–૭૬ ઉરતા–ઓરતા, અભિલાષાઓ. પ્રસવ કાલિ શું પોતિ હતા ?—શું આપણા જન્મકાલે આપણે આપણા સહાયક હતા ? શરહ–(?) તલાહારિ–કોટવાલી. વિલાઈ—ઓશીઆળું થાય. ' માન ' ને બદલે ' મનિ ' મુકવાથી અર્થ ઠીક ઘટતો લાગે છે.

૭૬–૭૭ સુર—દેવો. દાખિ—બતાવે. વિસન–વ્યસન, કુટેવ. વાયસ–કાગડો. વાગરી [ સં. वागुरिकः, वागुरा—જાળ ઉપરથી ]—શીકારી, વાઘરી. યશા દેવ તિશી•પાતરી—જેવા દેવ તેવી તમને માટે કુલપાતરી–કુલનું પડીકું. આમથી—અમરથી, અમથી. પરચાદથી–ફરિયાદથી (?) મદી—(?) ખાંટ કે બાંટ (?)–કપાસી–(?) પલ અધ પુલનાં–'પલ અધ પલનાં' એ પાઠ વધુ ઉચિત લાગે છે. લેખાં–હીસાબ.

૭૮–૭૯ રાહુ–નવ ગ્રહોમાંનો એક. સૂર–સૂર્ય. વાદિં—વાદે, તેઇને. નિગમ—વેદો. સમ્યક્—સારી રીતે. સ્વસ્તિ—ભલું હો. સ્વામિ—વિપ્રના અર્થમાં. શરઈ—સરે. માંહિથા—મહીંથી, માંથી.

૮૦ તોરી—તારી. રત્નાગુર [ સં. रत्नाकरः ]—દરિયો. ગાઢું—ઉંડું, પુરેપુરૂં. મુહુસાલ—મોસાળ. વિખાણ—વખાણ.

## ૫ પાખંડવીશી

પૃષ્ઠ ૧૧

૮૧–૮૨ વામી—ત્યાગી. ઉવટિ [ સં. उद् + वर्त्मन् ]—આડે માર્ગે. ઉપરિ—ગજા ઉપરાંત. આલિ–એળે. નીગમી [ निः + गम् ]—ગઇ. ભયસિ કેડિ પાડી નીગમી—ભેંસ પાછળ પાડી જાય. મોટા પાછળ નાનું જાય. બઇઠા મુરત પાખાલ ફિરી—' મુરત [ મૂર્તિ ] પખાલિ ' એમ પાઠ કરીએ તો બગના પાખંડનો અર્થ ઘટાવી શકાય. કુલયુગ—કલિયુગ. પાર—છેડો. ગાધિ—ગધેડે. વિતુ—સેવા, વતુ. જુઓઃ—

" અણવહેંચી મીરાંત અમારે, ભાઈપણાં ભલાં હતાં;
માંહોમાંહે પ્રીત પુરી, મેં ઘણાં કીધાં વતાં. "
**( ઉદ્ધવ : રામાયણ. )**

૮૩-૮૪ કલઈ-કળે, વિચાર કરે. કાછ-કાછડો, કછછોટો. લાઇ—લગાવી. સાંકલી—એક ધ્યાન કરે. દામી [ સં. दम् ]—વશ કરે. ગાહાદિ—ગાધિ, ગધેડું. દામંતાં—વશ કરતાં.

૮૫-૮૬ અંગિ રાખ મનઈ રાખડી—શરીરે ભભુત [ રાખ ] ચોળે ને મનમાં રખાત [ રાખડી ]. બહારથી દેવ મનથી શેતાન. બાંગ—મુલ્લાંની બાંગ, પાર્થના. બાંગડી-બંગડી, સ્ત્રીનું આભૂષણ, સ્ત્રી વીશે મન. ચંદન અને ચંદલી-બહારથી ટીલાં ટપકાં ને મનમાં મેલ. ચંદલી [ સં. चंद्रकः—ચાંદલો—ચાંદલી ]. વન ( 'વ્રત' પાઠાંતર ? ) અને વની—વનવાસી અને વનીતા. સરખાવો: " एका भार्या सुंदरी वा दरि वा " ( ભર્તૃહરિ. ) ગુડિયા—ધજા ( ? ) સંચારા—સંઘાડયા ( ? ) અણદેખણીતે—અણદેખાયલાને. ટોકર [ સં. टक्करः - शिव ]—ઠક્કર, ઠાકોર. ટીલાં કાઢઇ મ ટોકર થાઈ—ટીલાં કરવાથી મૂર્તિ ઠાકોરજીની થતી નથી. સરખાવો:
" શું થયું તિલકને તુલસી ધાર્યા થકી ? શું થયુ ગંગજળપાન કીધે ? "
**( નરસિંહ મહેતા. )**

મૂઢ—મુગ્ધ (?) મેં (?) મિરિડા [ સં. मिलिंदकः—સાપ ]—સાપ (?) મંડન—ઘરેણું, મણિ. મૂઢ મિરિડા મંડન કાઇ-મુખે સાપ ને કાયા ઉપર મણિ પણ અંદર તો ઝેરઃ આમ અર્થ ઘટાવી શકાય ? સિલહલતુ-સળવળતું. ડંભક—દાંભિક. ગુલ—ગોળ.

૮૭-૮૮ કરણી—આચાર. ચંડાલી-ચાંડાલના જેવી. ટાલિ [ સં. खल्वाटः ]—ટાળે. બિ-બે. શીસ—માથાં. ઊખલિ—ખંડણીએ. મૂસલાં [ સં. मूशलः ]—સાંબેલાં. કાંઇ—શા માટે. નિરોધ-અટકાવ. સંન્યાસી......લોક ?—કામ્ય કર્મનો ત્યાગ કરી ત્યાગી [ સંન્યાસી ] થયા પછી અસંતોષ શો રાખવો ? તપ કરવું તો પછી લોકમાં વાસ શા માટે રાખવો ? માથા માનિ શીસક શવઇ-સર્વે માથાને મુગટ [ શીસક સં. शीर्षकः ] ગણે (?)

**પૃષ્ઠ ૧૨**

૮૯-૯૦ સધ—સિદ્ધ. લોહડઇ—લોઢે. કટક—કાટ ( ? ) ખધ—ખાધું ( ? ) ખમણું—ક્ષમાશીલતા. ખમ [ સં. क्षम् ]—ક્ષમી, ક્ષમાશીલ. રોલી-લગાવી. સાધ—સાધુ. વ્યાધ ધરિ ખાઈ-હિંસક [ વ્યાધ ] ને ઘેર ખાય.

૯૧-૯૨ ચવઇ-બોલે. યમ સ્વપનિ સ્ત્રીનુ પ્રાસંગ—જેમ સ્વપ્નાંતરે સ્ત્રી-પ્રસંગ પ્રાપ્ત થયો. ઉનયા—(?) યન-જન. લહિ-લે, સ્વીકારે. લુંડી [ સં. लुंठः ]—વંઠેલ. કેદારિ—કેદારતીર્થે.

૯૩-૯૭ પુદ્ગ-સૂઈ જાઓ. જવ—જ્યારે. નીસત—(?) નિટોલ—નિશ્ચયપૂર્વક. નાહ્ને મુહે મોટા બોલ—નાના મોંએ મોટા બોલ. થોથાં-કાગળના ડુચા. નુહિ-ન હોય. ઉટ ઘટિ યમ નાંખ્યું નીર—ઉંધે ઘડે જેમ પાણી રેડ્યું. 'ઉંટ' ને બદલે 'ઉંધ' એમ પાઠ સ્વીકારીએ તો આમ અર્થ ઘટાવી શકાય. ઢિગ—ઢગ. મુહુત-મહત્, મોટા. મુખાધિ—મુખે (?) પોલિ—પોળે. સાજી નવિ રાંધિ કુંભાર—સાજે [ સાજી ] હાંલ્લે કુંભાર રાંધે નહીં. ધંધુ—ધંધો. માનિ બિઠા—માની બેઠા. શવકહિ સૌકોને. દેઅંતાં—દેતાં. ઉખધ [ સં. ओषधः ]—ઓસડ. ભાંડ—એ નામની હલકી રસવૃત્તિનો ને જુઠાબોલી જાતિનો માણસ. માહિ મઈલા નઈ કરિ સનાંન—દીલકપટી ને સ્નાન કરી શુદ્ધ હોવાનો પાખંડ કરે. પરદ્રોહી-બીજાનું અનિષ્ટ કરનાર,

**પૃષ્ઠ ૧૩**

મુહિ મીઠા અંતરિ જૂઆ—મોંએ મીઠાબોલા ને અંદરખાને જુદા [જૂઆ]. સરખાવો: "मधु तिष्ठति जीव्हाग्रे हृदये तु हलाहलम्." પારિ-સંસારપાર, મોક્ષે. મીની જઈ આવી કેદારિ—બીલાડી કેદારયાત્રા કરી આવે છતાં ઉંદરનો ભક્ષ કરવાનું ન છોડે.

૯૮—૧૦૦ ઘરનાં......થાઈ—ઘરમાં કરેલા અનાચારથી તીર્થે જતાં શુદ્ધ થાય પણ તીર્થમાં કરેલાં પાપ સહસ્રગણાં થઈ વજ્ર જેવાં ચોંટે છે—वज्रालेपो भविष्यति. અજાંણિ—અજ્ઞાનથી. લેખવુ—જાણો. જાંણિ—જ્ઞાનથી, સમજ્યાથી. વાહાર—મદદ, કુમક. ધાઈ [ સં. धाव् ]—ધાએ, દોડે. દીહઈ ચડયૂં—દૃષ્ટિએ ચઢયું (?) લૂસાઈ-લુંટાય. મોદક મંદાગ્નિ નવિ જરઇ—મંદ જઠરનો માણસ ભારે લાડુભોજન ન પચાવે. જવાસુ- જવાસાનો છોડ. જવાસા આકડા વગેરે છોડોને પાણીની જરૂર નથી હોતી, ઉલટા પાણીમાં એ સુકાય છે ને કાળે ઉનાળે આંખો માંચી ખીલે છે. ગણિકા......સુહાઈ—વેશ્યાપુત્રને બાપ ન શોભે [ સુહાઈ ]. સર્વા ધૃત યામિં નવિ સહઇ—શરવો [ સર્વા ] જેમ ઘી ન જીરવી શકે, એ તો અગ્નિજ જીરવી શકે. લૂંડી પેટિ ક્ષીર નવિ રહિ-હલકી સ્ત્રી-લોંડી—ગુપ્ત વાત ન રાખી શકે. કાકીંડા તણઈ—કાકીંડાને. હાથીઉ—હાથી.

## ૬ હાસ્યવીશી

૧૦૧—૧૦૨ પ્રીય પક્ષ કીધ—પીયર પક્ષ કરે. સરખાવો:

"વઢકણી વહુએ દીકરો જણ્યો" ( **અખો.** )

હૃદય સૂનું ભાંગિ વાવરઇ—ગાંડો ભાંગનો ઉપયોગ કરે. સરખાવો:

"એ મુકી અન્ય સાધન કરે જેમ ભ્રમરોગી વિજયા વાવરે."

( **અખો: છપ્પા.** )

યમ કારેલી લીંબડી ચડી—કારેલીની વેલ જાતે કડવી ને વળી કડવા લીંબડાને વીંટાઈ વળી. ઉણુ—અધુરો. કાટલઈ—કાટલા ઉપર.

૧૦૩—૧૦૪ તપસી—તપસ્વી. ચકયું—છકીને.

આ કડી સાથે શબ્દશઃ મળતો આવતો અખાનો છપ્પો સરખાવો:

"અંગ આળસને તપસી થયો, ઘર મેલીને વનમાં ગયો;
કામબાણ ન શકયો જાળવી, રડવડતી એક આણી નવી;
શ્વાન ભસાવે હીંડે છકયો, અખા ગ્યો નહીં ને ઘર નવ રખ્યો." ૬૫૫

(અખો: છપ્પા.)

કાયઈ ધીગઈ—કાયાએ ધીંગે, બળે. ઉનમાદ—ગાંડપણ. નાદ—અભિમાન. પરણી ઉપરિ આણી નારી—બીજી પત્ની કરી. કલહુ ઉપનુ ન સકયું વારિ—બે પરણેતરો ભેગાં થતાં ઉપજેલો કંકાસ અટકાવી ન શકયો. લીધૂં......કરઈ ?—'ચીડી' ને ગ્રામ્ય શબ્દ ગણી કીડીના પર્યાય તરીકે પાઠ યોજીએ તો અર્થ નીકળે કે કીડીએ મોં અને માથે [શરઈ] બોર લીધું તેથી નીચે દબાતાં તે આધું પાછું કેમ કરે ?

પૃષ્ઠ ૧૪

૧૦૫—૧૦૬ મેહ [ સં. मघवन् ]—વરસાદ. ગુજરાતની 'મેશ્વો' કહેવાતી નદીનું શુદ્ધ નામ આ ઉપરથી મેહવો ખરું છે. ઢાંઢુ—બળદ. સામાન્ય રીતે ગુજરાતમાં ઘરડા બળદને ઢાંઢો કહેતા નથી. કાઠીઆવાડ અને મારવાડમાં બળદને ઢાંઢો કહે છે. ૧૦૫ મા છપ્પાની પહેલી બે પંક્તિઓમાં કવિ કમનસીબ ખેડુતના દુઃખની કહાણી આબાદ રીતે વર્ણવે છે. પીપલિ—પીંપળવૃક્ષ કે કીડી [ સં. पिप्पलिका ] ? પીપલિ (કીડી) પાઠ સ્વીકારીએ તો અર્થ નીકળે કે કીડી ચઢી ચઢીને કેટલી ચઢે ? નીચી જ ડાળે. ઉપરની બે પંક્તિઓનો સંબંધ સાથે લેતાં આ અર્થ મને ઉચિત લાગે છે. જા પિયલાડિ પાણુ કર્મ નિલાડિ—જા પિય એ અક્ષરો ભેગા કરી 'જપીઅ' એમ પાઠ સ્વીકારીએ તો અર્થ બેસે છે કે લાડિ [મારવાડીઃ લાડીજી—વહુ] ની જપ-માળા જપીએ પણ એ નસીબ વગર કયાં ? પાપી......બેડિ બૂડિ શરસી લેઉ—'બેડી' ને સ્થાને પેડી (પેઢી) પાઠ લેતાં અર્થ સુગમ થાય છે: પાપના ધનથી વેપાર કેવો ? પેઢી ડુબ્યા જેવી [ શરસી—સરખી ] સમજો. સારુ નયર ઉજાડઇ—આખું [સારૂ] નગર [નયર] ઉજ્જડ કરે [ઉજાડઇ]. રલઇ—રોળે. નીલું [ સં. नील ] —લીલું. સુકા સાથે લીલું બળી જાય છે. પાપી ભેળા પુણ્યાર્થીઓ પણ હોમાય છે.

૧૦૭—૧૦૮ હરિષ-હર્ષ. ભાલણ પણ 'હરિષ' શબ્દ વાપરે છે:

"એહ કથા કાહોનિ વિસ્તારી હૈઅડે હરિષ અપાર;
હરિગુણ અમ્રતપાંન કરાવી રામજાર્ગ્યા ભૂપાલ."

( ભાલણ: ધ્રુવાખ્યાન. )

વીસ વિસા—વીસ વસા, સો ટકા. જવ-જ્યારે. પઇઠૂ ઉંટ બલા હાકતાં—'બકરી કાઢતાં પેસે ઉંટ' એ કહેવત સાથે સરખાવો. બલા—વિટંબના. ખેત્ર વિણસઇ—ખેતર નષ્ટ થશે [ વિણસઇ સં. वि+नश् ]. અપાઈ [ સં. अपायः ] —નુકસાન

બઇઠું ઘરિ કુહાડાં ઘડે—ઘેર બેઠું ભાંગ્યાં હાંલ્લાં ફોડે. નવરો બેઠો નખ્ખોદ વાળે. નવરો નાવી પાટલા મુંડે.

૧૦૬–૧૧૦ પાગ—પગ. ગાઢેરૂ–ઘણું. નૈરસ [ સં. नीरस ]—રસ વગરની. વમઈ–વામે, ત્યાગે. લોભિ અતિ આરાસુ ધાઈ—" લોભિ અતિ આચારસુ ધાઈ" એમ પાઠ લેતાં લોભથી અત્યાચાર સુધી દોડે એમ અર્થ બેસી શકે. ઉઠયું લંઠ જોઅણ નવ જાઈ—લાંઠ [વંઠેલ] પાકયો અને જોયો જાય નહીં. જોઅણ–જોવું તે. આફલઇ–અફાળે, મારે, શિક્ષા કરે. વારીતાં—અટકાવ્યા છતાં. ભુંકતું ગાધહ ચોરે લીધ—ભુંકતા ગધેડાને ચોર ચોરે તેવી દશા થાય.

૧૧૧–૧૧૨ શીબલીફૂલ—શીમળાનાં ફુલ. આ ફુલ માત્ર બહારની શોભાવાળાં છે. એને કોઇ લેતું નથી. મભ માંહિ—મોભ માંહિ, છાપરે (?) રૂઉ–રૂડું. ઉખરલી–વણપાથરેલી. ખાટિ—ખાટે, હાંચોળાખાટે. ચંદ્રઉ–ચંદરવો, છાજ. જડી—જડીબુટ્ટી. ધાત–બોધ, શીખામણ. પાત્ર–યોગ્ય. પૂજ્યપાત્ર. જાત્ર–જાત્રા.

**પૃષ્ઠ ૧૫**

૧૧૩–૧૧૪ સૌખ્યવિલાસ—સુખના ભોગ. ઘરિ યામાત્ર પુત્ર કલપીઈ–ઘરમાં જમાઇને પુત્ર કરી રાખે. તૃષ્ણાપણુ જમલ જલ પીઈ—તૃષાતુર બંધીઆર અર્થાત્ ગંદું પાણી પીએ. કોઠી ધોતાં કાદવ ઉમટઇ–કોઠી ધોતાં કાદવ નીકળે, શ્રમ નિરર્થક થાય. ગુરિ–ગુરૂએ. તુઝ–તને. ગોપ્ય–છુપાવવાનો. ચલુ—કહો. સૂંધી સૂંઠી મહારે મલું—સોંધી સુંઠને મારે મોહી પટનું (?)

૧૧૫–૧૧૬ સાખ્ય–પ્રતિષ્ઠા, સાખ. શકટ તલિ–ગાડા હેઠળ. દેવ્યા—દેવો. આદતિ—હોંસે. ભાંજેવા—ભાંગવા. જોસ [ સં. ज्योतिष् ]—જોસ, ભવિષ્યકથન. ગરોડાનુ [ સં. गुरू ]—ઢેડના જ્યોતિષીઓ ગુરૂ–ગોર–ગરોડાઓ કહેવાય છે. યમ આંધિ આંધુ ઠેલીઈ—જેમ આંધળાને આંધળુ ઠેલે; ' अंधान्धगतिकन्याय ' થી.

૧૧૭—૧૧૮ શર્મ—શ્રમ. હર—(?) છાયારૂપ સંઘાતિ ફિરઇ—છાયા અને દેહ [રૂપ] સાથે ફરે. પટભાલિ—ભાલપટે, કપાળે. સુર તજી કિહાં જાઇ શીઆલિ ?—સુર [ સં. सूर्यः–તે ઉપરથી તડકો ] ત્યાગી શીઆળે કયાં જાય એ અર્થ ઘટી શકે (?) જણ જણ આગલિ ગુઝ મ પ્રકાશિ, અંતર આંણી મોટી આસ–સરખાવો આ સાથે:

" यं यं पश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीनं वचः। "

( ભર્તૃહરિ. )

ગુઝ–મનની વાત. મુહુગા [ સં. मूक ]—મુગા, અબોલ. સોઈ—તે. ગોધુ—ગોધો. ખડ—ઘાસ.

૧૧૯–૧૨૧ લવાર–લબાડ, લવારીખોર. પર ઉપગાર–પરોપકાર. વિબુધા–ડાહ્યા માણસો. છેહા [ સં. छिद्र ]—છેદ, છેકા. પાડુ માંકઈ ખીલા પ્રમાણિ–પાડુ ખીલાના મધ્યબિંદુથી તેના અછોડાથી થતા વતુંલમાં ફરે [ માંકઈ ]. ૧૨૦ મા છપ્પામાં કવિ

ઉખાણા વીશે કહે છે કે મુરખાએ તેમજ મહાબુદ્ધિશાળીઓએ જે જે ઉખાણા કહ્યા છે તેને સરસ્વતીએ [ભારતી] શુદ્ધ [સુધા] કર્યા છે. શમશા-શમશ્યાઓ, કોયડા. બાચક યમ ધૂઆડુ લીધ-બાચકાથી જેમ ધુમાડો લેવાય તેમ અર્થાત્ બહુજ મુશી-બતથી મેં તે લીધા છે. ઉખાણાનો મહાસાગર ડાહ્યાઓએ અને મુરખાએ ભરી નાંખ્યો છે તેમાંથી મહામહેનતે તારવી તારવીને મેં મારી આ કૃતિ કરી છે.

## ૭ મૂર્ખવીશી

પૃષ્ઠ ૧૬

૧૨૨--૧૨૩ ઝાલ-જાળ. ખોઇ-ગુમ કરી. 'સોનાની જાળ પાણીમાં ન નાંખો' એમ કહેવત છે. સરખાવો:

"નાખિ મ જલિ સોનાની ઝાલિ."

(શ્રીધરઃ રાવણમંદોદરીસંવાદ.)

મડુ [ફા. मुर्दन्-મરવું ઉપરથી]—મુડદું, શબ. માલિ-ખેતરના પાક પર નજર રખાય ને પંખીઓ ઉરાડાય એ માળો કહેવાય છે. ટોહિ-ટોવે, ઉરાડે. ઢેઢનઈ—ઢેડને, અંત્યજની એક જાતિ. માતુ-અલમસ્ત. બોકડ-બકરો. ફરી-ઉલટી. બુકા-ફાકી. દલિ-દળે. સ્વામીનૂં સરયૂં [સં. सृज्]—સરજેલું. મશાણ [સં. श्मशानं]—મુડદાંની દાહભૂમિ.

૧૨૪-૧૨૫ સીરી—સીધી. વિગોઈ—વગોવે. નિંદે. કુટણહારી-કુટનારી. ચોહાણી-ચોહ (પસંદગી) વાળી, મનપસંદ (?). કીડાકીટ [સં. कीटः]—કીડા. કપૂરિ—કપુરે. વિષ્ટા—અમેધ્ય. વાયસ [સં. वायसः]—કાગડા. ગર્દભ [સં. गर्दभः]—ગધેડું. ગુરવનું-ગૌરવનું (?)

૧૨૬-૧૨૭ વચન કીધૂં-આજ્ઞા પાળી. ગુરની વાત-ગુરૂની વાત. પુરાણા [સં. पूर्णा]—પરિપૂર્ણ. ચિતિ-ચિત્તે. પ્રાણિ પલઈ—મરણે વળે. ભિતિ-ભીંત. આફલઈ-અફાળે. હસ્તી પહલાણ-હાથીની અંબાડી.

૧૨૮ પરિભવ-પરભવ. હઇઈ-હૈયે. ચૂડકરણ-ચુડા કરમ, પતિ પાછળ ચુડો ફોડવાની પ્રથા. શરમૂંડી [સં. शिर + मुंडनं]—કેશવપન. મૂહુરત [સં. मुहूर्त]—મંગલ ચોઘડીયું.

પૃષ્ઠ ૧૭

૧૨૯-૧૩૦ સજનાં—સાધુ જનો. વિપરીત—ઊંધે માર્ગે લઈ જનારી. વરઈ આવઈ—કામ લાગે. કુહિ—કોહી ગયેલે. પ્રતિબોધા—ઉપદેશો.

૧૩૧-૧૩૪ વંક અભ્યાસ—વાંકી હોવાની કુટેવ. ભડઇ-લડે. પોગર—(?) મુહુત-મહત્વ, માન. નૈરસ કાડ—સુકું લાકડું. આછી...ખમઈ-પાતળી છાશ પછી વધારાનું પાણી નજ સમાવે. અપદેશ—ઉપદેશ. રૈસ—રીસ. ભુજંગમ—સાપ. શીહ—(?) રૂધ—(?)

૧૩૫-૧૩૭ પાસ—સ્પર્શ. મોડિ—મરડે. કંબલિ ખુલખી......જોઇ—' કંબલિપુ લખી ' એમ શબ્દો ગોઠવતાં અર્થ થઈ શકે કે કાળી કાંબળી ઉપર કોઇ કાળા અક્ષર ન લખી શકે, માણસની જેવી જાત તેવી તે ઉપર ભાત (અર્થાત સંસ્કાર) પડે. સમુદ્ર......ભલ્યા—જેમ એક સમુદ્રમાં સાતે સમુદ્રો ભેગા થઈ ગયા. સાત સમુદ્રો : ક્ષારોદ, ઈક્ષુરસોદ, સુરોદ, ઘૃતોદ, દધિમંડોદ, શુદ્ધોદ અને ક્ષીરોદ. નીલજ [ સં. निर् + लज्जा ]—લાજ વગરનો. નાગો. ગુહ્યક [ સં गुदा ]—મલદ્વાર. ખીજડું—ખીજડાનું ઝાડ. નીલજ......છાંહીડું—" નાગાને કુલે બાવળીઓ ઉગે તો કહે : કૈં નહીં, છાંયડો થયો " એ રૂપ હાલ કહેવતે લીધું છે. વીંટીઆ—વીંટલા. સાંપડી [ સં. सं + पन्न ]—ઉત્પન્ન થાય.

**પૃષ્ઠ ૧૮**

૧૩૮-૧૪૦ બ્રહ્મસૂત્ર......ધરઇ—બ્રાહ્મણ ઉપવીત [ સૂત્ર ] ધારણ કરે અને રાજા છત્ર ધરે. પાઠાંતર : ' બ્રહ્મ સૂત્ર '. શર્મ—શ્રમ. ચોર......ગમઇ—ચોરને ચાંદનીની હાજરી ન રુચે; એને તો એના કામને અનુકૂલ અંધારું જ પસંદ પડે. આયસ [ સં. आयसः ]—શ્રમ. પરમેહ—પરમેશ, પ્રભુ. ગાઇ—ચારઇ......ગોવાલ— ' ગાયો વાળે તે ગોવાળ: ' આમ પણ કહેવતનો પ્રયોગ થાય છે.

## ૮ અદ્ભુતવીશી

૧૪૧-૧૪૫ કડાહરઈ—કડાઇ ઉપરથી ( ? ) પહવી મનસા...શુદ્ધિ—મન ચંગા તો કથરોટમાં ગંગા. ધવ—ધાવડો, એ નામના ઝાડનું લાકડું. છાંદા—છિદ્ર, ચાંદા. વઇદાગી—(?)

**પૃષ્ઠ ૧૯**

૧૪૬-૧૫૩ મોટા......રાજ—બુદ્ધિમાનને બધો વિચાર, મુરખને વા ને પાણી. પઈલા—પેલા. મેર—મેરૂ પર્વત. એ સુવર્ણનો છે અને પૃથ્વીનું મધ્યબિંદુ છે. વીગતવાર હકીકત માટે જુઓ: **રા. ડાહ્યાભાઇ દેરાસરી કૃત પૌરાણિક કથા કોષ: તૃતીય ખંડ.** કૌલકમતિ—કૌલીન એ નામના મત અનુસાર. શાક્ત વિધિનો એક પ્રકારનો અનુયાયી ' કૌલીન ' કહેવાય છે. જુઓ: " तदेव कौलिनमिव प्रतिभाति । " ( **કાલિદાસ: વિક્રમોર્વશીય.** ) ભૂખ્યુ......ભણી—ભુખ્યો શું પાપ ન કરે ? તે પોતાની પત્નીને પણ લગ્નનિયમનો ભંગ કરી વ્યભિચાર માટે વેચી ખાય. માંડણે અહીં તેના કાલના સમાજનું નીતિભ્રષ્ટ પાસુ યથાર્થતાથી આલેખ્યું છે. રવિ આટા રેહણિ જાય—સૌ આટાલુણમાં જાય. રેહણિ—રસ્તે, કૂચ-કચ, વાળ (?) પાવઈ—હીજડો. આખડી—વ્રત, બાધા. ઉપરિથ્થુ—ઉપરથી. વાવ્યું બીજ તણું સહિકાર—આંબાનો ગોટલો વાવ્યો. ફલ વાંછઈ વિણ વાવ્યા દાર—પત્ની ( દાર ) નું વય પુરૂં ખીલ્યું ન હોય ને તેની તરફથી પ્રજાની ઉતાવળી ઇચ્છા રાખે. ખણ્યૂં—ખોદ્યું.

**પૃષ્ઠ ૨૦**

૧૫૪–૧૫૬ વિણસણકાલિ બુદ્ધિ વિપરીત—વિનાશ કાલે બુદ્ધિ બગડી. વિરાલ [ સં. बिडाल: ]—આંખ (?) ભીર—ભેરૂ, મિત્ર, ભીડલુ. બિરદ–યશોગાન. દના–દાની (?) ગામગલમાંણું–ગામસારણી (?) યસવાઉ–'યસ વાઉ' એમ પાઠાંતર ગોઠવી યશ લે એમ અર્થ ઘટાવી શકાય. ક્રીડા વચનિ–રમતના બોલમાં. ઢંકિ—ઢાંકી (?) કે ઢાંકણી–ફલાણી (?) પ્રાછી—'પ્રીછી' હોવું જોઇએ.

૧૫૭–૧૬૦ સમકિત–સમોકિત, સમ્યકત્વ. કુંભી–કુંભીપાકે. કુંભીપાક એ એકવીસ જાતના નરકોમાંનું એક ગણાય છે. જે કોઈ સજીવ પ્રાણીને રાંધીને ખાય તેને તેને આ નરકની યાતના ભોગવવાની હોય છે. નિઃસંતા–અપુત્ર. મેછન–(?) કિમ માંગલિ જઇ દીકિરા–કિમ મા ભૂલિ જાઈ...એમ પાઠાંતર લેવાથી અર્થ કૈંક બેસે છે.

## ૯ રાજનીતિવીશી

**પૃષ્ઠ ૨૧**

૧૬૧–૧૬૫ સદગર–સદ્ગુરૂ. આકની લાકડી—આકડાની લાકડી (?) રૈરવિ—નરકમાંનું એકવીસ નરકોમાં. એક નરક રૈરવ છે. રાઉ......તેહ–રાજાએ માની તે પૂર્વ દિશા [ દેશ ]. સપા આગળનું શાણપણ. પૂર્વ પુરૂષ–પૂર્વે થઇ ગયેલા મહાપુરૂષો. માંજર–બીલાડી. સુદ ગુરૂ–'સદ્ગુરૂ' એ શબ્દ હોવો જોઇએ. સખાલો–સુખવાળી. ડાંડુ–રસ્તો. 'ડાંડે પડો' એ પ્રયોગ ચાલુ છે.

૧૬૬–૧૬૯ ઉસના રાઉ–ઉશના રાજા–સોમવંશી યદુપુત્ર ક્રોષ્ટાના વંશમાં જન્મેલા ધર્મ નામના રાજાનો પુત્ર. કલ્પવૃક્ષ–એમની સંખ્યા પાંચ છે : પારિભદ્ર ( લિંબ ), મંદાર, પારિજાતક, સંતાન અને હરિચંદન ( **નર્મકથાકોષ.** ) આફણી–એની મેળે. ઉવેલી–(?)

**પૃષ્ઠ ૨૨**

૧૭૦–૧૭૪ ધરમાકુલિત–ધામ–તાપ–થી પીડાયલું. મકાતી–દાણી, જકાતી અમલદાર. તુર—આકડાનું રૂ. ગ્રામધિપ–ગામપટેલ. માઈ–માય, સમાય.

૧૭૫–૧૭૭ કો કન્યા વેચી વૃત્ત લીઈ—વૃત્ત 'વિત્ત' ને બદલે પેસી ગયો લાગે છે, જૂ હરૂ–'જુવારૂ' શબ્દના અક્ષરો છિન્ન ભિન્ન થયા લાગે છે. પીડા–ચાંપ્યા, દાબ્યા.

**પૃષ્ઠ ૨૩**

૧૭૮–૧૮૦ ન્યાતિ [ સં. ज्ञाति: ]–જ્ઞાતિ. આપણી–પોતાની. અલગુ કરૂ–બહિષ્કાર કર્યો. વાદ—વાદે, પાછળ. ગોવ્યંદ [ સં. गोविंद: ]—પ્રભુ. રતિ–પ્રેમ. રીઝાવૂં–પ્રસન્ન કર્યો. મહાવુ–મહલાવ્યો, મોટો કર્યો, ફેલાવ્યો. નિતુ–નિત્ય. પ્રમાણુ–બરાબર છે, સહી. પ્રમાદ [ સં. प्रमाद: ]—આળસ.

## ૧૦ વૈરાગ્યબીશી

૧૮૧–૧૮૨ આશાપાશ [ સં. आशा + पाशः ]—આશારૂપી જાળે. વિલસઈ–ખીલે. આપિ–પોતે. દીવાલી [ સં. दीपावलि ]—દીવાળી; મજા. સુપડ—સુપડે. કાકરડા–કાંકરા. એણ–એ. માકડ–માંકડું. માંકડ નાચઈ યોગી ખાઈ–વાંદરૂં નાચ કરે ને તેની કમાણી યોગી ખાય. સરખાવો:

" મિલ્યા માનવી વાંનર સાથિ, પેટનાટ કરસી પરભાતિ;
આગિ ઉખાણો મહીઅલ માહિઃ માંકડ ભીખઈ જોગી ખાઈ."

( શ્રીધરઃ રાવણમંદોદરીસંવાદ. )

તડકુશીત–વડકોછાયા. વિણ–વને. અધિકરણાર્થ સપ્તમી અધ્યાહૃત. વિછાંડયા–ત્યાગ્યા. સાધુ–સાધ્યો.

૧૮૩–૧૮૪ શવહૂંનઈ–સૌને. મતાં–સહીઓ. કાબલિ ભીનઈ ધાબલિ કાજ–કાંબળ ધાબળી માટે ભીની થાય (?) વિસમી [ સં. विषम ]—કપરી. ઉંબર–ઉમરો. વનવાસની વિસમી વાટ, ઘર ઊબર દોહિલું ઘાટ–આ સાથે સરખાવો:

" ઉમરા તો ડુંગરા થયા રે, પાદર થયાં પરદેશ,
ગોળી તો ગંગા થઈ રે અંગે ઉજળા થયા છે કેશ;

ઘડપણ કેણે મોકલ્યું ?"

( નરસિંહ મહેતાઃ જ્ઞાનનાં પદો. )

કાલા—કાગડા (?) ભઈરવ ઝાંપ [ સં. भैरवतर्जकः ]—ભૈરવયાતના. કાશીમાં પરમાત્મના સ્વરૂપમાં ભળવાની હોંસવાળા મુમુક્ષુઓની કાલભૈરવ મરણકાલે જે ભયંકર શુદ્ધિક્રિયા કરે છે તે. સરખાવો:

" પાદપ કહે પેસો પાણીમાં તે કમળે ખાધા ભૈરવજાપ;
અર્ધજળ રહી ઈશ ઉપાસે આપોપું ખુંચાડી કાંપ."

( ઉદ્ધવઃ રામાયણ. )

૧૮૫ બાંધી—બંધન કરી. મામ–અહંકાર, મમત્વ. સરખાવો 'મમ' શબ્દ માટેઃ

" પણ મિત્ર આગળ મામ મુકી માગતાં જીવ જાય;

મામ ન મુકીએ રે !"

( પ્રેમાનંદઃ સુદામાચરિત્ર. )

એણ [ સં. एनः ]—હરણ. મીન [ સં. मीनं ]—માછલું. ઇંદ્રિઅવશ—ઈંદ્રિયવશ. પાંચ ઘરિ ડાકિણિ પરહરિ–પાંચ ઘર તો ડાકણ પણ છોડે છે.

**પૃષ્ઠ ૨૪**

૧૮૬–૧૮૭ પરમહંસ–ઈશ્વરજીવની અદ્વૈતતા અનુભવનાર ઉચ્ચ કોટિનો સ્થિતપ્રજ્ઞ. મોકલિ–મોકલે, છુટે. વરુ–વરો, ખર્ચ. ભંડારી–ખજાનચી. યમ યમ–રાઉલિ વરૂ જાઇ......રાઇ–આ સાથે સરખાવો કહેવતઃ " દાતારી દાન કરે ને ભંડારી પેટ કુટે." પાશિ–પાસે. અમોયત–(?) દેહાગમે–જન્મ થતી વખતે.

૧૮૮-૧૮૯ ભીર (?) ચિડી-ચીઢાય. દક્ષા [ સં. દીક્ષા ]—વ્રત. ક્રોધ*ક્ષમા વારેવા ઠામ--ક્રોધ અક્ષમા [ ક્ષમાને બદલે ' અક્ષમા ' પાઠ લેતાં ] વગેરે નીવારવાનું ઠેકાણું. વરઈ-જાય. મારિ ન મનસા નારિ સોહ વસી-ઉરે વસી રહેલી પ્રિયાની વાસનાને ડારી [ મારી-લુપ્ત કરી ] નહીં. કમરિ કટારી ઠીક ઉપરિ કિશી ? --કમ્મરે કટારી હોય ને તે ઉપર ગડદો [ ઠીક ] કેવો ?

૧૯૦-૧૯૧ જુ લૂટી લિશિ રખવાલ--જે સાચવનાર [ રખવાળ, રખોપીઆ ] સાચવવાનો માલ લુંટી લેશે તો. કાછીઉ-કાછીઓ, શાકપાન વેચનાર. જુએ વાડિ ચીમડાં ખાઈ? સરખાવો: વાડ ચીભડાં ચોરે. જુ આપણપૂં છાંડી રહિ—જો હુંપણું [ આપણપૂં ] ત્યાગીને રહે. સરખાવો:

" ચિત્ત રૂપી રોગ મનને થયો, અખા આપોપું ભુલી ગયો. "

( **અખો: છપ્પા.** )

પાછલિ સોખ્ય અનંતા લહિ—પાછળથી અપાર સુખ ( આત્માનું ) પામે.

૧૯૨-૧૯૫ સુહુણાં—સ્વપ્નાં. સંચ-પ્રપંચ. વ્યસનબિસન-વ્યસનબસન. ભયુ—થયું. બાંધિ કડબી ગામ ન વસઈ—કણબીઓ છૂટા રાખવાથી ગામ ન વાસે. પરાંસઇ—ભુલથી, ભ્રમથી. ઈસ-ઈશ, મહાદેવ. નિકંટ—નિષ્કંટક. દેઉલિ-દેવળે. સાજા-અખંડિત.

**પૃષ્ઠ ૨૫**

૧૯૬-૧૯૯ હૈઇ દૂલાણુ-હૈડે દુભાગું. બાઇનાં ફૂલ બાઇનિ ચડિ-હાલમાં આ કહેવત આમ પણ બોલાય છે: " બાઇનાં ફુલ બાઇને ને શોભા મારા બાઈને. " યે યે વઈરપણું......શવે-જે જે વેરભાવ દર્શાવે છે તેઓ સર્વ તારા મિત્ર છે. સરખાવો આ સાથે: " मैत्री मे सर्व भूतेषु वैरं मम न कस्यचित् ". કભાવન મન-કભાવનું ( અનીચ્છાનું ) મન. છેદી નાક કરઇ અપસકંન--નાક વાઢીને અપશકુન કરે. ન્યાની-જ્ઞાની. અયાચિ વરત-અયાચક વ્રત. હરિપાંગુ--(?)

ઝિરઇ-(?)......દૂધિ વછ પૂંછ ફરહરઈ--દુધ પીતું વાછરડું પુંછડું હીલોળે.

યે જન......ભીખ-ભર્તૃહરિને તીવ્ર વિરાગ થતાં તેણે રાજ્યત્યાગ કરી ભીક્ષા માગી એ ઉપરથી કવિનું આ વક્તવ્ય લાગે છે. માત્રા જોતાં ' લઘુ ' શબ્દ ક્ષેપક લાગે છે. સાસઈઈ-સહન કરે. વલ્હતુ લડસડત ભાંજઈ-અર્થ સ્પષ્ટ સમજાતો નથી.

૨૦૦-૨૦૧ પસારઇ-(?) પુહુચુ-પહોંચ્યો. ગલુ-ગળ્યો. અંકુરી-ફુટી, પરા પશ્યંતિ, મધ્યમા અને વૈખરી-આ ચાર વાણીના પ્રકાર છે ( **નર્મકથાકોષ.** ) વરા-શ્રેષ્ઠ. પરાત્પર-પરાવાણીથી ચઢે એવી.

## ૧૧ સજ્જનવીશી

૨૦૧ મણી-' ભાગી ' પાડાન્તર યોગ્ય લાગે છે. મયા-માયા, પ્રેમ. મા પ્રીસણઈ મુહુસાલિ વીવાહ-મામાને ઘેર વિવાહ ને મા પીરસે [ પ્રીસણઈ ] પછી શું બાકી ?

પૃષ્ઠ ૨૬

૨૦૨–૨૦૫ નિરોગ–રોગ વગરનો. બીજઇ આશ્રમિ–ગૃહસ્થાશ્રમમાં. ૨૬–૨૭ (?) આપ–આપપણું, આત્માપણું. મનસા મેહેલિ સંતોષિ જડી–આસક્તિ [ મનસા ] ત્યાગી સંતોષને વળગે. હેમ કચોલૂ–સોનાની વાડકી. ભીખ ઘાલઈ–ભીક્ષા આપે. ભાજિ–ભાગો, નાશ કરો. પાશૂ નાંખ્યું—ફાંસો ઘાલ્યો. ગુગલઈ–ગળે, ચર્મ ચીરા વિણ–ચામડી ફાડયા વગર. ડંભક દાતક પુરિ ન પડઈ–દાંભિક અને સંયમીને મેળ ન બેસે.

૨૦૬–૨૦૮ શીય—શી, કેવી. ' ય ' પ્લુત. આંબિઇ–આંબાએ. પયભારિ ગૌ–દૂધભરી ગાય. પરિ—રીતે, પ્રકારે. બિગતઇ–વિગતથી. ઉચા મેહ નીચા થૈ ભરઈ–મેઘની સજ્જનતા નીચે આવી નદીસમુદ્રોનું પાણી લઇ ઉંચે જવામાં ને વર્ષવામાં છે. લોક માહિ શરિખા થઈ મિલઈ–મોટાનાનાનો ભેદ ભુલી સમાન થઈ લોકમાં ભળતા રહે. નારી કુંભ......પ્રીછવઇ—જલબેડું લઈ પનીહારી બેડું સાચવતી જાય ને રસ્તે વાત પણ પેરે પેરે કરતી જાય. બિહુ પરિ—બે રીતે, અંદરના અને બહારના ( દેખાડવાના ).

૨૦૯–૨૧૦ ખાણ વધારે અશ્વ આફણી–ઘોડા પોતાનું ખાણ ( ખાદ્ય, ખાન ) પોતેજ વધારે, આહાર વધાર્યો વધે એ ન્યાયે. પ્રીશું...ધણી—' ધણી ' ને બદલે ' ઘાણી ' પાઠાંતર ઉચિત લાગે છે. ચંગ—શુદ્ધ. " મન ચંગા તો કથરોટ ગંગા " એ કહેવત જુઓ. પર ઉપગારિ પદિ પદિ ગંગ—પરોપકાર કરનારને પગલે પગલે ગંગાસ્નાનનું પુણ્ય લાગે. દૂધિ વુઠા મેહ–દૂધે મેઘ વર્ષ્યા [ વુઠા ]. દીહ–દિવસો તગતગઇ–ચળકે. લીહ–લીટી.

પૃષ્ઠ ૨૭

૨૧૧–૨૧૩ નાહાના લગઇ–નાનાં સુધી. અન્યાઉ–અન્યાય, ગેરઈનસાફ. મારેવા–મારવાના. સરખાવો આ સાથે કરેવા, વરતેવા વગેરે આવાજ પ્રયોગો. લાસ–ઉલ્લાસ. હંસા–આત્મા.

૨૧૪–૨૧૬ સદગર વૈયણ–સદ્‌ગુરનાં વચનો. વિસમરામ"–વિસમ રામ " એમ શબ્દો છુટા પાડીએ તો વિસમ, વસમા, દુષ્પાપ્ય એમ અર્થ બેસે. જમલા–પાસે.

જુઓ આ શબ્દ માટેઃ—" જમલો છે જો જો તું પડછંદો ને તે ઇશ "

( અખો : છપ્પા. )

આતમ લંગ આતમ લિંગ–આત્માનું સૂક્ષ્મ શરીર. ગિરિગણુ—પર્વતોનો સમુદાય. ગિરિ માથઇ–ગિરિ શિખરે. ટોલ–ટોચ (?) આદરૂહ આદર્યું. ' હ ' માત્રાપૂર્તિ છે. ઇતર પતિ આદરૂહ અનંગ–અન્ય પતિ કરી કામનું સેવન કર્યું. ભવન ભૂખ પ્રાસાદનું ભંગ—ઘરે ગરીબાઇની ભુખ ને ઘરભંગ થવું, પત્ની વગરના થવું.

૨૧૭–૨૧૮ ભુઇ—ભોંય. હાલી મિત્ર કોહીબડેકુ—(?) કવિતા–કવિ. 'કવિતા' શબ્દ કવિના અર્થમાં જુના કવિઓ વાપરતા આવ્યા છે. જુઓઃ—

" બુદ્ધિમાંનિ તાં મિં સ્તવ્યૂં ચતુર સ્કંધ માંહે એહ;
કવિતા કાએ રીસ મ આણસો દેતી પ્રબંધ એહ. "

( ભાલણ: ધ્રુવાખ્યાન. )

" કર સાહી કવિતા તણો મારગ મુઝ દેખાડી."

( શ્રીધર: રાવણમંદોદરીસંવાદ. )

બંધ—કાવ્યબંધ. ભાલણકવિ ' ભાષાબંધ ' શબ્દ વાપરે છે:

" તેન્હિ પ્રીછવા કારણે કીધુ ભાલણિ ભાષાબંધ;
સકલ ઉપમા કહી ન જાઈ, કિંચિત કથાસમંધ. "

( ભાલણ: કાદંબરી: પૂર્વ ભાગ. )

પાવાં કિશું રાઉલુ દૂઉ ?—આશ્રિતો [ પાવાં ] રાજાને શું દે ? આ સાથે ગુરૂ ઉપરના અખાના પ્રસિદ્ધ પ્રહાર સરખાવો.

**પૃષ્ઠ ૨૮**

જઈન—જૈનો. જયણ—ક્ષમાશીલતા. વરતુ—વર્તો, આચરો. વીસાસ—વિશ્વાસ. કવિના વિચારો જૈન વગેરે અન્ય માર્ગીઓ પ્રતિ ઉદાર છે. વાહ્યાં—ખેંચાયલાં.

## ૧૨ દ્વૈતવીશી

૨૨૧–૨૨૩ સૌક્ષમ [ સં. सूक्ष्म ]—સૂક્ષ્મ. કંધિ—[ સં. स्कंधः ]—ખાંધે. ડાંગે મારૂં પાણી એક—પાણીમાં ડાંગ માર્યાથી પાણી જુદાં નથી થતાં તેમ પ્રાણી પ્રાણીમાં દ્વૈતભાવ નથી, સૌ એક છે. કે ઉપવીત પેટિ નવિ ભણ્યાં—કોઈ બ્રાહ્મણો ( ઉપવીતધારીઓને બદલે ઉપવીત શબ્દ વપરાયો લાગે છે. ) માના ઉદરમાંથી સંસ્કાર લઈને નથી આવ્યા. તરક [ ફા. तर्क ]—મુસલમાન. સૂનત [ અ. सुंनत—રસ્તો ]—પેગંબર સાહેબ અને તેમની પછી ગાદીએ બેસનાર ખલીફાઓએ જે પ્રમાણે વર્તણુક રાખી હોય તે રસ્તો. મુસલમાનપણાનો આ એક સંસ્કાર છે. એમાં લિંગમણિની ત્વચાનો છેદ કરવામાં આવે છે. નો [ સં. न + उ ] નહીં. લૂંચિ—તોડી. જુઓ: " શું થયું વાળ લોચંન કીધે ? " ( નરસિંહ મહેતા. ) ગર્યા—પડ્યા. દર્શન—દર્શન–શાસ્ત્રો. આપ આપણું રૂડાં ચવઈ—આપ આપણી વસ્તુને સૌ કોઈ રૂડી કહે [ ચવઈ. ]

૨૨૪–૨૨૫ ઉથાપીઉ [ સં. उद् + स्था ]—ઉલ્લંઘન કર્યું. કૂઈ [ સં. कूपः ]—કુવે. દુડિદ—દોડે. તેજી—ઘોડા. કાનસોરા—કાન સુધી. શૈવ—શિવમાર્ગી. પરઠઈ—[ સં. प्र + स्था ]—સ્થાપે. સાંખ્ય–તત્ત્વજ્ઞાનનો એક પ્રકાર. ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાંસા, વેદાંત, સાંખ્ય અને પાતાંજલ: એ છ છે. આ વેદ–ઈશ્વર–ના અસ્તિત્વને માનનારાં દર્શનો. ઈશ્વરના અસ્તિત્વને નહીં માનનારાં છ દર્શનો:—ચાર્વાક વા લોકયતિક, માધ્યમિક, યોગાચાર, સૌત્રાન્તિક, વૈભાષિક અને દિગંબર. પ્રકૃત [ સં. प्रकृतिः ]—પ્રકૃતિ. સાંખ્યદર્શનમાં પ્રકૃતિ, વિકૃતિ, ઉભયાત્મક અને

અનુભવાત્મક: આ ચાર પ્રકારના પદાર્થ મનાય છે. મીમાંસક–પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા એ બે કે એકનો અનુયાયી. ( વિગતવાર હકીકત માટે જુઓ: **મણિલાલ દ્વિવેદી: સિદ્ધાંતસાર.** ) ચાર્વાકિ–ચાર્વાકમતમાં. ચાર્વાકદર્શન લોક-સંમત વાક્યોનો આશ્રય કરે છે, અને પારલૌકિકને નથી માનતું. દેહસુખ એનો પરમ પુરૂષાર્થ છે. ચાર્વાક નાસ્તિકોનો શિરોમણિ ગણાય છે. એનો સિદ્ધાન્ત જુઓ:

" यावज्जीवं सुखं जीवेन्नास्ति मृत्योरगोचरः ।
भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥ "

બોધ – બૌદ્ધદર્શનકાર બુદ્ધ. માધ્યમિક, યોગાચાર, સૌત્રાન્તિક અને વૈભાષિક એ ચાર નાસ્તિક દર્શનનો સમાવેશ કેટલાક મતોએ બૌદ્ધદર્શનમાં થાય છે. બૌદ્ધ પ્રત્યક્ષ અને અનુમાન એ બે પ્રમાણ સ્વીકારે છે. એમની ભાવનાઓ સર્વ ક્ષણિક છે, સર્વ દુઃખ છે, સર્વ સ્વલક્ષણ છે અને સર્વ શૂન્ય છે.

ચાક ઉપરિ પીડું મૂકિઉ—માંડણ આ દર્શનોની વિવિધતાને કુંભારના ચાક ઉપરનો પીંડો કહે છે. એમાંના સિદ્ધાન્ત કુંભાર ગારાના પીંડાના આકાર જેમ ઘડે છે તેમ તે તે દર્શનકારો એમનાં દર્શનો જેમ ફાવ્યું તેમ ઘડે છે.

**પૃષ્ઠ ૨૯**

૨૨૬–૨૨૮ નયણુ–'નમણું' નમવા યોગ્ય એમ પાઠ લેવો (?) જહારશિઈ–ઝારશે (?) ખુટ ખેડઈ—દિશાઓ ખેડેમાં જાય. કહી કડણિ બહસસિ ઉંટ–કોણ વાંકેચુંકે રસ્તે [ કડણિ ] ઉંટે ચઢશે ? છપ્પા ૨૨૫ થી ૨૨૮ માં કવિ વિવિધ દર્શનોનું એની સૂત્રાત્મક સચોટ શૈલીમાં વર્ણન કરે છે. વ્યોમગતીસૂં ન પડઈ બાથ, યે ઢૂંઢૂં તે તેરજ હાથ—આભ [ વ્યોમગતિ ] ઉંડળે [ બાથ ] નથી ભરાતું, જે શોધું [ ઢૂંઢ—ઢૂંઢું ] છું તે તેરજ હાથ છે–પ્રત્યક્ષ છે.

૨૨૯–૨૩૧ ષટદર્શનીય–છ દર્શનકારોના. કોઈ ન કંધ ઉતારઈ ભાર—કોઇ ખભા–નો ભાર ઉતરાવતું નથી. બધાજ એમના મતમતાંતરોનો ભાર લાધે જાય છે. જન્મ–જીંદગીના અર્થમાં. ફૂટી હૈયા ન દેખઈ ભાલ–છાતી કુટવાથી કપાળ જોઈ શકાતું નથી, સત્યદર્શન બીજેજ સ્થલે છે. ધણી—દેવ. હીઇ પ્રભાત કરે—હૈયામાં ઉજેશ ( જ્ઞાનનો ) કરે. સૂરિજ–સૂર્ય. ગ્રંથી—ગાંઠ. જો માયામઇ......અધિકાર ?—જો સંસાર માયામય બનાવ્યો છે તો તે ત્યાગવો એમ કહેવાનો અધિકાર ક્યાં છે ? શરચી—સરજી, બનાવી. યુગસ્રષ્ટા—યુગનો જનક. છારિ–છારા માટે. દોહણી—હાંડલી, હાંલ્લી.

૨૩૨–૨૩૪ યમણુ—જમણ, ખાવાનું. સુણહ [ **સં. श्वानः** ]—કુતરો. વાગ વિસી—વાચા વીશે. ગુફા [ **સં. गुहा** ]—કોતર. માંટી–ધણી. કઇ કાશી કઇ દ્વારામતી ?—સાત મોક્ષદા નગરીઓમાંની બેમાં કઈ મોક્ષદા ? કાશી કે દ્વારામતી ? આરતિ [ **સં. अर्थः** ]—સ્વાર્થને લીધે.

**પૃષ્ઠ ૩૦**

૨૩૫–૨૩૭ ઉછાં–ઓછાં. વિલસી નારિ–સ્ત્રી સાથે વિલાસ ખેલ્યા. વંચુ [ સં. वच् ]—બોલી. સ્ત્રીલીલા—સ્ત્રીચરિત્ર. ઘાલુ–મારો. પર પાડઇ રમે—પારકા ઉપર ઉપકાર [ પાડઇ ] કરવા મન કરે. તણંગ—નસની તાંત (?) ડંબાઈ—દબાઈ (?)

૨૩૮–૨૪૦ મહુત–મોટાઈ. સામરથી [ સં. समर्थ ]—બલવાન. આલોચી–વિચારી. મ્લેછ—આર્યેતર લોકો. પૂત—પવિત્ર. વિલગાં જાઇ–વળગ્યાં જાય.

## ૧૩ ભક્તિવીશી

૨૪૧ ગામિ નિરૂખિ એરંડિ થરૂં—સરખાવો 'एरंडोऽपि द्रुमायते' એ સંસ્કૃત કહેવત. નીરૂખિ—નીરખે.

**પૃષ્ઠ ૩૧**

૨૪૨–૨૪૪ વિસાહી બીછાવી. ટાલ–નાખી દે. વણી લૂછી–વીણી લુછીને. ચુસર–ચાર સરનો હાર. ગંગ પ્રવાહ ત્રણે–ગંગાના ત્રણે પ્રવાહ, ત્રિવેણી, ગંગા યમુના ને સરસ્વતીના. આખલ્યુ—નાખ્યો (?) કે આથડયો (?) ઘઘરણું–દીયરવટું અથવા જેઠવટું, ગગરાણું, નાતરું. વાલિમ [ સં. वल्लभः—વ્હાલઉ, વાલમ ]—પ્રિય, વહાલા. રલી–રળીને, મેળવીને. વિણ કાચિરી માહેત્ર ન રહિ–પાઠ બહુજ ભ્રષ્ટ લાગે છે. 'વણકરણી મહેતરનિ રહિ' એમ સંભવે (?)

૨૪૫–૨૪૭ અભિધાન—નામ. ગહૂં [ સં. गोधुमः ]—ઘઉં. તસ–તેને. માંડા—માંડણકવિ. ગુરિ—ગુરૂએ. વુલાવા—વળાવવા, પાછો મોકલી દેવા. સંઘાતિ–સાથે. નંદા—નિંદા.

૨૪૮–૨૫૦ મિથ્યાતી [ સં. मिथ्यादृष्टिः ]—ભક્તિહીન મનુષ્ય. માહવ—મહાવ, માધવ. પાલઇ પરવરઈ—નીકે [ પાલઈ ] જાય. છાંડઇ ઠામ—વિષય વસ્તુઓ ત્યાગે. ઈટાલ–ઇટાળા (?) ઈંટના કકડા (?) અગન–અગ્નિ. વાટલા–વટાયલા ભુકો. પાન બિલિ–આ કે 'પાન બિલિ' પાઠાંતર ? તોલણું–તોલ. શીહ-સિંહ (?)

**પૃષ્ઠ ૩૨**

૨૫૧–૨૫૩ સુંડલું—સુંડલો, ટોપલો. ઇતિ—આ પ્રમાણે. પુરેપુરી. નિઘટ—નિશ્ચયપૂર્વક. ચાહ—ચાસ, હળની ખેડ (?) વ્યષ્ટિ સમતિ—વ્યક્તિ સમષ્ટી, એક અને સમૂહ. આંધા લાકડી—આંધળાનો આધાર. જરા—ઘડપણ. નિગ્રહઈ—કબજે કરે, અશક્ત બનાવે. વ્યાપ—વ્યાપકતા.

૨૫૪–૨૫૬ હેજ—પ્રીતિ. લહિણા—લેણાના. નિપેવ—નિમેષ, જરૂર. આરીશું—દર્પણ. વ્યરારૂ—વ્યવહારનું.

૨૫૭-૨૫૯ શર્મ—શ્રમ. દિશિ અમૂઢી ચ્યારિ—આ પાઠાંતર કે "દિશિઅમૂઢી ચ્યારિ" (?) ઉખરિ—ઊખર ભૂમિમાં, ખારાટવાળી ભોંયમાં.

પૃષ્ઠ ૩૩

૨૬૦ લાભઇ—લાભે, પામે. પાઠી—ભણી. અતિહાસ [સં. इति + ह + आस]—આમ હતું, તવારીખ. વૈદિક- વૈદ્ય વિષયક, આયુર્વેદિક. યોતિવિલાસ—જ્યોતિર્વિદ્યામાં રમણ. વીન્હાતી—જેને ઘેર વિવાહ માંડયા હોય તે.

## ૧૪ બોધાવિડંબનવીશી

૨૬૧–૨૬૩ ખરિ—ગધેડે. વાહ—વાહો (?) બાંધે (?) બાકરી—મમત (?) ' બાકરી બાંધવી ' એ પ્રયોગ પ્રચલિત છે. જુઓ : " અખા સૌ બાંધે બાકરી, કોઈ ન જુવે હરિ પાછો ફરી. " (**અખો : છપ્પા.**) આવટું—(?) પઈઠી નાચિ કિશું ઘુંઘટું ?—નાચવા પેઠી પછી લાજ કયાં કાઢવાની ? પ્રયા—ગયા. શંઘ–સંઘ. શાર—બર (?) ચાચરિ—આંગણે, ચકલે. જુઓ આ શબ્દ માટે :

> " રહો રંડા ! રોતી હાવે, તાંત તુંમડાં તોડોજી;
> મઘ તણા માણિયા મોટા તેહ ચાચરે ફોડોજી. "

(**ઉદ્ધવ : રામાયણ.**)

૨૬૪–૨૬૬ યંત્ર—જંત્ર. મુહુલિ—મહેલે. વંચ—છેતરપીંડી. દ્રોહ—દગો ફટકો. છીલ—છલકપટ. છરણુ ઘૃત પશુ એકઇ મરૂ—(?)

ધાટા—ભર્યા, માલદાર. સખાઈઉ—મિત્રાચારી. ખરલીડાનું—ગધેડાની લાદનું. ચોપડ—ઘી વગેરે ચોપડવાના પદાર્થો. વાંસઇ—લીધે. માલવું—માલવદેશ (?) દોણું. (?) સાબ—સાધ (?)

પૃષ્ઠ ૩૪

૨૬૭–૨૬૯ અણભાખિ—અણબોલ્યા. ઈટાલ—(?) સત્ય કૂયા બારિ—સત્યરૂપ કુવાની બારી એ અર્થ કે ' કૂયા ' ને બદલે ' કૃપા ' પાઠાંતર ઉચિત છે (?) ગહિ-ગહ્યું—નિંદ્યુ (?)

૨૭૦—૨૭૨ સુરપાન—મદિરાપાન. સોલસહસ્ર ભોગવતુ કાન્હ—કૃષ્ણે સોળ હજાર ગોપિકાઓ ભોગવી. આમિષ–માંસ. વાદ–દેખાદેખી કરવું તે. ઈશ હલાહલ પીધું જાઈ—મહાદેવે ઝેર પીધું તે પચાવવાની તેમની શક્તિ હતી. ડાંડા—શેરડીના સાંઠા. કાલિ—મહાકાલિએ. અપેય કલપના—' અમેય કલ્પના ' એ પાઠ વધુ ઉચિત થઈ પડે; નહીં માપી શકાય તેવી કલ્પના. મદિ – મદ્ય. સૂનિ—(?) પરરામાં—પરજાય પત્ની. અણુભ્રતી—ભર્તૃ વગરની (?) ભવક્રિયા—સંસારનાં આચરણ. લવ–થોડો અંશ. દાઘ—લાંછન. સર્વસ—સર્વસ્વ. મીંઠ–મીઠું, ગળ્યું. વરૂ—પરણું. આપલી—પોતાતણી. પ્રસુતા–માતા.

૨૭૩–૨૭૫ ઠાટ—ડાઠ, ભપકો. શીખાદરી—શીખ + આદરી—બોધ લીધો. ડીગે ભરી–બડાશથી ભરપુર. પરાણિ [સં. प्राणा:]—બળથી. સરખાવો જુની ગુજરાતીમાં વપરાતો શબ્દ ' સપરાણા '—મજબુત, બલવાન. વજિ–અથડાય. પ્રીયા–પ્રયા (?) છાટ–પથ્થર (?) નવિન રહણી છેદણુ વાટ–નવો આચાર [ રહેણી ] અને

કાપવાનો [ છેદણુ ] રસ્તો. (?) અથવા નવિ નરહણી...એ પાઠ (?) આણુ જેહ સ્વદારા રંગ-સરખાવો ભર્તૃહરિનું " स्वयोषिति रतिः " સાપ મરઈ નવિ લાઠી ભંગ—સાપ મરે નહીં ને લાકડી [ લાઠી ] ભાંગે નહીં.

**પૃષ્ઠ ૩૫**

૨૭૬-૨૭૮ યુગ પાહલે-**પ્રથમ** યુગમાં, સત્યયુગમાં. પ્રસાદ—નૈવેદ્ય. કલયુગની પ્રૌઢિ—કલિયુગના મહિમામાં. ગોરી ગોરાપણું ગ્યુ કોઢિ—ગૌરવર્ણની સ્ત્રીનું ગોરાપણું કોઢમાં આવી રહ્યું. નાભ—(?) નભિ-નભમાં-આકાશમાં એમ પાઠ હોઈ શકે (?) દ્વાપર—ચાર યુગોમાંનો ત્રીજો. યુગ ચાર છે: સત્ય અથવા કૃતયુગ, ત્રેતા, દ્વાપર અને કલિ ( **નર્મકથાકોષ.** ) ત્રયતાયુગ-ત્રેતાયુગ. શીદરા—(?)

૨૭૯-૨૮૧ સદ્ધ—સિદ્ધ. ન ભીંજઈ નીર મૃણાલ—ઘોર કલિકાલમાં પણ જલ-કમલવત્ સ્થિતિના હોય. છીલરિ—ખાબોચીઆમાં, નાનકડા તળાવમાં સંઘ-સિંહ. સંઘ...ગમઈ-સિંહને ખાવાનો સ્વાદ હોય છતાં ઘાસ કદી પણ ન ખાય. વિક્રિયા-ફેરફાર, પલટો. ભાજ-શોભે. સાંબિ-કાટ (?) ચ્યંત-ચિંતા. જુગતુ જમાન-યોગ્ય બાંલધર.

૨૮૨-૨૮૩ અકલીણા—અકુલવાન. સકલીણા—સુકુલવાળા. વાઈ ડુંગર...... હોઇ ?-જો ડુંગરો પોતાની દઢતા તજી હાલી ઉઠે તો અગ્નિ [ અગન ] ને પોતાનું છેટું ભાગતાં શી વાર ? તે જલદી સૌ ચેતાવી ભસ્મીભૂત કરી દે. કાણી [ **સં. एकाक्षी** ] —એક આંખની. સાતી—સાથીઓ. ઘસરડિ-લીસોટો, લીહ. હર્ષચ્યંદ્રિ—હરિશ્ચંદ્રે. ત્રિશંકુપુત્ર અયોધ્યાનો સત્યવાદી રાજા, સત્ય માટે સર્વસ્વાર્પણ કરનાર પુણ્યશ્લોક સત્યવાદી રાજા. અલીચલ—અવિચલ. સગાલ શેઠિ [ **સં. सुकाल + श्रेष्ठी** ]— ગુજરાતના કવિતાસાહિત્યમાં પ્રસિદ્ધ એ નામનો વૈષ્ણવ શેઠ. પુત્રિ કાજ—ચેલૈયા નામના પુત્ર માટે. સંબરિ—સીબ્રી રાજાએ. અયોધ્યાના આ ચક્રવર્તી રાજાએ બાજના ભક્ષ્ય કપોતને દયાભાવથી ઉગારવા પોતાનું માંસ આપવા તૈયારી કરી હતી. મયૂરકે—મહાભારતમાં પ્રસિદ્ધ મયુરધ્વજરાજાએ બ્રાહ્મણના પુત્રના લાભમાં પોતાના જમણા અંગને કરવતથી વહેરાવીને લઈ જવાનો આત્મભોગ આપ્યો હતો એ ઇતિહાસ મહાભારત અશ્વમેધ પર્વમાં સુપ્રસિદ્ધ છે.

**પૃષ્ઠ ૩૬**

૨૮૩-૨૮૪ ભાત—ભાથુ, ખાવાનું. પોતાના ખોરાકને ત્યાગો પણ સાથવા-ળાઓ સાથે સંબંધ ન ત્યાગો.

## ૧૫ ધનવીશી

૨૮૧-૨૮૪× ઉમારગિ—ઉન્માર્ગે, ખોટે રસ્તે. ગૂધ—(?) નાડીઈ—નાડી. સાહુ-સાહુ (?) ત્રિહુ-ત્રણ. ઢીજઈ પાટ-પાટલો આપીએ. ખાંડે—ખંડન કરે. વાયસ

× સ્વર્ગ. મણિલાલ વ્યાસે આ વીશીના છપાના સંખ્યાક ૨૮૧ થી ૨૮૪ ભુલથી બેવડાવ્યા છે તે ભુલ સમજુતીમાં પણ કાયમ રાખી છે. આગળ જતાં એ સંખ્યા મેળવી દેવામાં આવે છે. **શંકરપ્રસાદ રાવળ.**

ગૃહડ(નાં) વઇર—ઘુવડ અને કાગડાનાં જન્મસિદ્ધ વેર. આશ્રયા—લીધા. ભડઈ–લઢે. ભાંડ—વાસણ. કાના—કાંઠલા. અધ્યાતમી—આધ્યાત્મિક. દૂધિ દાધુ......ખાઈ— સરખાવો કહેવત: " દૂધનો દાઝેલો છાશ ફુંકીને પીએ. "

૨૮૫–૨૮૭ બલિનઇ મશિ—બલિદાનને બહાને. થઇ સરિ સાધ-શ્રી સાધ્ય થઇ. અભિધાન—નામ. અપગાર—અપકાર. આંખિના દૂખણા મૃત્ય વેગલું—અંધાપાનું દુઃખ ને મોતના ઉધારા. આહેડુ—શીકાર.

૨૮૮–૨૮૯ વચાલઈ—વચ્ચે (?) દાધું—' દીધું ' પાઠ ઉચિત લાગે છે. આપ વિઠું કાજ–પોતાના ઉપર આવેલું કાર્ય. પ્રવાહર્યું–પરવાર્યું. પાહિ–પેં,થી, કને.

૨૯૦–૨૯૨ મર્જન–માર્જન, નહાવું તે. વારૂણી–મદિરા. હંસક–હિંસાત્મક, ઘાતી. ઉલાલિ—ઉલાળી. ઝીણું કાંતઈ જૂઆરી નારી—જે સ્ત્રીએ જુવારૂ કર્યું હોય છે તે કરકસરથી સંસાર ચલાવે છે. સુભટઈ–સુભટતાએ, શૂરાતને. અલજુ—(?) નમતી સાંગે નમતી ફોરો, હળપુણીએ. ઉદયાચલિ—ઉદયગિરિ ઉપર. વંછુ—વાંછ્યું, ઇચ્છયું. વનખડી—વરખડી (?)

૨૯૩–૨૯૬ પનુ—પનો, પીણું. રૌરવિ—રૌરવ નામના નરકમાં. નરક એકવીશ છે. જુઓ **નર્મકથા કોષ** અભલેખા–અભીલાખા, ઈચ્છા. મૂલ નહી......ડાલિ— " नास्ति मूलः कुतः शाखा " એ સંસ્કૃત ઉપરથી. તાર—તારો, તરવામાં કુશલ. લાહ—લાભ. આસ નિરાસી–સરખાવો: "आशाहि परमं दुःखं नैराश्यं परमं सुखम्."

**પૃષ્ઠ ૩૮**

૨૯૭–૩૦૦ જંત—જંતુઓ. ગોપતિ—ઈંદ્રિઓના પતિ, ગાયોના પતિ, ગોપાલ. અછતામિક—(?) ઉલગ–સેવા. આઈ–માતા. પંજર–પાંજરે.

## ૧૬ સાધારણવીશી

૩૦૧–૩૦૫ ટંગ—(?) અનભાવ—અભાવો. સ્વરામા—સ્વપત્ની. અપત્ય—પ્રજા. દ્રાઈ—દરાય, તુષ્ટ થાય.

**પૃષ્ઠ ૩૯**

૩૦૬–૩૦૯ ઢાડી–ઢાઢી એ નામની મુસલમાન જાતિ. એનો ધંધો હીંદુઓના ભાટ જેવો છે. ન ગમી—નહીં રુચતી. અસતી—અસત્યે. વિરાંસિ—બદલે. ગાઢુ ઘાઠુ ગાઢુઉ—' ઘાઠુ ' શબ્દ માટે સરખાવો:

" અલ્યાં ! ગાઠુઓ થઇને શું ગાઠો ? " ( **પ્રેમાનંદ: નળાખ્યાન.** ) કારી–ભયંકર. વિરુઈ–વિરુદ્ધ. ઉખધ–ઓષધિ. અંગઉધારઈ—અંગ ( બીજી કાંઇ પણ મીલકતની બાંહ્યધરી વગર ) ઉધારે. ઉઝવુ—વિધિપૂર્વક સમાપ્ત કર્યું. અનૂકલી —અનુકૂલ. જમલિ–પાસે. રૂસી–રોષે. સાંસહ્યુ–સહન કર્યું.

૩૧૦–૩૧૩ દ્રુઈહિ—ધ્રુવજીએ. ધ્રુવજી પહેલા મનુના પુત્ર ઉત્તાનપાદ રાજા અને તેની અણમાનીતી રાણી સુરતીનો પુત્ર, તપ કરી ધ્રુવ [ નિશ્ચલ ] પદ પામેલો તે. કુકસ તાંદલા—કુસકા અને તાંદળા. લંચ–લાંચ. બાટી–ભાખરી.

પૃષ્ઠ ૪૦

૩૧૩-૩૨૦ આઘ્રાણ—સુંઘવું તે. ભવાડયું—ભમાવ્યું. જેતી...તેતી—જેટલું... તેટલું. સુખ ન સાપવાસ ગેહ રહઈ—સરખાવો: " ससर्पे च गृहे वासः " એ સંસ્કૃત કહેવત. સાતે વીસુ—સાત વીસે ક્વાથ—કઢો. તરૂઆરિ—તરવાર. સગાની ગાલિ ઘૃતનાલી—સ્વજનની ગાળ એ તો ઘીની નાળ. નિગમારથ-વેદના અર્થ.

## ૧૭ યુક્તિવીશી

૩૨૧ આવલિ—આવળના છોડ.

૩૨૨-૩૨૫ સવાસિણિ-સૌભાગ્યવતી. ધાતિ-ગોઠે. ઉરસ-ઓરસીઓ. ઈંગોરિ -એ નામનું ઝાડ. ઘાસઈ-ઘસાય. વદાથી-કહેવાથી, ઠપકાથી. સુનઇ-સુના સુના, એકાંતમાં. પાસૂ-પાશ, જાળ. વેડિ-(?) પંકિ પંક—કાદવે કાદવ.

૩૨૬-૩૨૯ શિવા—પાર્વતી. પુહુક-પોંક. દીહુ—દિવસ. આર્દ્ર—ભેજ. ઘોડી લગી પટિલની પાદ્ર—પટેલની પાદર એમની ઘોડી જાય ત્યાં સુધીની.

પૃષ્ઠ ૪૨

૩૩૦-૩૩૪ મોટી કોર પીયારા રોટ—સરખાવો: પારકે ભાણે મોટો લાડવો. દૂત—દ્યુત, જુગટું. આવિ આવ્યું વેલિ ગયું—એળે આવ્યું એળે ગયું. ઘટ—ઘટે. ચુડી પહિરી—બાયલો થઇ. મા મત્રેઈનૂં—(?) વાનર વીછી ખાધુ યશુ-સરખાવો:

" વાનરડઉ નઈ વીછીઈ ખાધુ, દાહજરિઉ દાવાનલિ દાધુ."

( જયશેખરસુરિ: પ્રબોધચિંતામણિ. )

ભરડા—સન્યાસી. જુઓ આ શબ્દ માટે:

" આણ દેઈ લક્ષ્મણ સાંચરિયા, સીતવચનિ વનિ ગઈયા;
ભરડા રુપિ થઈયુ કમાલી મઢી આગલિતાં રહિયા.

( કર્મણ: સીતાહરણ. )

રીરડી-બુમ. આહડતી-બાંધેડતી, બુમ મારતી. પખાણ-(?) બાંભણડોડી—(?)

૩૩૫-૩૩૮ ઘાતી-હિંસક. ગોલુ-ગોલો. રૂસણું-રાવ, રઢ. મેરાઇઉ-કાગમાંકડી, દીવાળી ઉપર ફટાકા ફોડવા છોકરાં મશાલો કરે છે તે. કહિના બાપ તણી-કોના બાપની. મૃગતૃષણા-ઝાંઝવાનાં જળ. તુઝ-તને અબૂઝ-ભોટ, બેકદર.

પૃષ્ઠ ૪૩

૩૩૯-૩૪૦ રાવ—ફરીઆદ.

## ૧૮ હૃદયવીશી

૩૪૧-૩૪૩ ભુહિપાત—ભૂમિપાત. રાઈ-રાહે. એતાં—એતો. ઉદ્ધરી—ધરી, ખમી. અણુસરી—અનુસરી. શારદાગરણું—શારદાદીક્ષાની દક્ષિણા. નેસાલ—શાળા.

૩૪૪-૩૪૬ સધીન—સ્વાધીન. ભૂકુ-ભુકો, ચુરો. અથા—આથો, કસ. છોરડૂં —છોકરૂં, છોરૂં.

પૃષ્ઠ ૪૪

૩૪૭–૩૪૯ પીઆરી–પારકે. ડાઢી–દાઢી. બીજાકલિ(?) સુઈ [ સં. सूचिः ]— સોય. કુશ—કોશ ( ખોદવાની. )

૩૫૦–૩૫૨ તોખ્યાં—સંતોષ્યાં. કુદાલિ [ સં. कुद्दालः ]—કોદાળીથી. વહીતરૂ—વેઠ. પશલીઈ—પોસે. નાડી મૂલી બેડી શ્રમ—મૂલ્ય નાડીનું ને જોર બેડીનું.

૩૫૩–૩૫૫ લોહડઈ—લોઢે. પટુલિ–પટોળે. ન્યાઉ—ન્યાય. વીજાપરૂ–વીજાપુર અન્યાયને વશ હોવાની કવિની નોંધ હોવી જોઇએ. સોનું નઈ સહરૂ—સોનું ને સુગંધનો સુંદર મેળ. સરખાવો:

" રામકથા સોનું નઈ સરહુ સો કવિ સીધર જુડસિ ખરૂં, "

( શ્રીધર : રાવણમંદોદરીસંવાદ. )

પૃષ્ઠ ૪૫

૩૫૬–૩૫૮ મથિ–મથતાં, વલોવતાં. કાલકૂટ–ઝેર. ઝુલુ—લહેરમાં રહે. 'ઝુલવું'ના આ અર્થ માટે જુઓ:–

" વીરમલ્લ વારી જાઉં<br>—નાં હાથી ઝુલે બાગમાં. "

( ગુજરાતી લગ્નગીતો. )

૩૫૮—૩૬૦ હાથીનો પરિ પેટ પૂરાઈ—સરખાવો: " કીડીને કણ ને હાથીને મણ. " સહિદેશ—સ્વદેશ, પોતાના દેશમાં. વસા–વસેલા. ડાબકપૂર—એક જાતનું કપૂર. ગણુ—ગુણ.

## ૧૯ વૈરાગ્યવીશી

૩૬૧–૩૬૨ આપિ આલોચી જોઈ—સરખાવો આ સાથે:

" જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહીં ત્યાં લગી સાધના<br>સર્વ જુઠી "

( નરસિંહ મહેતા. )

સોપાન—નીસરણી.

પૃષ્ઠ ૪૬

૩૬૩–૩૬૫ ભવાડિ—ભવાડાખોર. વઢવાડિળ—ટંટાખોર. ટીપણું–પંચાંગ. કમુત્ર–ખરાબ. મુતરનો ખત્ર અખત્ર–ક્ષેત્ર અક્ષેત્ર. તરફડાં–તરછોડા. અપમાન. પાગ ખાસડાં—પગના જોડા.

૩૬૬–૩૭૦ મંત્રમઇ શાકિની–મંત્ર સાધનારી શાકિની. ત્રાંબાના–ત્રંબાળુ. ધી–દીકરી. ધુરઈ–કાપે. ઉથલ્યું–ઉલળ્યું. કહલેડાં–રોટલા રોટલી શેકવાના માટીના તવા. ઠીકિર–ઠીકરાં. કુહુ–કોયલનો ટુહુકાર મહુ [ સં. मधु ]—મધ. ટોલ્લુ (?)

પૃષ્ઠ ૪૭

૩૭૧–૩૭૩ અપદર્શણિ—(?)

ભૂર—મૂર્ખ. કૂવાનું ડેડક–કુવાનું દેડકું. રાંણું–રાજા. ગામહિટનું ગાડલું–ગામાતનું–સમસ્ત ગામનું સહીઆરૂ ગાડું. બીલી—બીલડી. હારગુંજ–ચણોઠીનો હાર.

૩૭૪–૩૭૬ માદલ—માદલીઉં. પોથીનાં વિયંગણ—પોથીમાંનાં રીંગણાં. હેમ–ઘરેણું. ગયૂ ફૂલ—ફુલી ગયું, ચાલ્યું ગયું. કુપુ–શીશો. ઠબકતાં—ભાંગતાં. ચોખિમ—જોખમ.

૩૭૭–૩૭૯ વક્ષિણ—(?) છપૂં—છત્યો. કંદર્પ માંચ—કામદેવનો ઢોલીઓ. ઉલઇ–ઓળે, હારમાં. અર–અરિ (?) અસુર સહૂવાર–સવાર સાંજે. શુક–વ્યાસના પુત્ર શુકદેવ. શ્રીમદ્ ભાગવતદ્વારા પ્રભુભક્તિ કરનાર ભક્તવર્ય મુનિ. સનકાદિક–સદાને માટે પાંચ વર્ષના રહી વીતરાગ રહેવા ઈચ્છનાર ચાર જોડીઆ કુમારોઃ સનક, સનત્કુમાર, સનંદ અને સનાતન. એ મહાજ્ઞાની ગણાય છે. કાસલિ–પાપે. વરીય–વર્ષો.

પૃષ્ઠ ૪૮

૩૮૦ પરીઅટઈ–ધોબીએ. રયણ–રત્ન. બોડી માથિ યમ કહિ ફૂલ—બોડકે માથે ફુલ શી શોભા આપે ?

## ૨૦ લોકપીડાવીશી

૩૮૧–૩૮૩ રોમ [ સં. रोमः ]—વાળ. વિવસાઉ–વ્યવસાયી, કામગરો. વાંઝણી [ સં. वंध्या ]—અપુત્ર. તેરઇ—તોરથી, મદથી.

૩૮૪–૩૮૭ સોર–લોહીનું ઉપસી આવવું તે. ભલાવીઉ–ખોટયું. નીસત—(?) મકાતી [ અ. मकातिअ—ઈજારે રાખનાર ]—એકહથ્થુ ઈજારો રાખનાર. ભૂતિ–ચઢતી. દાતિ–શુદ્ધિ. ફરમાણ [ ફા. फरमान ]—હુકમ, પરવાનો. ભાંટણિ–ભાંટની સ્ત્રી.

પૃષ્ઠ ૪૯

ગુડા—ગુદા. વુલાવા—રખેવાળ.

૩૮૮–૩૯૦ દીવાણ—દીવાન, વજીર. કાઠિ કાઠ–લાકડે લાકડું. અણાથિ–અનાથ, દીનતા. શવકાહિનઈ–સૌને. આમલઈ–વળે, આમળે. શીદાણા–દુઃખી થયા. વાટલીઈ—વાડકીમાં.

૩૯૧–૩૯૪ બંદા [ ફા. बदह ]—ચાકર, ગુલામ. લૂગડ–કપડાં. આકુલ્યા–દુઃખી. મુખતેમીર [ અ. मुखतार—સત્તા આપેલી હોય તે + ફા. मीर, અ. अमीर ]—મુસલમાન રાજા, અમીર, ઉમરાવ. કોટવાળ–કીલ્લેદાર. હનમંત–અંજનીનો વાનરપુત્ર. વિગતવાર વૃત્તાંત માટે જુઓ **નર્મકથાકોષ** લેખૂ—સાખ, હીસાબ. ખાંચ–ખાંચો, વાંધો. મકિર [ અ. मक्र–દગો, ફરેબ ]—દગો. ખોજે–તપાસે. ખોલાધર–કબુલત આપનાર. નીઠેઈ–નીઠે, ઓછા થયે. પાસઉ–પાસો. દાઉ–દાવ. દ્રામ–નાણું. યમઈ [ સં. जामातृ ]—જમાઈ. મહુ–મોં. દૂઢણ—(?) ગૂત—(?)

પૃષ્ઠ ૫૦

૩૯૫–૩૯૭ મહિતઇ [ સં. महत् ]— મહેતે, પ્રધાને. ગલી–પાઠાંતર 'ગુલિ' સ્વીકારી–ગોળથી. કાટાઊ–કોડીયું (?) ઈલતિ ગઇ આદિતિ નવિ જાઈ—(?) ઉછલ—ઉછાંછળાપણું (?) કોટિ કળા રતન બાંધીઉં—અસ્થાને યોગ્ય વસ્તુ આપી. આ સાથે સરખાવોઃ

" લાખ લોક ઇમ બોલિ વયણ વાવસકોટિ બાન્ધુ રયણ. "

(જ્ઞાનસાગરઃ શ્રીપાલરાસ.)

૩૯૮–૪૦૦ શહેલાની [ અ. सयर्—ચાલવું ]—સહેલાણી, મોજી. ગારડી –મદારી. કણુ પાહિ–કણપે, કણથી. માપ–પ્રમાણ. ઝલા—(?) માતી—(?) પડલ–પડદા, છારી. સઠાલ—(?) મીન મેષ વિચાર ન કીધ–આ કે તે જરા પણ વિચાર ન કર્યો. વાઇ–વાએ. પાય–રક્ષણ કર. સાર–મદદ. સેવકહિ–ભક્ત. 'હિ' માત્રાપૂર્તિનો છે.

## ૨૧ કૃપણવીશી

૪૦૧ રાઈ–રાજા. કરઈ કિશું સોનાની છરી—સોનાની છરી પેટમાં મરાય ? મસીતૂ [ અ. मस्जिद—માથું નમાવવાની જગા ]—મસ્જીદ, મસીદ. પરાભવ–હાર શેખ [ અ. शय्‌ख—વૃદ્ધ, સાહેબ, મોટા પંડિત ]—મુસલમાનોની એક જાત.

પૃષ્ઠ ૫૧

૪૦૨–૪૦૪ વેધીઉં—કાપ્યું. પાકું પાન–વૃદ્ધાવસ્થા. પાન પાકું થયે ખરી પડે છે. લાંપ—(?) ઝાપ–ઉંઘ. સાથરૂ–સાથરો, પથારી. દોરુ–દોરો. ડાંડુ–સાંઠો. ગરથ વાવરૂં–પૈસા ખર્ચી વરા કીધા. તરકસ [ ફા. तीर्कश—તીર રાખવાનો ભાથો. કશીદન—ખેંચવું ઉપરથી ]—તીર રાખવાનો ભાથો.

૪૦૫–૪૦૭ સોર–અવાજ. પેખણુ–તમાસો. માંડ્યા મોર–કવાયલ મોર. હાસૂં–(?) મેધી–બુદ્ધિ [ સં. मेधा ઉપરથી ] શવકહિ–સૌને. હસાંમણી–હસારત, મશ્કરી. આઈ [ મરાઠી ]–માતા. આલસુ......સર્યા–ગરીબાઇને ઘેર ઝાઝી પ્રજા ઉભરાય છે.

૪૦૮–૪૦૯ બેલ–બળદ. નાલિકોર [ સં. नारीकेलः ]—નારીએલ. તુલડી–તોલડી, વટલોઇ. ઝિરઇ–ઝરે, વૃદ્ધાવસ્થામાં આંખ પાણી ઝરે. ખીસુ–ખસો. નીલજનુ–નિર્લજ્જનું. પ્રાશ [ સં. प्रायशः ]—સામાન્યતઃ

પૃષ્ઠ ૫૨

૪૧૧–૪૧૪ વાગુત્ર–વાણોતર, ગુમાસ્તા. ભુક્ષક–ભીક્ષુક, માગણ. વ્યાઈ હુઈ–વીઆઈ, જન્મ આપ્યો. વેદન–પ્રસવવેદના. બાકલા–ઘુઘરી, ટોઠા. અપહાર [ સં. उपहारः ]—ભેટ. સુનહાર–સોનાર, સોની. ભાંતિ–ભાત (?) ખાંતિ–ખાંત, ખંત. મુંડા—(?) સાથરિ–સાથરી. મદી–મદથી.

૪૧૫–૪૧૮ આંબિલિ–આંબલી. ખાટા મૂલી–ખાટી ને કીંમતી. તિંહરઇ–તે વારે, ત્યારે. માતા–મદમસ્ત.

પૃષ્ઠ ૫૩

૪૧૯–૪૨૦ ભાઉ—ભાઈ.

## ૨૨ યોગાવિડંબનવીશી

૪૨૧–૪૨૩ માલુ—માળો. ભાગુ મોતી પછઇ નવી જડઇ–ગયું મોતી ફરી હાથ ન આવે. લાઈ–લગાવે. ડાઢિ ચાંપી–દાંત કચકચાવીને. વરતઇ–કોસ ખેંચવાનું દોરડું. લોહકાર–લુવાર. ખડખડી–ખખડાવે, ઘડે.

૪૨૪–૪૨૬ પરવાર્યું–છુટયું. લુખલ—(?) હલુ–હળ્યા. કરીથ્યુ–હાથથી, પોતાની મેળે.

પૃષ્ઠ ૫૪

૪૨૭–૪૩૦ વિનાંણુ–વિનાશ. ખાંડાની ધાર–તરવારની ધાર, વસમે રસ્તે. તીનું–તીક્ષ્ણ. ઠૂંઠ–ઠુંઠું, નાનું. ધસરડી—લીસોટો.

૪૩૧–૪૩૪ સોહલુ–સહેલું. દિઘડુ–દેઘડો. નામીઇ–ઠલવે. જડૂં–જડ, ચુની. સીઝ—સીધ્યું, સફળ કર્યું.

પૃષ્ઠ ૫૫

૪૩૫–૪૩૭ નિસાતુલીયાં—(?) ડૂલ—ડોળ. ખુલ—ખોળ. ઘાતઈ [ સં. हन् ] –નાશ કરે. આગિ—આગ. સાતી—સાત્વિક. કુહુ ક્રિયાણું—કોહલું કરીઆણું.

૪૩૮–૪૪૦ વાઉ [ સં. वापिः ]—વાવ. કોરર—(?) કંકોડી–કંટોલાંનો વેલો. કુચા પોથી—પોથીના કુચા, થોથાં. અગ્યારા ગિણુઈ–નાસે. બાંભણ [સં.बृह] —બ્રાહ્મણ, બંસ. કંથા–ગોદડી. વિકર્મ–ઉલટાં કર્મ, પાપકર્મ. વિગોવાં—નિંદ્યાં. વાતે વંટયા–વાતને વાયરે ચઢયા.

## ૨૩ ભૂતભાવનાવીશી

૪૪૧ મોતીની ઘુઘરી–મોતીના ટોઠા. સાધ — (?) કાઠતણી તુલડી–લાકડાની તોલડી. દેવદાર—દેણદાર.

પૃષ્ઠ ૫૬

૪૪૨–૪૪૫ ખમણા–નમ્ર બાવાઓ. રસઈ–ફાવે. ચરિત–ચરિત્ર, ફેલ. પેખણું–નાટક, તમાશો. સાંડુ—સાંઢું (?) આંબાવાડઇ–અમરાઇએ. થોહર–થોર.

૪૪૬–૪૫૦ ફાર—(?) આર—પરોણો. ઠીવણાપાલ—ઢંઢણપાળ, ખીસ્સે ખાલી. મદનવિલાસ—કામભોગની આસક્તિ. કુકરની–કુતરાની. લાલ—લાળ. ચુટયુ–ચોંટલી ભરી. 'કુડા નેસાલીઆ' પાઠ ખરો હવો જોઇએ.—અક્કર્મી નિશાળીઆ. વતરણા—લેખણ. તાપણહાર—તપાડનાર. મૂડ ઘાલી—મુઠ્ઠી ઘાલીને.

પૃષ્ઠ ૫૭

૪૫૧–૪૫૩ આનૂં પોતૂં–આવ્યું મળ્યું. નાવિનૂં– [ સં. नापिकः ]—હજામનું ડાભ–ડામ. બ્રહ્મકંચિ–બ્રહ્મહત્યા. છૂડ–ચૂડ, મસ્તક. કહિભાગ્યા સવિ ભરૂઅચિ ઠામિ–કહે છે કે ભાગ્યું ભાગ્યું પણ ભરૂચ. લાટદેશની એ પ્રાચીન રાજ્યધાનિ હજી પણ ત્યાં જનારને નિર્વાહ આપી શકે છે તે ઉપરથી કહેવત ચાલુ રહી છે. ગોવઠિ—(?) સરેહ–સંરે (?)

૪૫૪–૪૫૮ તેજી–ઘોડો. તાજણું–ચાબુક. જુઓ: " તીક્ષ્ણ નેત્રનો તાજણો " ( ભાલણ. ) અવિધિ–વિધિ બરાબર કર્યા વગરનાં. પ્રણામ–પરિણામ. પાર્શ્વનાથ—જૈનોના તીર્થંકર. પતીનુ–આધીન. બૂંબ–બુમ, ' બુંબડી ' પણ જુના ગુજરાતીમાં વપરાય છે. મનરવા–મનસ્વી (?) અથવા ' મનખા ' એમ પાઠ લઇએ તો (?) મીની મહુ વાઘશું કાજ–બોલાડીની હિંમત ને વાઘથી કામ પાડવાનાં. ઝાંખરૂં—કાંટાનું જાળું. ઉતાર—ભાડૂં.

પૃષ્ઠ ૫૮

૫૫૯–૫૬૦ ચેન–ઢોંગ. ચાળા.

## ૨૪ શરણુવીશી

૪૬૧–૪૬૫ અરિપરિ–અહીંતહીં. ' અરાંપરાં ' શબ્દ પણ વપરાટમાં છે. નીહલી–નીહાળી. અલૂણી શલી–મોળી સળી. શરણાગત પાસે જતાં પહેલાં રસ મોળો લાગે. આસાધરનું ડાંડુ–આશાવતનો આધાર, લાકડી. વિલગલ–ઓછી બુદ્ધિનો (?) ફોફલીઆનાં–ગાંધીનાં ફોફલ [ સં. पुंगीफलं ]—સોપારી. કુલની સીમ–કુલ મરજાદ [ અ. दिमाग, दमाग—મગજ, ગર્વ ]—ગર્વ. સરખાવો ' ડોળદીમાક ' એવડો શબ્દ. આંત્રે–અંતરની, આંતરડાની. અપૂરવ–જેના પહેલાં કોઈ નહોતું એવા હરિ. કૂર દાલિ–ચોખા અને દાળ. કાચરી–કોઠીંબડાની કાચરી (?) પાજ–સેતુ, પુલ. હીંગલાજ–હીંગલાજ દેવીનો પંથ યાદ કરે છે. કચકચ–ધાંધળ. યુગતિ–યુક્તિ. સુરતાણ–દેવરૂપી ત્રાતા, રક્ષક. અણીના–ખરે વખતે. માંકડચે કુલિ–વાંદરના કુલમાં. બાંહ લગુ–હાથ સાહ્યો, શરણાગત લીધી. પાધરિ પાતશાહ–સીધા–એકમાત્ર–શહેનશાહ–પ્રભુ. સાંસતાના–ઠંડાના. પ્રાસાદ–મહેલ.

પૃષ્ઠ ૫૯

૪૬૭–૪૭૦ દેહલ [ સં. देवकुलं ઉપરથી ]—દેવલ. શરણિ–શરણાગત. કોદરે શલુ–કોદરાને વર્ષો જાય છતાં સળો નથી લાગી શકતો. કોહલાં–કોળાં. તુઅ–તારા. સૂત્રધાર યમ બાઉલિ દૃષ્ટિ–સુતાર [ સૂત્રધાર ]ની નજર બાવળીએ [ બાઉલિ સં बबुलः ઉપરથી. ] નેકુલનઈ–નકુલને (?) વૈરાલ (?)–લોટીઆ—લોટા વેચનારા વહોરા. શરણ વિરાજન–શરણ શોભા.

૪૭૧–૪૭૪ અધરણી–સીમંત. છીચામણું–છાયાપણું. મૂં–મારૂં. બારે વરસે

ગોદાવરી—દર બારમા સિંહસ્થ વરસે થતી ગોદાવરી યાત્રા. વીઘ્ર—વ્યગ્ર, સચેત. આકુલ્યુ—અકળાયું. ભીંજ—ભીંજેલા, ભીના. ગિરુક-ગરવું, મોટું. ગુંઝિ—ગોતી. સમધરી—સમુદ્રે.

પૃષ્ઠ ૬૦

૪૭૫–૪૭૭ મહાતમ [ સં. माहात्म्यं ]— મહત્તા. બહિની [ સં. भगिनी ] —બહેન. ઉઠિ......તેતલા—હારી થાકયાનો જવાબ. કોડીણી—કોડભર્યા, હોંસીલા, નુદ્ધરઈ—નોંધ રહે (?) છવી [ સં. छविः ]—ચિત્ર. બગઈ બંધ—બકવામાં બાકી. ઉડણ—ઓડણ, બળદના ઓડા—હોડા.

૪૭૮–૪૮૦ લાંપાનાં રાજ—લવારીખોરોનાં રાજ્ય. દેઉલે—દેવના. તંબોલીઆ તાલ—પાનમાંના કાથાચુનાના સંજોગલાભ. નીમ—નિયમો, વ્રતો. ખીલઈ—વિકાસ પામે. સવિજનઇ—સિંહને. ‘ સાવજ ’ શબ્દ સામાન્યતઃ પશુના અર્થમાં વપરાય છે. પ્રેમાનંદ સિંહના અર્થમાં એ વાપરે છે. બંને અર્થ માટે જુઓ:

(૧) “ રામ રોઅન્તાં રોયૂં વન: રોયાં પર્વત શૃંગ;
રોયાં સાવજડાં વનિ અનઈ કુરંગી કુરંગ. ”
( કર્મણ: સીતાહરણ. )

(૨) “ સાવજ થાયે ગાભરો, ભયથી નાશી જાય;
વનદેવી મને ગ્રાલશે, પશુ ઘણાં કંપાય !
વૈદરભી વનમાં વલવલે. ”
( પ્રેમાનંદ: નળાખ્યાન. )

શું કરશિ......બાચોલીઆં પથ્થાસંઘ તણાં—રસ્તામાંનાં ઝાઝાં નબળાં બચ્ચાં સિંહને શું કરી શકશે ? ઉલગૂ—સેવ્યું. શરિગતૂ—સાહાય્ય કરનાર. જુઓ :

“ તાપ કુંવર નહીં આણીએ રતિ, સુખ દુઃખનું કો સરિગત નથી. ”
( કાલિદાસ: ધ્રુવાખ્યાન. )

કટકઇ—કટક, લશ્કર.

## ૨૫ સેવાવીશી

૪૮૧ કણુકાણિ કહુ—ખખડાવી ખખડાવીને કહું છું. છાંણ છાંદવું—છાણના લોંદા મારી ઠીક કરવું. વિલાપિ-વિલાપ કર્યા થકી.

પૃષ્ઠ ૬૧

૪૮૨–૪૮૫ દશિ મુહાડિ—દસ મોંવાળા રાવણે. માંટીપણઈ—ધણીપણે, પ્રભુપણે. મરડી—ચોળી નાંખી. વિધિ—ભાગ્યદેવીએ. ઉવટિ—ખોટા માર્ગે. ઈહાથ્યા—અહીંથી. સૂં હુઈ—શું થયું ? બારઈ કાંચિ વિણુ ભોગવિ—“ બાર કાંચી વિષ્ણુ ભોગવે ” આમ અર્થ ઘટાવાય (?) આંખિ વિસ એ મહાવિખી કહઇ—જેની આંખમાં વિખ એ બીજામાં મહાવિષ જુએ. વિવસા પસંગિ—વ્યવસાય પ્રસંગે, સંસારની ગડમથલ કરતાં.

તેહજ ચડઈ–તેજ શ્રેષ્ઠ છે. રીસં–રીસાવાથી. કાવો [ સં. क्वाथः ]—કઢો, ઉકાળો. યમણ્ પીયારૂ ન પીયારૂ પેટ–જમવાનું પારકાનું હોય પણ પેટ તો આપણુંજ માટે વિચારીને જમવું. ઘરટીનઈ મુહુવાસુ ન થાઈ–ઘટીને મોંનો રોગ [ મુહુવાસુ ] ન થાય. એ તો દબ્યાજ કરે. અવગાહિ–નહાય. અવની......જના–સરખાવો આ સાથેઃ

" એક મુરખને એવી ટેવ, પથ્થર એટલા પુજે દેવ;
નદી દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન. "

( **અખો.** )

મગતિ મગતિ—મુક્તિ મુક્તિ. ઉધલતી કુલ કિહાં ગિણુઈ ?—પરણવાને સજ્જ થતી [ ઉધલતી ] કુલ–અકુલની શી. ગણત્રી કરે ?

૪૮૬-૪૮૯ પાંચઈ—પાંચે. નૂઉ–નવે. સોનાની કલા—સોનાની કારીગરી. સરખાવોઃ

" सर्वे गुणाः कांचनमाश्रयन्ते । "

કાથુટિ—(?) કાઢયું—ચોર્યો. વિસણીઆ–વ્યસની. ચંગ [ સં. चंगः એક પ્રકારનું વાજુ ]—વાજાં. કાચ......તંત—કાચના દેવ ને મીણના દોરા ( જનોઈ ) આમ અર્થ સંભવે (?) ભૂલુ ઘણ અહિરાણનઈ લાગ—એરણ ઉપરનો લાગ ઘણ વીસર્યો, જોઇએ ત્યાં અને ત્યારે મોટો હથોડો [ ઘણ ] ન માર્યો. આવઈ શવે તલાવઈ ભાર–બધો ભાર તળાવાને આવે. ચોકીઆ ગાડાના ચાર બળદોમાંથી આગળનું•તરીલુ ખેંચનારા બળદોને ભાર વધારે આવે. વિષ્ણુ સકળ ભાર વહનાર અગ્રપદે છે. થટાં–થડ, વૃક્ષનો મધ્યસ્થ ભાગ. ખાખરઇ—ખાખરે, પલાશે. મૂલિ—મુળમાં. છાલી—છાલ (?) પોષ-પોષણ (?) શધે—સિદ્ધોએ. સોધીઊ–શોધ્યું.શુદ્ધ કર્યું.

**પૃષ્ઠ ૬૨**

૪૯૦-૪૯૩ અર્ક તુલ—આકડાનું રૂ. અનેક્ય–અનેક. સિધુતર–વધારે સીધા. સાંદરીઈ—(?) માલવિ—માલવે. ભાગી ભૂહિ છાંડવી સોઇ–જે ભૂમિ વેરાન થઈ તે છોડવી જોઇએ. ધલહર-બળદ. મૂલવવા–કીંમત અંકાવવા. બળદ પળોટાયા પછી દરેક વર્ષ એક એક વધુ ધળનો કહેવાય છે. ગળીયું ઢાંઢું—બેઠક કરી દેનાર ઘરડો બળદ. સરખાવો આને મળતી અખાની વાણીઃ

" ઘરડા બળદને ઘાલી નાથ. " ( **અખો.** ) વહિકલઈ–વેંકગો, ઝરણું, વલી વલી શું ગુરૂ પામીઈ?–ફરી ફરી ગુરૂ પામીએ ? વીન્હા ગ્યાં મુડ કયાં બાંધીઈ?—વિવાહ વીત્યા પછી મોડ કયારે પહેરવાનો હોય ?

૪૯૪-૪૯૮ તારણપાજ—ભવતારણના પુલ. કડુએ કોઢીબડે કાજ–કાર્ય કડવે કોઠીબડાંથી લેવાનું રહ્યું. ડાવઈયમણ–ડાભાજમણી. અણપ્રતીતિ–અવિશ્વાસે. સીંગાંઢોર—શીંગડાળાં જાનવરો. ખડખડતી પાડી–તરતજ. ધાટાં–ધાડવા [ સં ઘટ: ઉપરથી ]. દમ્યાં–દુઃખી કર્યાં. ગાભ–ગર્ભ. ત્રાગુ–હઠીલાઈથી લાંધ્યા. દીર—(?) ધ્રામાણિ—બે મુખવાળી સાપની જાતિ, ધામણ. તાવિત [અ. તઅ્વીજ–માદળીયું]

—મંત્ર કે આકૃતિ પાડી ગળે યા હાથે બાંધે છે તે માદળીયું. ધીંગ અહંકારી—જાડા ગર્વિષ્ટે. ઓટિગ—(?) હુંસા–હિંસા. કાપરતાં ઉંટ–ગાંગડતાં ઉંટ (?) કપરાણી—(?) પ્રાંસઈ–વરાંસે. કાબરીઆં—કાબરા બળદ. રશિઈ–રાસે. ડુહુ–દોડા. કોરિ—કોરાણે, છેડે. કાલીંગડાં–તડબુચની એક હલકી જાત.

**પૃષ્ઠ ૬૩**

૪૯૯–૫૦૦ વર્તકાજલી નણદ રૂપહુણી–" વર્તકાજળી નણદ પરૂહુણી " એમ પાઠાંતર ઠીક થશે. કાજલીવ્રત ગુજરાતી સ્ત્રીઓમાં પ્રચલિત છે. કાજલીવ્રતને સમયે નણંદ જેવું માનીતું મહેમાન. આય પ્રમાણિ–તાકાતના પ્રમાણમાં. સોગ ઉવલ્યુ—" સો ગઉ વલ્યુ " એ પાઠ ઉચિત લાગે છે. શંજમની–સંયમી. ઉસી–' હુસી ' શબ્દ જોઇએ. સાલ—સાળ, ચોખા (?) પરીઅટ–પર્યટન (?)

## ૨૬ અપદર્શનવીશી

૫૦૧–૫૦૫ અલતાનુ રંગ [ સં. अलक्तः ]—અળતાનો લાલ રંગ. સ્ત્રીઓના પગે મેંદી મુકાવા માંડી તે પહેલાં અળતાનો ઉપયોગ થતો. મેંદીનો ઉપયોગ ઈસ્લામ યુગના સ્થપાયા પછીનો છે અને તે મુસલમાનોને હાથે દાખલ થઈ છે. વાગુલિ ચાવ્યાં–એટલાં બધાં ચાવ્યાં કે વાગોળવાની ક્રિયા શરૂ થઇ. ક્ષેપવિ [ સં. क्षिप् ]—ટુંકાવી. અલુણિ રાબ–મીઠા વગરની રાબડી. તનુ તેખઇ–શરીરને સહન કરાવીને [ સં. तिज्–સહન કરવું ઉપરથી ]. તટઈ–મારે, દમન કરે [ સં. तड्–મારવું ઉપરથી ]. પાવૈનઇ—હીજડાને. એ શબ્દ માટે જુઓ:

> " ધાડે દુષ્ટે હું તવ રોઈ, ભીષ્મ દ્રોણ રહ્યા તે જોઈ;
> વિઠ્ઠલ! વાહારે નાવા ધાઈ પાવઇઆ થયા એ પાંચે ભાઈ. "
>
> **( ભાલણ : કૃષ્ણવિષ્ટિ. )**

પાહતુ—પાનો, શૂરાતન. ઉપદર્શનિ—ટીકાઓમાં. સંથ–સંત. વેદારથી–વિદ્યાર્થી કે વેદાર્થી–વેદમાર્ગાનુયાયી (?) પડી–પડાકું. વરતણ–ખર્ચ. દાઢા [ સં. द्रष्ट्रा ]—દાઢ. રીજન–રંજનાર્થ. રોઝ–એ નામનાં જંગલી પશુઓ. ગોઝ–ગુપ્ત વાત.

**પૃષ્ઠ ૬૪**

૫૦૬–૫૦૯ ગહિગહ્યું—પ્રખ્યાત થયો. ઢીંકણિ—ફલાણી ( ? ) ઝોટ–ઝોટડી, ભેંસ. નાની ભેંસને ઝોટું કહે છે. પરભા–સ્પૃહા (?) લોટ–(?) અવધાઇ–અવધ કે ન ધારેલી? આવટી–ઢાંકી. બહુલઇ માસિ–સ્થૂલ માંસમાં. ટાર–' ઠાર ' પાઠ (?) ડુડી–દોઢી. બૂચૂ–નાક વગરનો. રાત–હત્તમ. અવહિ–અવધે. નારેલ–નારીએલ. ભ્યંન્ન–ભિન્ન. સસા [ સં. शशकः ]—સસલું. ઊવટ—કુમાર્ગ. ઠાલાની–ખોટાની. રાહાડિ–રાઢ, રઢ. ૭૬.

૫૧૦–૫૧૪ કાણીયા–નુકસાન. ખોહ–ખો. ખીજ–ખોટું. ત્રાંબા દેખી પડે વીજ–વીજળી અને ત્રાંબાનું આકર્ષણ લોકપ્રસિદ્ધ છે. સીમ લોપી–મર્યાદા ઉલ્લંઘી.

કાગ કોહિલિઇ પાડયુ તીમ–શીઆળ અને કાગડાની ( કોયલની ? ) લોકપ્રસિદ્ધ વાત. ભાલવી–સાચવી. નાંખ્યા ભીમ ભમઇ આકાશ–ભીમે ઉછાળેલા અને ખલાઇ રહેલા હાથીઓનો મહાભારતમાંનો પ્રસંગ. રાચ–ખુશ થાય. જે પાલણેઇ ન રોયાં સાચ–ઢોંગી, હરામખોર બાલકો ઘોડીઆમાં પણ ખરૂં રોતાં નથી. ઉપમારગ–ધાર્મિક ફાંટાઓ, નાના વાડાઓ. કલકલતું–ઉનું ઉનું, સરખાવો ' ખળખળતું ' શબ્દ. અનેરૂ કહ્યું અનેરૂં કરઈ–બોલે કૈં ને કરે કૈં. [ સં. अन्य ]. બટચક–બટકું બચકું, નીસાતરઇ [ ફા. निशास्तह–ઘહુના સત્ત્વમાંથી હલવો બનાવવો તે ]—ઘહુના હલવામાં. હડી–હેડ (?) ચાંદણુ ગોહુ–ચંદન ઘો. દૂબલી ન ખમઈ બિ આષાઢ–બે અષાઢની વર્ષાદની ખેંચ ભેંસ [ દૂબલી ] ન સહી શકે. અરહટ–કુવો. સદાવડુ–ભલે. વ્યાધઈ–દુઃખે, છોહરૂ–છોરૂ, છોકરૂ.

**પૃષ્ઠ ૬૫**

૫૧૫–૫૨૦ વિમાનઇ–અપમાન. દંભાશિ–દાંભિકતાની આશા. ગાંઠીઉ–ગાંઠીઓ, ગાંગડો. જાતિદીપકા શ્રાદ્ધ—જાતિ દીપકાશ્રાદ્ધ (?)—અર્થ સુગમ્ય નથી. સુધાનઇ સૂ ગૂંધ શૂં કરઇ—' સૂગુંધ–સુગંધ ' એમ પાઠ લેતાં અમૃતને સોડમ શી જરૂરની ? એમ અર્થ પ્રતિપાદન થાય. વાલવઈ [ સં. वल्लभः ]—વહાલમે, વહાલે, પ્રભુએ. પાચવિઇ–પચાવે. બિલિ બિલિ–પ્રત્યેક દરે. નઇ પાઇઉ–' નિપાઈઉ ' પાઠ લેતાં–ઉપજાવી. હોઠ ગોઠ–મોંની વાત, અંદરની જુદી હોય તે. કાજી [ અ. काजी —હુકમ કરનાર ]–ન્યાયાધીશ. વેદાંતી–વેદાન્તમાં શ્રદ્ધાશીલ. નવાણુ એકોત્તર નહીં નવાણું એકોતેર નથી, નવાણુંજ છે, એક દૃઢ સત્ય. અવધારિ–વિચારી. છાંણુ–છાનું (?) અરહડ નઇ ઘટમાલ [ સં. अरघट्टघटिका ]—કુવાની રેંટમાળ. જડુ–જડયું, લાગ્યું.

## ૨૭ જીવનવીશી

૫૨૧ બિ સંધ્યા રીઝાવુ ભાંણુ—બન્ને સંધ્યાઓની સૂર્યોપાસના [ સંધ્યા ] કરી. જીવીની–જીવીન્, આત્મા.

**પૃષ્ઠ ૬૬**

૫૨૨–૫૨૪ વસ્ત–વસ્તુ. વાનપ્રસ્થ–ત્રીજા આશ્રમનો મનુષ્ય. સહુણઇ [ સ. शून्य ]—સુના. પરચર્યા–ચાકરી. સાથરઈ–પથારીએ. સંન્યાસી–ચોથા આશ્રમે ઉભેલો. સંન્યાસીનાં લક્ષણ માટે આ છપ્પા સાથે સરખાવો:

" काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः "

( ભગવદ્ગીતા. )

વિણસીઇ—નાશ કરે.

૫૨૫–૫૩૦ પરમહંસ—સદ્‌ગતિની અંતિમ કક્ષાએ પહોંચેલો જીવાત્મા. ધ્યંતન–ચિન્તન. છીપ્પંઇ–મટે. સૂરાભાસ–દેવનો આભાસ, ઉપર ઉપરની પ્રભુભક્તિ. અવધૂત–સંસ્કાર ખરોડી નાંખી બેદરકાર થયેલો યોગીનો જીવાત્મા. પૂત–પવિત્ર.

અવિસન—અવ્યસન. જનક—જનક વિદેહીઓ, મુક્ત જીવીઓ. કલા માત્ર—જરા પણ. અમૃતવિષ દાહસીત—વિવિધ પ્રકારનાં દ્વંદ્વો. પ્રતિપાલ—રક્ષક. અણુકીઇ—અનેક. પરધ્યાન—પ્રધાન. પતિસેવા—રાજા પ્રતિનો પ્રધાનનો સેવાધર્મ. લોક સખા [ 'સુખી' પાઠાંતર ] સ્વામીની દેહ—પ્રજાનું સુખ અને રાજાનું દેહરક્ષણ એ પ્રધાનનો ધર્મ છે. ઠાકરિ વ્રત—ઠાકોર—રાજા પ્રતિનું પ્રધાનનું વ્રત. અવસરિ આવિઈ—સમો આવે.

**પૃષ્ઠ ૬૭**

૫૩૧-૫૩૫ નારિ......પાર—સ્ત્રીની પતિ તરફની ભક્તિ એમાં એના સ્ત્રી ધર્મના સીમા વેદોએ [ શ્રુતિ ] બાંધી આપી છે. ખોડિ—(?) મૂરતિ—પતિની મૂર્તિ. તન દાખાઈ—શરીર બતાવે. વૈશ્ય—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણમાંનો ત્રીજો વર્ણ. વારૂ—સાથી. ૫૩૨ મા છપ્પામાં વર્ણવેલા વૈશ્યધર્મ સાથે સરખાવો:

" पशुगोरक्षवाणिज्यं वैश्य कर्म स्वभावजम् "

( ભગવદ્દગીતા. )

૫૩૩ મા છપ્પામા કવિ શૂદ્રધર્મની સીમા બાંધે છે. વેદ વિના—શૂદ્રનો વેદ પરત્વે અધિકાર નથી. બ્રાહ્મણ વઇણ પ્રમા કરિમાનિ—શૂદ્રને બ્રાહ્મણનાં વચનો પ્રમાણ [ પ્રમા ] કરી માનવાનાં છે. સંપતિસાર—સંપત્તિ અનુસાર. આતિથ્ય આવ્યું ઘરિ હરિ પેખીઇ—ઘર આતિથ્યે આવનારને હરિ રૂપે જુએ. સરખાવો:

" अतिथि देवो भव " ( ઉપનિષદ્ )

૫૪૪ મા છપ્પામાં પુત્રધર્મનો નિર્દેશ છે. મિત્ર પરિ પિતા—ઉમરે આવેલા પુત્ર ને પિતાનો સંબંધ મિત્રસંબંધ છે. તનતોષિતા—શરીરનું પોષણ કરનારી સરખાવો:

માડી ! પહેલાં નમન તમને સર્વથી,
ફેડી જાતને કીધાં જતન રે;
આપ્યો અનુભવ પ્રેમ સુકાનનો
સાથે આવો તો સગપણ જાણીએ હોજી !"

( મણિલાલ દ્વિવેદી: આત્મનિમજ્જન. )

ભલાવિઉ—સુપ્રત કીધી. ૫૪૫ મો છપ્પો મુનિમ [ વાણોત્ર ] નો ધર્મ આલેખે છે. વીસારી—વિશ્વાસ. જીવ સમાનિ લક્ષ્મી—શેઠના જીવ સમાણી પ્રિય લક્ષ્મી. વણસીઇ—વણસે, નાશ કરે.

૫૩૬-૫૩૮ મંત્ર પશુપતિ ખટઅક્ષરી—" ॐ नमः शिवाय " એ છ અક્ષરનો શિવ [ પશુપતિ ] નો મંત્ર. હરહરિ—મહાદેવ અને વિષ્ણુ. ઈશ—મહાદેવ, પરમેશ. સાંખ્ય—જ્ઞાન. વિષ્ણુ ઉદ્દેશ—વિષ્ણુને લઇને. સાખીભૂત—સાક્ષીભૂત, પ્રત્યક્ષ જોનાર એવા. ઉતપિત—ઉત્પત્તિ. એકઇ જંત મ પીડા દઈ—આ થોડાજ ઉચિત શબ્દોમાં કવિની અહિંસકવૃત્તિ અહીં આલેખાઈ છે. મંત્રાધાર—મંત્રોને આસરે. શૂત્ર—સૂત્ર, ટૂંકાક્ષરી વચનો. તનુ પોષિ—શરીરયાત્રાએ તો છેકજ દીનતાનો ધર્મ છે.

પૃષ્ઠ ૬૮

૫૩૯–૫૪૦ સેજ–જાત. વિલાઇ લાખિ-લાખો મનુષ્યોમાં ધર્મ વિલુપ્ત થયો છે.

## ૨૮ ચંદનવીશી

૫૪૧–૫૪૪ વમી–ત્યાગી. યમી–જેમ. વેચઈ ફિરી–વધુ કીંમત આવે તો પ્રથમ વેચાણ રદ કરી બીજી વાર વેચે. ગંદન બાલી કોયલા કરી–સરખાવો:

" મૂરખુ કોઇ છઈ ખરઉ ગમારૂ સુકડિ બાલી કરઈ છારૂ. "

( વસ્તિગઃ ચહુગતિ ચઉપઇ )

બ્રહ્મસૂત્ર–બ્રાહ્મણનું ઉપવીત. કલા–ચતુરાઇ. શુકિ–શુકદેવમુનિએ. બેડી પારિ–બેડો પાર.

૫૪૫–૫૪૭ સૃષ્ટ–સૃષ્ટિ. બાહિરિખલુ–બહારખલુ, બહારનું. અસ્તિ [ સં. अस्थिन् ]—હાડકાં. અન્નપૂર્ણા—અન્ન પુરનારી દેવી.

પૃષ્ઠ ૬૯

૫૪૮–૫૫૨ ઉપાસી–સેવી. રદા [ સં. हृदयम् ]—હૃદયે. આપ ઉધરૂ—આત્મોદ્ધાર કર્યો. હીનસંગિ—હીણાઓની સોબતે. પ્રમાદિ–આલસ્યમાં. અમૂરત–(?) વીસમી–હારી. પૂરવ પાખ–પૂર્વ પક્ષ. મહા આતમા ધરાનું નામ–મિથ્યા નામધારી મહાત્માઓ પ્રતિ કવિને પણ લોકપ્રસિદ્ધ સુગ છે. ગ્યાની–જ્ઞાની. ઠિત (?) પિશઈ–દળશે. મૂર–મૂર્ખ. સકાર–સારવાળું, ઠેકાણાસર. નિર્નામી—અનામી. વ્યંજની—વ્યંગ્ય, ગૂઢાર્થ.

## ૨૯ પ્રેમવીશી

૫૬૧–૫૬૭ પીલૂગાલઈ–ગાલે દાબો. ચંચ–ચાંચ. સોર–અવાજ. પોતમ–આત્મા. કુકા–રૂપીઆ કે કુકા એ નામનું ગામ (?) કબાલુ-કબાલો, સહીઆરો વેપાર. બિરદ–મહત્તા. દેખાડણું–પેખણું. સાલિ–ડાંગર. સાયર–દરીઓ. લોઢીઈ–કયાસીઆસ. કપાસ જુદો પાડે. ભાતી–જાતની. મુહુ ઉઘાસિ–' મુહુ ઉઘાડસિ ' એમ પાઠ જોઇએ. વિગૂત–રચીપચી ગયો. સરખાવો:

" તેણે કરી હું ઘણું વિગુતી, એકે દિન સુખે નવ સુતી;
એ વિરહે મરવું તો વારૂ, આશા જુઠી આવ્યા સારૂ. "

( ભાલણઃ દશમસ્કંધ. )

ઉપરિ વાંસ તલઇ વીધાણું-ઉપર વાંસલો ને નીચે વીધાણો–સુતારનાં ઓજાર. પલે–પળીથી. તુછલુ–તોછડું. યોતિ–જ્યોતિ. વિણ ઉખધિ ગઈ વિરાધિ–વગર ઓસડે વરાધનો રોગ ગયો. સરખાવો.

" સ્તુતિ નિંદા અદેખાઈ આધ, પેરે ખાય પણ વાધી વ્રાધ્ય. "

( અખો: છપ્પા. )

ખેટઇ—ખેડે, કરે. વોધ પાન પીનારા, ઘટે ' વાધે ' અને ' પીનારા ' એમ પાઠ લેતાં પીવાનું [ પાન ] વધે જે પીનારા ઘટે એમ અર્થ નીકળે.

૫૬૮—૫૭૨ ફાર—(?) અંગદની વિષ્ટઇ—અંગદનું સલાહકહેણ. અંગદ—વાલી અને તારાનો ભાષાકુશલ પુત્ર. રામે અને પાછળથી કિષ્કિંધાનો રાજા બનાવ્યો હતો. બાઈ નૂહિત ભીજી ચીર—' નૂહિ તે ' એમ પાઠ યોજી શકાય—બાઈ નહાય ને વસ્ત્ર ભીંજાય. સત નેમ—સત્ય નિયમ. આસંગા—આસક્તિ. અતિપ્રેમ. વિણૂઠ—વંઠયો. ગાઈ વાઈ ગુઢઈ રાગ—ગૂઢ રાગથી ગાઈ વગાડી. સગાઇ ચહાં ઠગાઈ નહીં—જ્યાં સંબંધ ત્યાં છેતરપીંડી શી ? સાતે ગલણે ગલી—પુરી ચોકસાઇ કરી. અનાપના—અનાત્મતા. ગોધિરા [ સં. ગોધા ]—મગર. બોલ બાપ—વચન અને પિતા. લીહ—લીધી. બીહ—બી. ડરી. સૂરણનું સવાદ—સુરણના સ્વાદની યથાર્થતા. અરહટ—કુવો. ગાંમ વિચિ—નહેર ભાગમાં. બાંધી મૂકીયા—લખી મુકયા. કાથા—નિંદા, કાથાકબલા. હરિસિધ્રની—હરિપ્રાપ્તિની સિદ્ધિની. લઘુનીત—હલકી નીતિ. માજનઇ—મહાજન. ડાહુ—ડાહ્યો. બયસી સૂઇ—બેસીને સુએ. મઉવટ—મોંવાટે, મુખે. પતી—પ્રતીતિ—ખાતરી—ધીજ. જાણઈ પતી. રામ સીતાના મહાસતીપણાથી પરિચિત હતા છતાં દેવશ્રેષ્ઠ તેની કસોટી [ પતી ] કરવા તેને અગ્નિસ્નાન કરાવ્યું. ધડા ઢ કાઇ—'ધડા' પાઠ શુદ્ધ હોવો જોઇએ. જણસુ—જનો આગળ.

૫૭૭—૫૮૦ દૂબલી કાત્યુ—એ કામ દુર્બલોનું કરેલું નથી. શર મુંડાય—શિર મુંડાય. કાંણીનાં કુલ્લડાં—કાણી (સ્ત્રી)ની કુલડીઓ. દવે—દ્વિવેદીની અવટંકવાળા બ્રાહ્મણો. સધની—ધનવંત. સ્વામી છે રાવણનું હડી—હઠાગ્રહી રાવણનાએ ઉદ્ધાર કર્યો છે. છઠી—છઠ્ઠીના લેખનો દિવસ, વિધાતાછઠ (?) ગિલા—ગયા. કસ આંગલાં—આંગલાં ( ઝભલાંની ) કસ. ગાલિ નવિ ઉઠઈ ગુંબડાં—ગાળે ગુમડાં થતાં નથી. કરતાં ગાભ ગિલઈ ગ્યાભણી—ગર્ભવંતીઓના ગર્ભ છુટી જાય એવું કરવામાં એ કઠણ છે. રતાં—ઋતુએ—પાલોરાઈ એ દ્રો ખૂટતાં—તોડતાં એ દ્રો ( દુર્વા ) પલ્લવિત થશે.

## ૩૦ સદાનંદવીશી

૫૮૧—૫૮૩ મન બાધ—મનને દૃઢ કર. ખાધ—ઘા. અછતા—ગુપ્ત. રગી—રગથી, નસથી. બગબગી—કચરો, બગરી. નાગ નવઇ કુલ—નાગનાં નવ કુલો: અનંત. વાસુકી, શેષ, પદ્મનાલ, કંબલ, શંખમાલ, ધૃતરાષ્ટ્ર, તક્ષક અને કાલીય ( **નર્મકથાકોષ**). ચાકુલડિ રાજ—ચાકરડી, લોંડીનું રાજ્ય. નીષણ—નીસાન, તાકવું તે. કાગિણીની—કાગડીની. કોડિ—માફક. આગિ સાપ પંખાલુ થયુ—આગમાં સાપને પાંખો ફુટી. લાયૂ ભીડ—ભીડ આવી, સાંકડે આવ્યું. પાટા પીડ—પાટા બાંધવાનું કષ્ટ.

**પૃષ્ઠ ૭૩**

૫૮૪—૫૮૮ ભૂર—કમઅકકલનું. વરશી—સંવત્સરી, સમચરી. બ્રાહ્મણ શ્રવણનિ—બ્રાહ્મણ શ્રમણોને. ટાંડઈ [ ફા. તુંદી—ક્રોધની હાલત ]—ગુસ્સો, ટુંડાઈ. વ્હાહરાઇ—વારો. તડફડુ—વહાણું ( ? ) નક્ષત્ર—એમની સંખ્યા સત્તાવીશની છે: અશ્વિની,

ભરણી, કૃત્તિકા. રોહિણી, મૃગસર, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય. અશ્લેષા, મઘા, પૂર્વા, ઉત્તરા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂલ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા, પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા અને રેવતી (**નર્મ-કથાકોષ**) વાહ્યું–વીતી ગયું. લાકડનઇ માંકડ-લાકડું માંકડું. આંહાંથાં–અહીંથી. સાઠિ ભેદ ઉખાણા ત્રહુ વીસ—સાઠ સંખ્યાંકમાં ત્રણ અને વીસનું ઉખાણાનું રહસ્ય છે. દોષાદિસ–રાત્રિદિવસ. (?) માંજી–માંજે, સાફ કરે. સીદરી–ચીંથરાં. ધીસુ–ધીસે (?) ઠાહર નિ ઠાહર હોસિ દેહ–તારો દેહ જન્મમરણના ફેરામાં ત્યાં ને ત્યાં જ રહેશે. ફાલ–પાક. ઉસરતાંના–ઓસરતાંના, વૃદ્ધાવસ્થાના. બગ બૂડઈ વેદાંત માંહિ—ઢોંગી વેદાંતીના ડોળમાં ડુબે. વાડવ વતૂ મ દેશું કોઈ—બ્રાહ્મણ કને કોઇ સેવાચાકરી ન કરાવશો. જોગવેઈ–જોગવે; સમાળી લે. શ્રુતિ માતા આગલિ કિમ પાપ? વેદ અને માતા આગળ પાપ ક્યાં રહે? સૂર ઉગ્યું શું દીપ પ્રતાપ–ક્યાં દીવો, ક્યાં સૂર્ય? **પૃષ્ઠ ૭૪**

૫૯૩–૬૦૦ ઉછૂં–ઓછું, અધુરૂં. સરખાવો.

"કિસ્યું અણૂરૂં તાહરઈ સ્વામી?"

**(જ્ઞાનસાગર : શ્રીપાલરાસ.)**

વાહિ–ત્યાગી. હલહલતાં–અથડાતાં. ડોટિકાં–દોટકાં, ગલકાં. ઠાકર–પ્રભુ, ઠાકોર. કલેસુ–કલેશ. ધમ્યું ફૂંકયું–મોંથી ને ભૂંગળીથી ફુંકેલું. ગછઈ–જાય. આછઈ–છે થાહાર –ઠાર, ઠામ–દસ ઈંદ્રિ–પાંચ કર્મેંદ્રિયને પાંચ જ્ઞાનેંદ્રીય વાક્, હસ્ત, પાદ, ગુદ, ઉપસ્થ એ કર્મેંદ્રિય અને ત્વક્, ચક્ષુ, શ્રોત્ર, રસનાને ઘ્રાણ એ જ્ઞાનેંદ્રિય. મનને સાથે લઈ કેટલાક અગીઆરની સંખ્યા કહે છે. ઝલઝલતું—ઉજળું. અહુ પહુ—અરૂપરૂ—અરાંપરાં–અહીંતહીં. આફલ્યું–દીસટાયું. અંભ [ સં. अंभस् ]–પાણી. લ્યંગ લ્યંગ–લિંગે લિંગે. સપોષ–સંતોષથી. મઠ–આશ્રમ. શ્રીરંગિ-શ્રીરંગે, પ્રભુએ કુણ્યું–કાચું.

## ૩૧ સ્મૃતિવીશી

**પૃષ્ઠ ૭૫**

૬૦૧–૬૦૫ ચડૂડાકિણિવા–ડાકણનો વા વાયો. [ સં. डाकिनी ] અટવટ્યું—રખડયું. કાથાબાહા–કાથાકબલા, પરનિંદા. નાંદિ–(?) અછઈ–છે. પાટણના પરૂહુણા–ધુતારા. દેવતણા દિહાડા–દેવના દહાડા. લાડિકા—લાડ. છોરૂ રાઈ લડાવાં ઘટે—છોકરાં ને રાજાઓને લાડથી—પટાવીને–કામ લેવું. અંતરિ આવટઈ–હૃદયને આઘાત કરે, અથડાય. બકતા હૈઆ–બકે છે. કાંટે કાંટે વાડિ–વાડ જેમ કાંટો કાંટો ગોઠવ્યાથી થાય છે. બહુત્તિરિ ભણ્યું–બોંતેર વિદ્યામાં પ્રવીણ ઉંદરને બીલાડીએ ખાધો. ગાડરિકાં પ્રવાહ–ઘેટાંની હાર. યશા વાસ તથા આચાર–જેવી વસતિમાં વસીએ તેવીના આચાર પાળીએ. ખાંચ–ખાંચો, વાંધો. પરિઅટ–પ્રવાસ સમધરઇ–સમુદ્ધરે, ઉદ્ધારે. ગાઈ રતન ગળ્યું શું કરઈ?–રત્ન માટે ગાયનો કેમ વધ થાય. સુણહાનઈ–સોનાને, સુવર્ણને. ઘાઉ–ઘા, ઘાવ.

પૃષ્ઠ ૭૬

૬૦૯–૬૧૭ કાંણી–મર્યાદા. લોટી–નાનો લોટો. ધુલુ શવિ દૂધ ના હોઈ–ઉજળું [ ધુલુ ] એટલું દૂધ નહીં. પાસ પાડવા–જાળમાં લેવા, રંગ જમાવવા. ભરકી–ભુરકી, ઉર્ફ્યા–ઉપરનાં. ધરાં–ધરા, ઉંડી પાણીની ખો. ગહિગલ્યાં નિંધાં. અણબૂડ–અણડુબ્યા. વેદ પુરાણ તણા અર્થ કોડિ, માંહિ આણ્યા ઘાલ્યા જોડી–જુનાં વેદપુરાણોના અર્થમાં જે ધાલમેલ થઇ છે તે તરફ કવિ ઇસારો કરે છે. પરમાંડવે પ્રાસઇ આપણી–પારકે માંડવે આપણું પીરસણ. બાલતુ–'બલતુ' પાઠથી માત્રા સચવાય છે. ધુણુ–'ધાણુ' પાઠ પ્રાસયુક્ત બની ઠીક અર્થ સૂચવે છે–સત્યાનાશની પાટી. માંડા તણા સ્વાદ જે લહિ યેણે માંડા ચાખ્યા હુઇ–પોતાને ઉદ્દેશીને કવિ કહે છે: માંડણની જેને સાચી ઓળખ થઈ હશે તે માંડણના સ્વાદની લહેજત માણી શકશે. ભાગુ પાગ ખજૂરા તણું—સરખાવો:

"કરયો ખજુરો ખોડો થાય ?"

**( શ્રીધર: રાવણમંદોદરીસંવાદ. )**

સિદ્ધા—સિદ્ધિ પામ્યા. ગોરખ મછંદ્ર—એ નામના મશહુર મહાયોગીઓ—ગોરખનાથ અને મત્સ્યેન્દ્રનાથ. ભૂર—મૂર્ખ. રણતૂર–રણાંગણનું તતુડું. ઠાકુર તણા ઠાઠ માંડીઆ–પ્રભુભક્તિના બાહ્યાડંબર માટે માંડણકવિ પણ એ અનાથ [અણાથિ] —નિર્બલતા–ના ડાંડીઆ છે એમ કહી પ્રહાર કરે છે.

પૃષ્ઠ ૭૭

૬૧૮–૬૨૦ ઉલગુ—સેવ્યું. અંતરિ યેજ ચુરાસી જંત—અંદરથી તો તેઓ ચોરાશીના ફેરામાં ખદબદતા જંતુઓ છે. જઈન કહિ મુક્તિ વશા—જૈન સંપ્રદાય પ્રતિ આ કવિના પ્રહાર છે. ખલિવારૂ–ખોડો, ઉંદરી (?) જૂઈ–જુ. માલિમ–માલમ, જાણીતું. અહારી–અઢાર (?) સાસ ને સોસ–શ્વાસ અને આશા.

## ૩૨ સંતોષવીશી

૬૨૧–૬૨૪ તુસઈ—તોષથી, સંતોષથી. ભ્રમ્મ—ભ્રમ. શમ્મ—શ્રમ. તિલવટ—તલનો સમૂહ. ગોહુ—ઘઉં. વસુદેવ—વાસુદેવ. ભસ્મ માંહિ હવિ હોમ્યુ તિશુ—અગ્નિને બદલે રાખોડીમાં હોમ કર્યો હોય તેના જેવું. રાઉરવાડી–ટંટારીસાદ. પીશામાંહિ પીશી જો કહ્યુ—पिष्टस्य पेश અથવા चर्वितस्य चर्वणं અથવા રાંધ્યું રંધાય. તેરસિ ત્રીજ—અસંભવિત.

પૃષ્ઠ ૭૮

૬૨૫–૬૩૩ ચાંદ્રણે શીઝાય—ચાંદરણાથી બળે. હેવ્યાનૂ—હેવાનું. એકિઇ સુહુણઈ રાત્રિ ન વ્યાહી—એક સ્વપ્ને રાત ન પુરી થાય.

અણસરી–અનુસરે. કાન્હડી–કહાને. વાંસઈ–પાછળ. ખડી ધરી–ખડા રહી (?) બિ પુહુરની છાહિ—બે પહોરની છાંયડી. છાંહ—છાંય. કર્યું (?) રઘરાઈ—રઘુરાય,

રાઘવ. દૂહુ ઉથલુ જહીંઈ થઈ જાઈ–જ્યાં દૂહાનો ઉથલો થઈ જાય. ઘર–(?) છંગવિ–(?) સાંગણુ—(?) સરભરિ—બરાબર ભરપાઇ. સાંચ્યું-સંચિત, સંઘર્યું. ચાહડબાહડ–(?)

હાકઇ હણે પચારઈ નડઈ—હાંકવાથી મારી નાંખે ને પ્રચાર્યાથી વિઘ્નરૂપ થાય. ફોડુ-ફોડલો, ફોલ્લો. ડાંભે હાથ—ડાબા હાથે. ગોડિ કરઈ નાગરી–નાગરની દોરતી વિશ્વાસપાત્ર કે લાભની નથી. વાઢિ–વાડ. ઇહ–એ.

**પૃષ્ઠ ૭૯**

૬૩૪–૬૪૨ સોહલું સારંગપાણિ—સુલભ (સારંગ જેના હાથમાં છે એવા) પ્રભુ. કાણી લગન...કાણી કન્યાના લગનમાં વઘ્ન કૈં કૈં હોય. લંડ—લંડ, પાખંડીઓ. મઠ-વાસી—મઠના રહેવાસીઓ. વલા—વળા. કવલિ—કોળીએ [ સં. कवलः ઉપરથી. ] સરખાવો ' કલવો. ' મક્ષકા—મક્ષિકા. ગનઈ—ગુને, દોષમાં. રાંઝઇ—રાંધે (?) ખુસટનુ ઉધારૂં કિશું ? ધોલ ધડ લઇને મારવી. કોપરિ–કોપરે. કુચ–કુચા. ભાલોડ–તીર. મહેશ્વરી—મહેશ્વરનું અનુયાયી. ગાંગતૂ—બરાડા પાડતું. માનીયા—વર્તનમાં મુકયા. શિબિકયા—પાલખીએ. સાંભર્યા–યાદ આવ્યા. વિસ્તરા—વિસ્તાર્યા. ચ્યુહુ અંગુલિ–ચાર આંગળીએ.

**પૃષ્ઠ ૮૦**

૬૪૩–૬૪૪ કુછિત [ સં. कुत्सित ]–નઠારી. કર્ણરસ–સાંભળવાનો રસ. અનેક કયા–સંખ્યાબંધ. જેતુ–જેટલું. જનસાથ–લોકમંડલ,

# શ્રીધરકૃત

## રાવણ મંદોદરી સંવાદ

### સમજુતી

પૃષ્ઠ ૮૧

૬૪૫–૬૪૯× શ્રીધરકવિ એના આ કાવ્યનો આરંભ એના મંગલાચરણમાં ત્રિમૂર્તિ દેવોનાં યુગલોના નામસ્મરણથી કરતો લાગે છે. આથી આદ્ય પંક્તિના આદ્ય શબ્દ 'ગણેશ'ને સ્થાને 'ગિરીશ' પાઠ યોજવો વિશેષ ઉચિત લાગે છે. શિવ અને પાર્વતી, રામ અને સીતા, બ્રહ્મા અને બ્રહ્માણીઃ આ ત્રણ દિવ્ય દંપતીઓનું એ મંગલ સ્મરણ કરી કહે છે કે તેઓમાં [ તાસ ] પણ શ્રેષ્ઠ [ શિરોમણિ ] આદ્ય-શક્તિ–અંબા–[ શિવશક્તિ ] છે. આ સૌ મને શ્રીધરને શ્રેષ્ઠ વાણી આપો!

શશિહર [ સં. શશધરઃ ]–ચંદ્ર. પૂર્ણિ [ સોલે ] કલાએ ખીલેલો આસો માસની શરદપૂર્ણિમાનો ચંદ્ર [ મયંક ] જેવો હોય તેવો ચંદ્ર. આવા ચંદ્રનો જેવો અમૃતરસ [ અમીરસ ] હોય તેવી અમૃતભરી વાણીનો રસ હું ઉચરવા માગું છું–એવો કે જેમાં દેવો ( વિબુધો ) દોષ [ વંક ] ન કાઢી શકે. હે દેવદેવીઓ! મારાં અનુચિત વચનો [ વંક વયણ ] ને ઉચિત [ પદ્ધરાં ] કરી, એક અક્ષર પણ અવિ-ધિપુરઃસર મારી પાસે ન પઢાવી પૂર્વે થઈ ગયેલા કવિઓ [ કવિતા ]ના હાથ પકડાવીને મને [ મુઝ ] માર્ગ દેખાડો. પરિ પીંગલ પ્રીછઉ નહીં–હું પિંગલાચાર્ય ( કાવ્યવિદ્યાના આચાર્ય )ના કાવ્યબંધના કૈં પ્રકાર [ પેર ]થી અજાણ્યો છું. ભરહ ન જાણું ભત્તિ–નાટયાચાર્ય ભરતમુનિ [ ભરહ ]ના નાટયભેદ [ ભત્તિ ]નું પણ મને ભાન નથી. 'અપરમ'ને બદલે 'અપર' પાઠ શુદ્ધ થઈ પડશે. અપર પરમ—જેનાથી બીજો પર [ મોટો ] નથી તેવાને અનુસરી [ અણસરી ] વાણીના ( ત્રિમૂ-ર્તિદેવ ગણપતિ, સરસ્વતી અને ગુરૂમાંના એક ) ગણેશ [ ગણપત્તિ ] મારી વાણીના ગુણ બોલશે, વખાણશે.

---

× સ્વ. મણિલાલ વ્યાસે ગાંડણના ઉખાણા પછી શ્રીધરની આ કૃતિને નવીન પૃષ્ઠોના જુદા સંખ્યાંક કે કડીઓના જુદા સંખ્યાંક નહીં આપતાં સળંગ રાખ્યા છે. કડીઓના સંખ્યાંક વીશે આથી ખુલાસો કરવો યોગ્ય છે કે મંગલાચરણ અને ઉપસંહારના દુહાઓ સીવાયની બધીએ ચોપાઇઓના સંખ્યાંક એક ચોપાઇને બદલે ચોપાઈના જોડકાને આપ્યા છે. આમ ચોપાઇઓની સંખ્યા અર્ધી કરી નાંખી છે તે ભુલ છે. આ ભુલને લીધે જે જે પ્રતો ઉપરથી એમણે સંશોધન કરી આ કાવ્ય છપાવ્યું છે તેમની સાથે કે ઉપલબ્ધ બીજી પ્રતો સાથે સંખ્યા કે સંખ્યાંક મેળવી સરખાવવાનું કામ અઘરૂં થઈ પડે છે. અભ્યાસકે આ વસ્તુસ્થિતિ ખ્યાલમાં રાખી સરખામણી કરવી ઉચિત થઈ પડશે, **શંકરપ્રસાદ રાવલ.**

મારી સરસ્વતી [ ભારતી ]ના ગુણ ગણપતિ ભાખશે. જરાએ [ રતિ ] પાપ [ પાતિક ] પોતે નહીં રહે. અવિરલ–સામાન્ય. અસી–એવી. ગ્રીષ્મ રતિ ગંગાજલ જિસી–ઉનાળામાં જેવી ઠંડા ગંગાજળ પ્રતિ પ્રીતિ હોય છે તેવી ઉનાળામા ગંગાજલસ્નાનનો રસ ઓર હોય છે.

રઢિ–રઢ, દુરાગ્રહ. રાવણનો દુરાગ્રહ અને મંદોદરીની શુદ્ધ મતિ કવિ ઉખાણાથી ભરીને આલેખશે.

રામકથા સોનું નઈ સરહું—રામવાર્તા એ સુવર્ણ અને સુગંધ [ સરહું ]નો સુભગ મેળ છે. સોય કવિ સીધર જડસિ ખરહું–' સો...જુડસિ ખરૂં ' એમ શુદ્ધ પાઠ જોઇએ—તે શ્રીધરકવિ સાચી રીતે કાવ્યમાં બાંધશે [ જુડસિ ]

૬૫૦–૬૫૧ મૂઢી–મૂર્ખતાભરી. અંતેઉરી [ સં. अंतपुरः ઉપરથી બનેલું સ્ત્રીલિંગ રૂપ ]—રણવાસ. જુઓ:

> " વૈશંપાયન લેઈ વેગિ અંતેઉરિ માંહાં જાઉ,
> માતંગીનિ કહિ માહારાજ, તહ્મો ઊતારી થાઉ."
>
> ( ભાલણ: કાદંબરી. )

કાશ્યપ વંશયત ણી કુલવહૂ—[ સીતા. કશ્યપ–મરીચિ પ્રજાપતિના પુત્ર. દક્ષની તેર કન્યાઓ તેમને પરણી હતી. મોટી અદિતિથી તેમને બાર આદિત્યો ને ત્યારપછી દેવતા થયા. દિતિથી દૈત્યો થયા. કશ્યપની સૃષ્ટિમાં દેવ, દાનવ મનુષ્યો થયાં છે. ( નર્મકથાકોષ. )] સૂર્યના વંશજ દશરથની કુલવધુ. પન્નગ—નાગ. સુર, નર, પન્નગ–ત્રણે લોક: સ્વર્ગ મૃત્યુ ને પાતાલ. આમિષ—માંસ. પાંડી—(પીંડ) શુદ્ધ શબ્દ છે. પોતાનું. પ્રાસિ—ખાય.

' કોઈ ન મઝ કાહવિ દાનવી ' એમ પાઠ જોઇએ. જનઋષિ—જનક રાજર્ષિ, જનરખ,—જનકવિદેહીની પુત્રી, સીતા, બ્રહ્માણિક—બ્રાહ્મણથી જન્મેલી. ખભેડી—ખાંધે. ખુતી—કળી. કવલી—' કપિલી ' શુદ્ધ શબ્દ છે—ગોરી. પરઠઉ—મુકયો. [ સં. प्रस्थापयामि ઉપરથી ભૂતકાલ. ]

**પૃષ્ઠ ૮૨**

૬૫૨–૬૫૩ કલહા થકી—કંકાસથી. અખિકુઅર—અક્ષયકુમાર–રાવણનો પુત્ર જેને હનુમાને પહેલાં માર્યો હતો તે. આવટયો—અફાળ્યો. કંધોધર [ સં. स्कंध+धरः ] —ખાંધનો ધરનાર. જે વઢતાં ન વાહારવઈ આજ—'જે વઢતાં નવિ હારવઈ આજ' એમ પાઠ જોઇએ—જે લઢતાં કદી આજે હાર ન પામત. ગલૂં ગરોળ્યું કીંહાં કાજ—અર્થ સુસ્પષ્ટ નથી થતો.

વિલહઈ—' વિલઈ ' પાઠ શુદ્ધ કહેવાય. કશ્યો ખજુરો ખોડો થાય ?—મારે મન તો કાનખજુરાનો એક પગ તુટવા જેવું છે. ખોડો [ સં. खंज ]—લંગડો. ચોરાસી—સંસ્કૃતમાં કાનખજુરા માટે ' शतपदः ' શબ્દ છે.

૬૫૪–૬૫૫ અસન–અસન્ન—સંજ્ઞા વગરનો, મૂર્ખ. નરેશ—નૃવંશ.

વેસ—'વંશ' પાઠાંતર ઉચિત છે. લૂણો—ક્ષય, ખવાઇ જવું તે. ધણ કણ કંચન—રાવણની સાહબી, પૈસો ધાન્ય તથા સોનું. રૂદ્રિ—મહાદેવે. તુંબિણી—તુંબડી. ચિતવત્—'ચિતવિ' પાઠ જોઇએ—ધાર્યું. વિણસઈ—વિનાશ કરે. ઘરગોરણી—ઘરગુરૂણી—ઘરગોરણી. પાહની તણી બુદ્ધિ—સ્ત્રીની બુદ્ધિ પગપાનીએ વસતી કહી છે. કૈલાસિ—શિવનું નિવાસસ્થાન. ઈંડા [ સં. अंडः ]—ઇંડાં. કલાપીનાં ઈંડાં—મોરનાં ઇંડાં.

૬૫૬-૬૫૭ ચતુરમણિ—હોંસીઆરીથી. પંચવટી—નાસીક પાસેનું પાંચ વડોનું સ્થાન. બૂઝીયો—જાણ્યો. હાથિ કમંડળ લીધૂં—તું સંન્યાસી થયો. મેહલા—મહિલા—આ શબ્દ દેશ્ય સંસ્કૃતમાં દસમા શતકથી દાખલ થઈ ગયો છે. સૂરઉ—શૂરાતનભર્યું, 'શુર. પહિરી પથરણિ—પહેરેલ [ पाथरण ] વસ્ત્રે ભાત સમજું. ભાખારી—રામ માટે રાવણ આ શબ્દ વાપરે છે. ખણિ—કાપે. દરસણી [ સં. दर्शनी ]—સંન્યાસી. અમરાપુરી—દેવોની રાજ્યધાની, ધામ. કીડી—રામરૂપી કીડી ઉપર લશ્કર શાં લઇ જવાં હતાં ? કેસરી [ સં. केसरिन् ]—સિંહ. મયગલ—હાથીઓ, [ સં. मदकलः અ. મયગલુ—મેગલ. ]

પૃષ્ઠ ૮૩

૬૫૮ ફરસરામ—પરશુરામ, રામજામદગ્નેય, વિષ્ણુના છઠ્ઠા અવતાર. એમણે એકવીશ વાર પૃથ્વી ક્ષત્રિયવિહોણી કરી હતી. ફરણા—ગતિ, દિવ્યગતિ. ત્રંબક [ સં. त्र्यंबकं ]—એ નામનું શિવનું વજનદાર ધનુષ્ય. ગુરલ [ સં. गरलः ]—ઝેર ગરઢૂ—જાનું, વધારે ઝેરી.

૬૫૯ ઘરિણી—ગૃહિણી, ઘરવાળી. સૂધી સાધવી—સરલ અને પવિત્ર. લાંપુ લવી-લાંબું ટૂંકું બોલે, લવારો કરે. સીકોતરિનું સંઘાત સહી—જરૂર તને કોઈ મેલી દેવી [સીકોતરી] ની દોસ્તી થઈ લાગે છે. આગિ...મ જાણિ—આગળ એવી કહેવત હતી કે માતા શ્મશાન વસતી છતાં તેને ઓળખનારી પણ એવી જ હતીઃ આવો કૈં અર્થ ઘટે ?

૬૬૦ શ્રી—'સી' પાઠ શુદ્ધ છે—સીતા. પોપટ......મજારિ—પાંખો ફફડાવી ભારે અવાજ કરનારો પોપટ બધી વિદ્યાઓ ભણ્યો હતો છતાં બીલાડીને હાથે મૃત્યુ પામ્યો હતો એવી કોઈ વાત ઉપરથી કવિએ આ ઉખાણું વાપર્યું લાગે છે.

૬૬૧ મોહિતિ ચડી—મહત્વવાળી થઇ, ફાટી ગઈ. મિદાણવ તણી—મયદાનવની પુત્રી. મયદાનવ—મય રાક્ષસ મંદોદરીનો પિતા. એણે રાવણને પ્રાણાંતકાલે ઉપયોગી થાય એવી એક કૃત્યા આપી હતી જેનો ઉપયોગ લક્ષ્મણ સાથે થયો હતો. (**નર્મકથાકોષ.**) પદમનાગિણી—પાતાળના મહાપદ્મ નાગના કુળની. ડૂંબડી [ સં. डुंबकः ઉપરથી ]—ઝેરી સાપણ. ડિંડા—ડીંડવા એ નામની સાપની એક જાત હોય છે. તે ઝેરી નથી હોતી.

૬૬૨—દાઢ ચાંપી—દાંત કચકચાવી. વાટ વુલ્યા—લઢવાને પંથે પડયા. ઋષિ જાગ—વિશ્વામિત્રના યજ્ઞો. ધુરા—મરાયા.

**પૃષ્ઠ ૮૪**

ખરદૂખર ત્રસર—એ નામના રાક્ષસો. સુરપનખા-શૂર્પણખા-રાવણની બહેન જેનાં લક્ષ્મણે નાકકાન કાપી લીધાં હતાં. દેવટ-દિશાવાટ. કાઢી મુકવું તે

૬૬૩-૬૬૪ આદૂ વાવેસિ અવધ્યા ઠામી-અયોધ્યાનગરીને ઉજડ કરી તેનાં ખેતર બનાવી આદૂ વાવીશ. ડુંબીની દરિ [ સં. डुंबकः ઉપરથી ]-ડીંડવું અથવા એરૂ એ નામની વગરઝેરી સાપની જાત. આથ-અર્થે. રામને હું ઝેરી નાગ નહીં પણ એરૂ જેવો ગણું છું. એ શું કરશે? લોટો લૂસિ લંકા તણો-લંકાના યશકળશ તે લુંટી જશે. એક કપિ—હનુમાને. આંખી દીઠુ સાખિ ન હોઈ-જે તેં તારી આંખોથી જ જોયું તેની સચ્ચાઈ સારૂ સાક્ષીની જરૂર છે નહીં. છહિલ [ પ્રા. छइल्लु ]—છેલ, ફાંકડો. વાઢ્યું વન—વનવાડીઓ કાપીખુંદી વેરાન કરી. હરિ-વાનર. કુંભતી-છાગું.

૬૬૫-૬૬૬ ભાતિ......કાંબલિ?—ભાત સારી ઉઠે તે ભીંત ઉપર, કાંબળી ઉપર છાપ [ બીબૂ ] કોણ પાડે? ઝુંઝાર [ સં. युद्धकारः ]—યોદ્ધા. સરટા—રીંછ. બીજો અર્થ 'કુદતા' પણ થાય છે. નાક વઢાવી કરિ કસોણ-માંડણે પણ આ કહેવતનો ઉપયોગ કર્યો છે. કસોણ-કશુકન-અપશકુન. સરિ સંધાર્યા-સીતાએ માર્યા. સીતાને પગલે આમ અયોધ્યામાં બન્યું છે તો તારી શી વાત? થલ......રહી-જમીનવિભાગને જમાનદોસ્ત કરી અગ્નિ લઈ સીતા હવે જળવિભાગને સળગાવવા આવી છે.

૬૬૭-૬૬૮-ઉડઇ-'ઉભઈ' પાઠાંતર યોગ્ય લાગે છે. ગયમર-(?) સૂંઢાલી-સુંઢાડી, એકઠાં કરી. ખાલડ-ઘર. કાઠીઆવાડમાં 'ખાલડું' કહે છે. વળી જુઓઃ

"ઈક્કા ચોરી સા કીયા જત ખોલડઈ ન માઇ;
બીજી ચોરી જઈ કરઈ, ચારણ ચોર ન થાઈ"

**( જુની ગુજરાતી. )**

વલઇ-વળે. છોકરબાકર—છોકરાંબોકરાં અથવા છોકરાં અને બકરાં. ભૂંડાં જમલી ભૂખિં મુઈ-ભુંડા રામના સહવાસમાં બીચારી સીતા ભુખે મરી ગઈ તે રખડતી રખડતી હવે રાજાને ઘેર [ રા આગણિ ] આવી છે. સમરધિ-સમૃદ્ધિ. હરસધિ—(?) સહિસારજનરૂં—સહસ્રાર્જુન એ કૃતવીર્યનો પુત્ર કાર્તવીર્ય અને જમદગ્નિની કામધેનુનો ચોર. પરશુરામે એને શિક્ષા કરી હતી ને હૈહયો સાથે મહાયુદ્ધો ખેડી એના કુલનો નાશ કર્યો હતો. રાવણ એના સામો થતાં એણે એને બગલમાં ઘાલી દાબી રાખ્યો હતો. કૃત્યા-કુલવિનાશ. જલતનયા-લક્ષ્મી, સીતા. તજિ-તજ.

**પૃષ્ઠ ૮૫**

૬૬૯ કોરડાં કથન-સખ્ત શબ્દો [ સં. कठोर ઉપરથી ]—આપ હાણિ જણ થાસિ હસૂં-પોતાને નુકસાન ને લોકોમાં ઉપરથી હસારત. વતૂ-તહેનાત. ઉલગિ-સેવા કરે. લેંડિ-લીંડી. ગ્રામ્ય પ્રયોગ.

૬૭૦–૬૭૧ ચપલ નેત્ર નઇ ચંપાવની–મંદોદરી પોતાના સૌંદર્યનો ઉલ્લેખ કરે છે. ચંપાવની–ચંપકવરણી–માટે જુઓ પ્રસિદ્ધ અપભ્રંશ પંક્તિ:

" ઢોલ્લા સામલા ધન ચંપાવણ્ણી. "

કારિમી–કારમી, રૂપ રૂપનો ભંડાર હોય તેવી. નાંખિ...ભણી–અર્થ સ્પષ્ટ થતો નથી. પળસિ—પળશે, ચાલશે. હું......માંહિ–ઘરમાં કોઈ ગણે નહીં ને કહે હું વરની બા, વરની માસી. વાયસ......બલિ–તને સીતા ગમે કે ન ગમે, મારે તે હકીકત સાથે નીસ્બત શી ? કાગ કે વાઘ મનને રૂચે તો મેળાપ કરે. સુખડ સાથે સ્નેહ બાંધી સાપ સરખા એ ભેગા બળી મરે છે તો મારી શી વાત ? સુખડ [ સં. सुकटः ] જુઓ:

" અગરૂ ચંદનના ઓરડા રે સુખડ જડીઆં કમાડ. "

( ગુજરાતી સ્ત્રીગીતો. )

૬૭૨–૬૭૩ ઉભાર્યો—તાજો કર્યો. ભાજઈ—સોહે. જા આંધલો...વલિ—જ્યાં આંધળો જઈને માથું ન પટકે ત્યાં તારા જેવો દેખતો હિંમતભેર જાય છે. બાભણ—બ્રાહ્મણ. બ્રાહ્મણ બુદ્ધિ પાછળ મતની ગણાય છે. મુધિ [ સં. मिथ्या ]–નાહક. વેઠિવાડી–વેઠવારો. શિંધાશનિ સૂકું ચામડું–રામના વનવાસને લીધે ભરતે અયોધ્યામાં રામની પાવડીઓ [ સૂકું ચામડું ] રાખી હતી તે પ્રત્યે રાવણનો આ કટાક્ષ છે.

પીઆરિ......જણા–દશરથના ચારે પુત્રો ચૈત્રની નવરાત્રિઓમાં માતાનું નૈવેદ્ય પણ પારકે પુડે કરે છે–એટલા બધા એ કંગાલ થઈ ગયા છે: આમ અર્થ ઘટે ?

૬૭૪ વાંદઈ–વાદે. અરમાહા–અપરમાતા, ઓરમાઇ મા. કુકઠ–(?) કાઠ–લાકડું. ખીર વ્રખિ–ખેરને ઝાડે.

પૃષ્ઠ ૮૬

કોપર–કોણી, ઘુંટણ [ સં. कुर्परः ઉપરથી ] બેહુ કામિનીનૂં.

૬૭૫—૬૭૮...દંત—રાવણ કહે છે: બે વૈયરનો ધણી બેની લઢવાડથી બળ્યા કરે અને એને પથ્થર કરડી દાંત પાડવા જેવું થાય. અર્થાત્ મારે તો એક સીતાજ જોઇએ છે. શાખામૃગ–વાંદરા. કોસીસિ–કોટના કાંગરા ઉપર. ઠાકુર–રાજા. થડહડી–(?) પંખાલ—પાંખાળા. પલિવંગ [ સં. प्लवंगः ]—વાનરો, હેલાં—પળ માત્રમાં. સાતુ સાયર–સાતે સમુદ્ર. મંકડ–વાનર, આસાઉલી—(?)

પારો–ધાતુની એક જાત. એ શરીરમાંથી ફુટી નીકળે છે. બહિચરનો કુકડો–બહુચરનો મરઘો. વીઝ–વીઝણો–વીંધણો–ફાડવાનું હથીઆર. વિછણિ [સં. वृश्चिकः]—વીંછુ. વનરાય—સિંહ. મસલી–મસળી, ચોળી.

૬૭૯ શલો–કહેવાટ, છીવડાં પડવાં તે. જરઈ–પચાવે. વડવાનલ–અગ્નિના ત્રણ પ્રકારમાંનો એક: અગ્નિ, જઠરાગ્નિ અને વડવાનલ ( નર્મકથાકોષ. ) અહીઅર–અજગર.

**પૃષ્ઠ ૮૭**

૬૮૦ ચંદણ ગોહ–ચંદન ઘો, ઉડણ ઘો. નંદીગણના સ્વામી–શિવ. શિવના મુખ્ય ત્રણ હજુરીઆમાંનો એક. સવેલી શીત–પરણેલી સીતા. 'સવેલી કન્યા' એ ગુજરાતમાં જાણીતો શબ્દપ્રયોગ છે.

૬૮૧–૬૮૨ તૂપ–ઘી. લોધી (?)–ચિણો......પડિ–નાનકડો ચણો બહુ કરીને કેટલું વીર્ય દાખવે? એ ભાડ કુદીને સીધો બહાર પડે. રામનું શું ગજું? મૂલિન–'પુલિન' પાઠ હોવો જોઈએ–કીનારા.

૬૮૩–૬૮૪ ચાલાનું ચેત–ચાલવાની ચેતના. જલહર–જલધર, સમુદ્ર. વિષહર—નાગ. સપનાંતરિ–સ્વપ્નામાં. જુઓ:

"સ્વપ્નાંતરમાં દીઠી સોરઠીઆની જાનરે!
સ્વપ્નાંતરમાં વડસસરા ભગવાન રે!"
(**પ્રેમાનંદ: ઓખાહરણ.**)

વાલી—સુગ્રીવનો ભાઈ તેકિષ્કિંધાનો વાનરરાજ. એણે ધ્યાનભગ્ન કરવાના અપરાધને લીધે રાવણને માર્યો હતો. રામે વાલીને મારી લંકાયુદ્ધ પછી સુગ્રીવને ગાદી આપી હતી. પરાછી -(?)

**પૃષ્ઠ ૮૮**

૬૮૫—૬૮૬ પેટનાટ—પેટના નાટક, તમાસા. મહીઅલ—મહીસ્થલી, પૃથ્વી. માંકડે ભીખઈ જેગી ખાઈ—વાનર માગી લાવે ને જોગી ખાય. લક્ષ્મણના ઉપર રાવણે આ કટાક્ષ કર્યો છે. અસમધા મિલ્યા–લાકડે માંકડાં ભળ્યાં છે. અહિ–સાપ. આઉલી–આવળ બાવલી–નાનો બાવલીઓ.

એ નૂં હુઇ સંકર સહિકાર–રામ સાથેનું યુદ્ધ તે પેલા ભોળા શંકર સાથેનો સહકાર નથી, રામના સપાટા ઓરજ પડશે. આમલી–મચરડીને. અગારિ–અગાડિ–આગળ. તાડિકા—તાટકા રાક્ષસી—રાવણની બહેન. દેવતાઓના વિમાનમાર્ગમાં એ નડતર કર્યા કરતી હતી. તેને રામે વિશ્વામિત્ર સાથે જનકયજ્ઞમાં જતાં મારી નાંખી હતી. (**નર્મકથાકોષ.**) ચકચાલ–જાગ્રત.

૬૮૭—૬૮૮ કલ્યાંતિ—'કલ્પાંતિ' પાઠ શુદ્ધ લાગે છે. સોવનવની—સુવર્ણ દેહની. વાકુલ–વલ્કલ, છાલનાં વસ્ત્રો. ચૂડાઇ–છુંદાય, ઝુડાય. સૂરો તન સંનાહિ ભર્યો–શૂરવીર શરીરે બખ્તરથી સુસજ્જ છે. પાખરો–બખ્તરવાળો. પંચાયણ–પંચાનન, સિંહ(?)

૬૮૯–૬૯૦ પાખર–બખ્તર. કગર—(?) લોહી—સંબંધ, એક લોહીનો સંબંધ. પીડિ— પીડા, દુ:ખ. કોઇ ભાહુતિ ન ભાજિ ભીડિ—ભાહુતી વાંદરાંથી રામનો ગજ નહીંજ વાગે. ભારથિ–બહાદૂર લડવૈયા. અપતિ–(?) અસૂરાણ–અસુરોને હરિઘરણી–હરપ્રિયા, પાર્વતી. ઘાણ—કચ્ચરઘાણ. મહિષાસુર—એણે સો વર્ષ ઈંદ્રાદિક દેવો સાથે યુદ્ધ કર્યું હતું. દેવોના તેજમાંથી ઉત્પન્ન થયેલી દેવીએ અને તેના સિંહે તેનું મૃત્યુ આણ્યું હતું. શુંભનિશુંભ–દિતિના બે રાક્ષસપુત્રો જેમને દુર્ગાએ સંહાર્યા

હતા. ડંભ–વેરભાવ. તું અજુઆ લિસિ તેહના ડંભ–આગળનાં જુનાં વેર તું એક વાર ફરી પ્રકાશમાં આણીશ, તાજાં કરીશ. સાજાં...વટાવ—બધાનોએ રામ હાથે એક લાકડીએ સંહાર થઇ જશે.

પૃષ્ઠ ૮૯

૬૯૧–૬૯૪ દાવડૂં–દાવ, યુદ્ધનો દાવ. ભડવાય–લડવાનું છે. રામ રમતિ કરસિ તે સહી–રામ બાલકની રમત જેવું કરશે એ ચોક્કસ. તું ઘર ઉહી થઈ–તે ઘરમાં તકરાર ઘાલી. કાકડી–ફાગું ચીભડું. વિરાલ–(?) હલુઆ–હલકટ. હાજી કરી–હાજીહા કરી, ખુશામદ કરી. જોવા પીયારૂં પેખણું—પારકાનો તમાસો જોવા માટે. કલિજ–કાળજું. પ્રીણિ–પ્રીત. પાહાનુ–દુધધારા, સ્તનધારા. સોકી–શોક્ય. સાંસહિ—ખમી અહિનાણ [ સં. अभिधानं ]–એંધાણ, ચિન્હ. અબલા...પલ્હાણ–સ્ત્રી ને ઉંટ બેને બુમો મારતાંજ પલાણવાં, વશ કરવાં. થડવટ–બુઠ્ઠાં. ત્રિગઢ–એ નામનો લંકાનો પર્વત. એના ઉપર રાવણનો અજેય ગઢ હતો. થાસિ ચૂકા ચકાબોહ (?)

પૃષ્ઠ ૯૦

૬૯૫–૬૯૮ બોહડ–બોડ. દાદૂરી [ સં. दर्दुरी ]—દેડકી. ગોરડી–ગોરણી. વગડની–વગડાની. વનિતા...ભણઇ–વનિતા અને વીરરસનો મેળ નથી મળતો. કુંયરિ ...કિણઇ–(?) માગઇ મોતીની ધુધરી–મોતીના બાકળા [ ધુધરી ] ખાધી નહીં ખવાય. પાસ–જાળ. ઈસાનિ–શિવ. છેછકું (?) છાક–મદ રતી–જરાએ અંશે. વિરાશા–(?)

૬૯૯–૭૦૧ સરપાગ્રુ–બળતણ. અચલ–પહાડ. બીજોરી –બીજોરાંની વેલી. વિપ્રીત–ઉલટી. વિલસિ......ચિત–ભમરો ચંપાના ફુલને અડકતો નથી. આઉલિનાં ફૂલ–આવલનાં ફુલ. લહુઅડી–લઘુ, નાની.

પૃષ્ઠ ૯૧

૭૦૨–૭૦૭ સરાપિ–શાપથી. લેખવઈ–ગણે. માઇ ન માસી ગાધિહ ગોત્ર–ગધેડાના કુલમાં મા કોણ ને માસી કોણ તેનો વિવેક ન હોય. સુંખિણી–શંખિણી. ટલી–ટળે. ગણ્યા દિહ માંહિ–ગણતર દિવસોમાં. અહિવાતન–સૌભાગ્ય. સાદરી–આદરયુક્ત. આણાવહિ–મોકલી દઇને. કાલાખિરૂ—(?) સીખામણ...કરી–પંચતંત્રમાંની ચોરી ચકલી અને અનાડી વાંદરાની વાત. મૂર્ખને ઉપદેશ આપતાં ઉલટું ચકલીને ગૃહભગ્ન થવું પડયું હતું. નીસાહાર–નીસાન, ઢોલ. તાળોટી–તાલી. પોગર–કાચી ધાતુ.

પૃષ્ઠ ૯૨

૭૦૮–૭૧૩ શિલ–શૈલ, પથ્થર. સંતામણ–દુઃખ. ઇન્દ્રજયત–ઈંદ્રજીત રાવણ ને મંદોદરીનો પુત્ર. ઈન્દ્રને જીતવાથી એનું નામ ઈંદ્રજીત પડયું હતું. દાહ–દાવ. દાહ–સંતાપ. ભુયંગમ–સાપ. ધુલરનાં ઘણ—(?) થડ સિંચઇ શાખા સમધાઈ–થડને પાણી આપવાથી ડાળાં પત્રો નવપલ્લવિત થશે. પશૂપતિ–શિવ. કબાડી–અનાડી. કોઈલા–લાળા. ખેડણહાર–ખેડનારો. કરચલિ–કરચલી. તોઇ–પાણી. સીહ......ખાય–સિંહને

સો ઉપવાસ [ લંઘણ ] થાય છતાં હાથી વગર એ અન્યનું માંસ નથી ખાતો. ઓંટી–ઝૂંટી. ગુડિ ગજ લૂંટાઈ ભંડાર–મારવો તો હાથી ને લુંટવો તો ભંડાર.

**પૃષ્ઠ ૯૩**

૭૧૪–૭૧૬ કરકસિ—(?) ટીડ–તીડ. ડંક–ડંખ. ખિત્રવટ–ક્ષત્રિયતા. અખત્ર–ક્ષત્રિયધર્મથી વિરુદ્ધ ચાલતાં. નીપતો–ઉપજતો.

૭૧૭–૭૨૦ કાછબ—કાચબા. સુરસરિ–સુરસરિતા, ગંગા. જનઋષિ કુંયરી–સીતા. સમવડિ—સમોવડીએ. લોઢિ લીહ પટોલિ ગાંઠિ—લોઢા પરનો કાપો અને પટોળાની ભાત [ગાંઠિ] જતાં નથી. ઉમાદેઈશ્વર-પાર્વતી અને શિવ. મુહરિ–મહોર આવ્યો, સીતા સાથે મારી જોડ ઠીક મળી ગઈ છે.ખડયૂ–પડયું. બાખડ—વાંકુચુકું અંબહિડિ–કાઠેડો (?) જરજીરણ–વૃદ્ધ. બાકરૂ–બકરૂં. ઘાંટઘુઘરી–ઘંટડી ને ઘુઘરીઓ.

**પૃષ્ઠ ૯૪**

૭૨૧–૭૨૬ પૂરંદર—ઇંદ્ર. મેઘનાદ—ઇંદ્રજીત. માંટીપણું—વીરતા. કનકમાલ–સોનાની માળા. પહરા—પરા, દૂર. કોડી કારણી નાખી મ લાખ–કોડી માટે તું લાખ ન જતા કર. ઉવેખઇ—તિરસ્કારથી હેલી મુકે. નાથો—વશ કર્યો. પિંગલ નાગ—પીળો નાગ.

નિગોદર—એક જાતનું ઘરેણું.

નાગલા—(?)

પસાઈ—કૃપા વડે. વિરીઉ-ધર્મવિરુદ્ધ. કર્મચંડાલિ–હીણાં કર્મો કરી પતિત થયેલી. પુહરો–પુરો (?). નિરવાણ [ સં. निर्वाणः ]—સદ્ગતિ. સહસ્સફણો-સહસ્ર ફેણાવાળો, નાગ. અલવઈ—હળવે, જોતજોતામાં. પરાકર્મ—પાક્રમ. હરિપુર—વિષ્ણુ [ હરિ ] ની રાજ્યધાનિ, વૈકુંડ. કમલભૂ—કમલમાંથી ઉત્પન્ન થનાર બ્રહ્મદેવ. સાહાનિલિ—[?]

અલખામણો [ સં. अलक्ष्यमान ]—અણગમતો. માણઆ—મનવા, મનુષ્ય. સાતુ–સાથીઓ.

**પૃષ્ઠ ૯૫**

પર૭–૭૨૯ ગેહલી......ગામ–(?)

નાડાવિચિ—(?)

સીદરી—ચીંદરી, ચીંદરડી (?) જિહાં કુંજર......રાવણની લાક્ષણિક અભિમાન વૃત્તિનું આ વચન છે. એ કહે છે કે જ્યાં મારે ત્રાજવે હાથીઓ તોલાય છે ત્યાં રામ જેવા પાડાઓ તો સમતોલો કરવાનાં ઠીકરાં [ પાસિંગિઇ ] જેવા થઈ પડશે, અર્થાત્ એના શા ભાર પડયા છે ? રલીઆતિ–રાજી. અજુઆલિ–અજવાળી. ઈશ્વરની દાતિ—મહાદેવે રાવણને વરદાન [દાતિ] આપ્યું હતું તે પ્રકાશમાં લાવી. સેસ–શેષ નાગ. અજરામર—જેને ઘડપણ [ જરા ] નથી ને જે અમર છે. રસરાય—પારો. કાકસ્થ–કાકુસ્થ-કકુસ્થ રાજાના વંશજ રામચંદ્ર. વસ્થ–વસ્તુ. વસ્તુ નીપની ગમી

વગાડિ રિહિયા—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની કવિ દલપતરામ સંગ્રહિત ત્રુટિત હસ્તલિખિત પ્રત સાથે સરખાવતાં 'ગમી' એ શબ્દ નાહક ક્ષેપક લાગે છે; વળી એ શબ્દથી માત્રાઓ પણ વધી પડે છે. ભલ—ભલે. સખી...—ગોહીસ—રાવણ આરૂઢ શિવભક્ત હોઈ મંદોદરીને સાફ સાફ કહે છે કે તું શિવ [ઈશ] ને ક્યાં રામ સરખા ગણી નાંખે છે? ગોહીસ—(?) તુઠી આણ ટીંટા નઈ ગયું?—'તુઠીઆણ'ને બદલે આમ પાઠ શુદ્ધ લાગે છે. ટીંટા–રજપુત માટે તિરસ્કારવાચક 'ટીંટુ' શબ્દ ગુજરાતમાં પ્રચલિત છે. પડી નીંઠાણી—નીઠયા, નિર્વંશ થયા. હલિંડા—કોઈ ગામનું વિશેષ નામ લાગે છે.

૭૩૦–૭૩૨ ભાણ ન ભાણિ ઢાંકિઉં રહિઈ–સૂર્ય [ભાણ] થાલીથી [ભાણિ] ઢાંકયો ન રહે. વૂડા–'વૂઠા' પાઠ શુદ્ધ લાગે છે. વાધી ખૂટી વિધિ ઉલખઈ–'વિધિ' ને બદલે 'વધિ' શુદ્ધ પાઠ લાગે છે.

ભાવઠી–ભાવઠે–દુ:ખે. એક વિભીષણ...જીવ–રાવણ પોતાના બંધુ વિભીષણને અને ભાતૃદ્રોહી સુગ્રીવને એક કક્ષામાં મુકે છે ને કહે છે કે એમના દ્રોહથી રાજાના [ઠાકુરના] અર્થાત્ મારો જીવ મુવા પછીએ શાંત નહીં થાય, જંપશે નહીં. ઘરઘાતકી –ઘરમારૂ. ખોરણાં–ખોસણાં. પલીતા, બત્તી, આગ લગાડવાનાં સાધન. ઉધ્રિ–ઓલા-દમાં, વંશમાં. ધનદ–ધનના અધિષ્ઠાતા કુબેર ભંડારીને લંકાના આગલા અધીશ રાવણના ઓરમાન ભાઇ કુબેર તરફના રાવણના જુલમ માટે જુઓ **નર્મકથાકોષ.** નહી વિભીષણ બીજે બાપ–તમે ને વિભીષણ એકજ બાપના દીકરા છો. છતાં તમારાંજ કુટુંબસંતાપકારી કારસ્તાનોથી તમે આ વસ્તુસ્થિતિ ઉભી કરી છે.

## પૃષ્ઠ ૯૬

૭૩૩–૭૩૬ બાપીડો—એક બાપનો, ભાઇ. હું સુરનાયક તૂં સૂતારિ–રાવણ પોતાને ઉંચા કુળનો ગણી મંદોદરીને નીચા કુલની–સૂતારિ ગણે છે. પ્રીછ્યા...... તાગું–તું વગર સમજે હાંકે રાખે છે એથી તું સિદ્ધ કરે છે કે તારા પીયરનું પાસુ ઓછું છે, તું હલકા કુલની છે. વિહિરો—આંતરો, તફાવત. કુઆરિ–(?) સેલરાં—(?) કાગડૂ—(?)

રાંડ ભૂઈ રહી ન સકિઉ રાય—'રાડિ લઈ ન—' એ સોસાઈટીવાળી પ્રતનો પાઠ શુદ્ધ લાગે છે. ભઇસા—(?) માદલ—(?)

ઘરબંધ–ઘરનો બંધો, વકર. અવલા દીહ–વાંકા દહાડા, દુર્ભાગ્ય.

૭૩૭-૭૩૯ પુહુક–પોંક, શેકેલું લીલું ધાન્ય. દાધો–દાઝયો. ભુઅંગ–ભુજંગ, સાપ. દાહિમો—(?) ક્યાં ખગપતિ? ક્યાં ખડમાંકડી?–ક્યાં હું ને ક્યાં રામ? એક પક્ષીરાજ ગરૂડ ને બીજો ઘાસ ઉપર કુદકા મારતો ક્ષુદ્ર જંતુ. વાસિગ–વાસુકી-નાગ. વિસ્તડી—અળસીયું. કનકાચલ–કનકાચલ, મેરૂપર્વત. સાયર–દરીઓ. વીરડો–પાણી માટે રેતી કે નદીના ભાઠામાં ખોદેલો ખાડો. રવાડી—(?)

પૃષ્ઠ ૯૭

૭૪૦—૭૪૨ ખોખર ડાંગ ન દીજઇ ખોડિ–પોલી ડાંગ હોય પણ તેનો દોષ [ખોડિ] ન કાઢ. સહિસાર્જન નઈ વાનર વાલિ જેણિ તૂં પાડિઉ જંજાલિ–મંદોદરી સહસ્રાર્જુન અને વાલી સાથેનો રાવણનો અપમાનપ્રસંગ યાદ કરી તેને મેણું મારે છે. કાર્તવીર્ય સહસ્રાર્જુને સાતે દ્વીપનું એક ચક્રે રાજ્ય કર્યું હતું. એણે રાવણને હરાવ્યો હતો. એક વાર નર્મદામાં પાંચસો હાથથી પાણી ખાળી પાંચસો હાથે સ્ત્રીઓ સંગે જલક્રીડા કરતો હતો. પાર્થિવપૂજા કરતાં રાવણ આથી સામો થયો પણ સહસ્રાર્જુને તેને પકડી બગલમાં ઘાલી નીરાંતે જલક્રીડા પુરી કરી હતી.

વાલી—કિષ્કિંધાપતિ ઇંદ્રનો પુત્ર ને સુગ્રીવનો ભાઇ. એ એકવાર ધ્યાનસ્થ હતો ત્યાં રાવણ તેને પકડવા આવેલો. પણ તેને રાવણને પકડી બગલમાં દબાવ્યો હતો.

જંજાલી—પીડામાં.

ચાચરિ—ચકલે, છડે ચોકે. સીસક—તહોમત, આળ. કોહાડિ—કોવરાવી. કસલ—કુશલ.

૭૪૩—૭૪૬ મેદાનવ કુઅરી–મયદાનવની પુત્રી, મંદોદરી. મયદાનવે કન્યાદાનમાં રાવણને કૃત્યા આપી હતી તેનો ઉપયોગ એણે અણીને વખતે લક્ષ્મણને મારવામાં કર્યો હતો. સૂંઢાલો-હાથી. જાજરિઉ—જર્જર, નાશવંત. સૂકાં સાલ હલાવ્યાં વલી મંદોદરી કહે છે કે તેં શમેલાં વેર તાજાં કર્યાં.

ખેતલવાહન—(?)

ભગરી ભીખ...ચડે–ભાખારીની ભીખ શાકે ચઢે નહીં. મીઢી મંદોદરિ જોઇજો બહુ—આને બદલે સોસાઈટીની પ્રતનો પાઠ ‘ચઢે મંદોદરી જો જો બહુ’ વધારે સુગમ છે.

ગામ ન રૂખઇ અરંડ થડું–એરંડાનો છોડ આખા ગામની જગા રોકે?

ગુણ સાંગણિ બિ સરખાં નમઈ–ગુણ કરનાર અને ઉપકૃત [સીગાણિ] બંને સમ ભાવે નમે છે.

કાલકૂટ—ઝેર.

પૃષ્ઠ ૯૮

૭૪૭—૭૪૯ આખઇ અણી—ક્ષેમકુશળ. છાર—ધુળ. પાણી ઉતાર—માનહાનિ. સણહો [ સં. શ્વાન ]—કુતરૂ. પગરણિ—વિવાહના પ્રસંગે.

૭૫૦—૭૫૨ વિસકંન્યા—વિષકન્યા. મહીઅલિ—મહીસ્થલીમાં, પૃથ્વીમાં.

પૃષ્ઠ ૯૯

૭૫૩—૭૫૯ લુણાગિરિ—(?)

ચંદ્રચૂડનઇ—શિવનું નામ.

અહલ્યા—બ્રહ્માની પુત્રી ને ગૌતમઋષિની પત્ની, પાંચ સતીમાંની એક. છળથી

ઈંદ્રે એને શય્યાભ્રષ્ટ કરી તેથી ગૌતમે એને શલ્યા થવાનો શાપ દીધો. જનકને ત્યાંથી સીતાને પરણી પાછા ફરતાં રામના ચરણસ્પર્શથી એનો ઉદ્ધાર થયો હતો.

હસતાં હરિનું ચુરિઉં ચાપ—' હરિ 'ને બદલે ' હર ' પાઠ જોઇએ. :રામે સીતાસ્વયંવર કાલે શિવનું ધનુષ્ય ભાંગ્યું હતું તે પ્રસંગ.

ખરદૂખર—રાવણના બે રાક્ષસપ્રધાનો. જમલી—પાસે.

**પૃષ્ઠ ૧૦૦**

૭૬૦-૭૬૫ સપરાણુ—મજબુત. સોનાની ઝાલિ–સોનાની જાળ.

**પૃષ્ઠ ૧૦૧**

૭૬૬–૭૭૨ નલકૂબરના શાપ—કુબેરનો પુત્ર. એક વખત નલકુબેર અને તેનો ભાઈ મણિગ્રીવ નગ્નદેહે સ્ત્રીઓ જોડે જમનામાં જળક્રીડા કરતા હતા એવામાં નારદ આવવાથી સ્ત્રીઓ શરમાઈ ગઈ. બન્ને ભાઇઓએ નારદનું ઉન્મત્ત થઈ અપમાન કર્યું તેથી યમલાર્જુનનાં બે વૃક્ષો થવાનો એમના તરફથી એમને શાપ મળ્યો. કૃષ્ણાવતારમાં કૃષ્ણ હાથે આ ભાઈઓનું યમલ ( જોડી ) શાપમુક્ત થયું હતું.

તલહેટી–તળેટી. લૂસઈ–લુંટશે. કાંઈ કમળ ડાંગે કુટઈ ?—તું શા માટે કમળને ડાંગથી ઝુડે છે, મુર્ખાઈનું કામ કરે છે ? સરખાવો આ સાથેઃ

" ઈમ કરતાં તે નવિ છૂટિઈ, સેવંતરાં ડાંગે કુટીઈ. " ૩

( માંડણ: ભક્તિવીશી. )

**પૃષ્ઠ ૧૦૨**

૭૭૩–૭૭૮ જિમ પર ઘોરદિગમ તાણો—સોસાઈટીવાળી પ્રતનો પાઠ " જિમ પરઘોર દિગમ તાણો ' છે (?)

ખાંડુ–ભેંસોનું ટોળું. ફાટિ ડાકલિ જાગર પડિ–' ફાટિ ડાકલિ જાગરીઓ પડિ ' એ સોસાઇટીની પ્રતનો પાઠ છે. જાગરીઓ—ભુવો. શું કિ પૂડા ન થાસઇ રામ— ' થાસઇ ' ને બદલે ' કરસિ ' પાઠ સોસાઈટીવાળી પ્રત આપે છે.

હુનુ–ઉનું. ગાડુરૂ–ઘેટું. વયરી વધ સેવક સાધાર–' વિરિ વઢશે વિશ્વાધાર ' સોસાઇટી પ્રતનો આ પાઠ વધારે યોગ્ય લાગે છે. યમ દેહ દર્પણ ઉપરિ આકાર— ' જમ દિહિ દર્પણ ઉરિ આકાર ' સોસાઈટીની પ્રતનો આ પાઠ શુદ્ધ લાગે છે. બલતી ગાડર બોલીસિઈ નીરિ–બોલીસિઈ–બોળશે.

વગદા—વરખડા નામના જંગલી ઝાડનાં ફળ. નહીંતર રાવણ ! ભૂલો રાનિ— રાવણ ! તને પછી કોઈ રસ્તો બતાવનાર નથી.

ભઈ સાઈત—ભાઇ સાથે.

વાધ વિદા નવ કોઇ સાંમૂલ, ઉદયાચલ ઉપાડીઉ ગુલ–' દાખી દાણુવ ! કોએ સમૂળ ઉદયાચલ......' સોસાઈટીની પ્રતનો આ પાઠ અર્થને ઠીક સુગમ કરે છે.

**પૃષ્ઠ ૧૦૩**

૭૭૯–૭૮૪ ક્રીડલું—કેડીયું (?) સુતાહરું—સુતર. ખિર–ખેરનું વૃક્ષ. મૂહિ– મુખે. વૈશ્રવાવઠ–રાવણ. વિશ્વશ્રવા–રાવણ તથા કુબેરના પિતા. બ્રહ્માના પુલસ્ત્ય

અને એના પુત્ર વિશ્વશ્રવા-એને ઇડવીડાથી કુબેર અને કેશનીથી રાવણ, કુંભકર્ણ ને વિભીષણ એ પુત્રો થયા હતા.

મછ મલ્યાગરિ ઉગટ અંગિ—આ અસ્પષ્ટ પાઠ કરતાં ' મછ માગ દિ ઉગરિ અંગ ' એ સોસાઇટીની પ્રતનો પાઠ કૈંક અર્થની સ્પષ્ટતા કરે છે. બૂંધણિ—મુંધા જેવી, મૂર્ખ. લોટ લવણ પરિ-આટાલુણમાં, નાહક. શાખામૃગ—વાનરો. વૈશ્વાનર—અગ્નિ. અખય—મંદોદરી પુત્ર અક્ષયકુમાર.

પૃષ્ઠ ૧૦૪

૭૮૫-૭૯૦ કાચરી—(?) બરી—(?) ટોહિ-ટોવું પંખી ઉડાડવાં. ઊખધ-ઔષધ. ટાઢી તાપિસિ કેહા કાજ—ટાઢ તાપ શા માટે સહે એ અર્થ ઘટાવી શકાય? સરાપિ—'શાપિ' શુદ્ધ શબ્દ છે ને પ્રાસ પણ ઠીક બેસે છે. પંચઉલી—પંચોલી (?) પાંચાલી (?) રાંધવિલાસીણી—વેશ્યા, નગરનાયિકા. હાડી- કાગડી. હલુઆ—(?) ભૂપતિ થયો પણ ભીખારી તણો—મંદોદરી રાવણના બ્રાહ્મણ પણા—ભીખારીપણા—ને યાદ કરાવે છે. ખૈંચા—પીખ્યાં. ગલી—ગળે, ભોગવે.

પરજલતૂં દેખઇ પરદેસ—પગ તળે બળે ને લંકા ઓલવવા જવું એના જેવું.

હસઈ ચાલણી કરવા રેસિ—' હસઈ ચાલણી કવડા રેસ ' એમ પાઠ શુદ્ધ જોઇએ. કવડો—કરવડો, નાળચાવાળો લોટો.

પડી ટીપ જિમ તાતઇ તવઇ—જેમ ઉકળતા પેણામાં પાણીનું ટીપું પડે.

ઉંબાડ—બળતો કાકડો. હૈઠોડીઉ—(?)

પૃષ્ઠ ૧૦૫

૭૯૧-૭૯૯ સુખિણિ—શંખિની. માંદો મહિષ માં ડાંભિ તડીંગ-અર્થ કૈં બેસતો નથી. સોસાઇટીની પ્રતમાં ' માંડિ મહિષ ભડિ માતંગ ' એ પાઠ કૈંક અર્થને વ્યક્ત કરે છે.

ઘરમાંહિ બિઠો બરલિ ઘણું-'બરલિ' જે બદલે 'બરકે'-બકે યોગ્ય લાગે (?)

ચિત્રામણિ તિમ ચતુરંગિણિ, નસિ હર ન સકિ હરિનિ હણી—આ પંક્તિનો ઉત્તર ભાગ ઘણો અસ્તવ્યસ્ત થઈ ગયો લાગે છે. ' ન શીહર ન શકિ હરિને હણી ' એ સોસાઇટીની પ્રતનો પાઠ કૈંક વધારે સુગમ લાગે છે.

ગુઆદરઇ—ગોંદરે. ખીંખર—(?)

ગાંગરિ—(?)

નિદ્રાધાંધલો—અઘોરી, ઉંઘણસી. સેત્ર-સેતુ કાપડી—સાધુ, રામલક્ષ્મણ. પ્રીઉડા—પીયુડા, પતિ. જલપંપોટા—પાણીના પરપોટા. ભડ—વીરો. કરકશા—કંકાસીઅણ.

વેગડ—(?) કુંડલાં—(?)

કલંઠ—લાંઠ

પૃષ્ઠ ૧૦૬

૮૦૦–૮૦૭ ઉટ–ઓટ, પડતી. સુકુલેણી–સુન્નત. કલિવર–કલેવર, શરીર. મંસવાસ–(?) કરસણુ–ખેતી. ધર્મવણાસ–ધર્મવિનાશ. મઉડ–મોડ. લોક બોક મુખ મોટાં સહી–લોક ને બોખ હમેશાં બહુબોલાં હોય છે. નગરનાયકા–વેશ્યા. સીંગલદેસ–લંકા. કુલાલી—કપાટ—(?)

બૂકી–ભૂકી. કીર–પોપટ. અંબર—આકાશ. ક્ષોહણિ–અક્ષોહિણી.

પૃષ્ઠ ૧૦૭

૮૦૮–૮૧૫ હીંસરૂ–(?) વાટલી–વાડકી. ધસિમસિ–ધાંધળ, ઉતાવળ. ભૂકણ ભસણ અનિ ભુંડીયાં–ગધેડાં, કુતરાં અને ભુંડ. કેગઈ–કૈકેઇ. ટીંબઇ–ટીંબે, ટેકરે.

નાઠા જલિ જિમ પાખી પડી–સોસાઇટીની પ્રતમાં 'પાખી' ને સ્થાને 'માખી' શબ્દ છે. મારુઆડી–મારવાડી.

ટીપણી હર ના પાત્રક થયું–'પીટણહારિ ના પાવઇ મલ્યુ' એ સોસાઈટીની પ્રતનો પાઠ ઠીક લાગે છે. મૂડો–પચાસ મણ. સુરશત્રુ–દેવરૂપી શત્રુઓ. વેલૂ થલિ લીંપ્યા લેખવે–રેતી ઉપર લીંપ્યું છે. અલૂણી–મોળી. જિમાં–જમવાના. સઈયાણી–સુઈઆણીઓ. વેત્રવિકાર–ગર્ભનાશ, ગર્ભપાત.

પૃષ્ઠ ૧૦૮

૮૧૬–૮૨૩ ખણું–ખોદી. સરગાપુર–સ્વર્ગ. ચાલણી કરૂ–રોમેરોમ વીંધી નાંખું. વિખ તરૂઅર–વિષવૃક્ષ. ત્રિપુરારિ–ત્રિપુરરાક્ષસના શત્રુ, શિવ. સુરશત્ર–દેવતાઓનો શત્રુ. ઉદયો–ઉગ્યો. તૂર–ઢોલ. ભરડા–તપોધન. માયામૃગ–સોનાનો મૃગ. ખુંટ–ચોક્કસતાથી. કુકંધ્યા–કિષ્કિંધા. પાલણિ–ઘોડીએ.

પૃષ્ઠ ૧૦૯

૮૨૪–૮૩૧ ત્રાગુ–હઠ. ચાટકો–રીસ. થડથાં થરહરિયાં–મુળથી હાલી ઊઠયા. ખણતું ખાત્ર–ખાતર પાડતું. લટપટ કરી—કાતર ચલાવી. માઉલા–બાયલા. પલકો–પેંધેલો. એહેરૂ–સાપની એક જાત. અસિમર–તરવાર. કુલિવહુઅર–કુલવધૂ. અણહાણિ અડવાણી. કુલકાતર–કુલસંહારિણી (?)

પૃષ્ઠ ૧૧૦

૮૩૩–૮૩૯ અહિરણિ—એરણે. જમણો—(?) રયણ—રત્ન. પલ્હાણ–પલાણ. ત્રિણાઉપરિ સી તરૂઆરિ—તરણા ઉપર તરવાર શી? કીડી ઉપર કટક શું? કંદ્રપ–કંદર્પ, કામ. ધનિધનિ—ધન્ય ધન્ય. ઈસર—ઇશ્વર, શિવ. ધુરિ—ધરથી, મુળથી. કુંડાં—પાપનાં કુંડાં. કુંભી કુંડ—કુંભી નામના નરકનો કુંડ. ઊહનો–ઉનો.

ત્રિજટા—સીતાની રખેવાલી કરવા રાવણે ત્રિજટા રાક્ષસીને નીમી હતી પણ તે અંદરખાતેથી સીતાને મળી ગઈ હતી.

પૃષ્ઠ ૧૧૧

૮૪૦–૮૪૬ સંવાહી—એક સાથે વહી.

જયવિજય—એ નામના વિષ્ણુના બે દ્વારપાલો. ઉદ્ધતાઇમાં એમણે સનકાદિક ઋષિઓને વિષ્ણુમંદિરમાં જતાં અટકાવ્યા તેથી તેમને પૃથ્વી ઉપર પડવાનો શાપ મળેલો. વિષ્ણુને કચવાટ પડતાં એમના શાપને નરમ કરવામાં આવ્યો કે વેરભાવે પાછા આવવું હોય તો તમને ત્રણ અવતાર લાગશે ને સ્નેહભાવે સાત. એમણે પહેલી ને ટૂંકી રીત પસંદ કરી. પ્રથમ અવતારે હિરણ્યાકશ્યપ અને હિરણ્યાક્ષ, બીજે રાવણ અને કુંભકર્ણ અને ત્રીજે શિશુપાલ અને દંતવક્ર તેઓ જનમ્યા હતા એમ કથા છે.

સળિણગાઠિ–સોનાગાંઠ. સુંચલ–સંચલ. અહેનાણ–એંધાણ. પિતાસુતા પરિ–બહેનની રીતે. કમલાસન–બ્રહ્મા. હરિ હનુમંત–વાનર હનુમાન. સોઈયા વદની નઈ સાંડલી–સોસાઈટીની પ્રતમાં ' મોહવદનિ ને હુંછવી ' પાઠ છે. હુંછલી–છાંછળી, ઉતાવળથી બોલી જનારી. પાહિજ–પેંજ, દૂહવ્યો–દુભવ્યો. મૂહ લાજઇ ગઈદાનવ તણું–તું તારા પિતા મયદાનવને પતિ સામે થવાના અપરાધ માટે નીચું જોવડાવે છે.

જુહારસિઇ—(?)

વરતો રંગ–આનંદ થયો.

કથં કપટ નઈ કામિનિ કલહિ અન્નયુધિ પરિ જાસિઈ વિલહિ–' કથં ' ને બદલે ' કંથ ' જોઇએ. કપટી કંથ ને રસિકાનાં રૂસણાં એ બકરાંના યુદ્ધ જેવું થોડી વારનું જ યુદ્ધ છે. વિલહિ–વીલાઈ. સલ–કાંટો. ચખિ–આંખે. ટેરુઆ–ટેરવું. છેહલિ-કયારી–છેલ્લે પાટલે. કરકૂ–કરડું, કોરે. લીહડી–લીટી. તગતગે–ચળકે. પઈટલ–પટેલ. પાદરડા–પાદર, ગોદરે. ઘટકરણ–કુંભકર્ણ, રાવણનો ભાઇ.

પૃષ્ઠ ૧૧૨

૮૪૭–૮૪૮ યમહર જમલી હેમકુમારી–' યમ હર જમલી હેમ કુમારી ' એમ પાઠ જોઇએ. જેમ મહાદેવ [ હર ] સજોડે [ જમલી ] પાર્વતી [ હેમ કુમારી–હિમસુતા ] શોભે છે તેમ રામ સંગે સીતા શોભતાં હતાં. શીકરિ–છાબે. અધિપતિ પાલા પુલે––રાજાઓ પગે ચાલા જતા હતા. કવી ખમયો–કવિતામાં ઉતારી શકયો.

## પૂર્વછાયો

પ્રકાસિ પાતક ટલિ શલ્યા વર સંવાદ–' સ્વલ્પોદરી સંવાદ ' એ સોસાઈટીની પ્રતમાંનો પાઠ વધુ શુદ્ધ લાગે છે. સ્વલ્પોદરી––મંદોદરી, કૃશોદરી.

---

# શ્રી ફાર્બસ ગુજરાતી સભાની માલિકીનાં પુસ્તકો



૧–૨ રાસમાળા (સચિત્ર) તૃતીય આવૃત્તિ, ભાગ ૧ લો, તથા બીજો; સ્વ. શ્રી. એલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસે રચેલી, અને દિ. બ. રણછોડભાઈ ઉદયરામ દવેએ ભાષાન્તર કરેલી. દરેકનું મૂલ્ય રૂ. ૫–૮–૦.

૩ માર્કસ ઓરેલીઅસ એન્ટોનીનસના સુવિચારો—ભાષાન્તરકાર, ઈડરનરેશ સ્વ. શ્રી. મહારાજા સર કેશરીસિંહજી; રા. રા. નગીનદાસ પુ. સંઘવીના ઉપોદ્ઘાત અને સમાન સંસ્કૃત સુભાષિત અને તત્ત્વજ્ઞાનનાં વચનો સાથે. મૂલ્ય રૂ. ૨–૦–૦.

૪–૫ શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ, ભાગ ૧ લો, તથા ભાગ ૨ જો; તૈયાર કરનાર રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ. દરેકનું મૂલ્ય રૂ. ૨–૦–૦.

૬ ગુજરાતનાં ઐતિહાસિક સાધનો ભાગ ૧–૨ (સાથે ભેગા) તૈયાર કરનાર રા. રા. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી; મૂલ્ય રૂ. ૧–૦–૦

૭ રસકલ્લોલ: બાળાઓએ ગાવાનાં જીવનનાં ગીતો: સંપાદક રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ, મહેતાજી. રૂ. ૦–૧૦–૦.

૮ પ્રબોધબત્રીશી (કવિશ્રી માંડણકૃત) અને રાવણમંદોદરી-સંવાદ (કવિ શ્રીધરકૃત) સંપાદક અને સંશોધક સ્વ. રા. મણિલાલ બકોરભાઇ વ્યાસ; ટીકા અને ઉપોદ્ઘાત લખનાર, રા. રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ. મૂલ્ય

મળવાનું ઠેકાણું

**મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું.**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨